# GRADED
# BIBLE LESSONS
## FIRST BOOK

BY

A. C. CLAYTON

રેવ. એ. સી. ક્લેટનકૃત

# ક્રમવાર શાસ્ત્રપાઠો

ભાગ ૧ લો.

ગુજરાતી અનુવાદક

વિશ્રામ મીઠાભાઈ ખંભાતા

સંજાણ

PRINTED BY R. S. DICKEY, AT THE MISSION PRESS, SURAT,
AND PUBLISHED FOR THE GUJARAT TRACT AND BOOK SOCIETY.

SURAT.

1923.

PRICE 10 ANNAS.

# ભાષાંતરકર્તાની પ્રસ્તાવના.

પ્રિય ગુર્જર ખ્રીસ્તી કામદાર,

આ પુસ્તક કેવી રીતે તમારા હાથમાં આવવા પામ્યું તે મારે તમને કહેવું જોઈએ.

આ પુસ્તક જ્યારે અંગ્રેજી ભાષામાં મારા વાંચવામાં આવ્યું, ત્યારે મારા મનમાં લેશમાત્ર ખ્યાલ નહોતો કે તે પુસ્તક ગુજરાતીમાં પ્રગટ થશે. પ્રથમ તો મારા પોતાના કુટુંબની આત્મિક વૃદ્ધિને માટે તરજુમો કરીને હસ્તલેખ પ્રત મારા ઘરમાં રાખવાનો વિચાર હતો, પરંતુ વખત જતાં એકાએક મારા હૃદયમાં આ વિચારની પણ ઉત્પત્તિ થઈ કે ગુર્જર ખ્રીસ્તી શિશુવર્ગમાં કામ કરતા શિક્ષકોને માટે આવા પુસ્તકની મોટી ખોટ છે, અને જો તે છાપવામાં આવે તો મારા પોતાના કુટુંબ તથા અન્ય કુટુંબોને અને આખા ગુર્જર પ્રાંતમાં કામ કરતી સમસ્ત મંડળીઓને લાભકારક નિવડ્યા વગર રહેશે નહિ.

આ વિચાર ખ્રીસ્તમાં મારા ધર્મપિતા તેમજ પાળકપિતા મહે. રેવ. સી. બી. હાર્વેને જણાવ્યો ને તેમને તે પસંદ પડવાથી "ગુજરાતની ધર્મપુસ્તકપ્રસારક સોસાયટી"ને લખી જણાવ્યું. ને જવાબ મળ્યો કે જો તેનો તરજુમો થાય તો સોસાયટી તે છાપી પ્રગટ કરશે, અને આ રીતે આ પુસ્તક તમારા હાથમાં આવવા પામ્યું છે, માટે પ્રભુનો પુષ્કળ આભાર માન્યા વગર રહી શકતો નથી. પ્રભુ બાપ તેના મહિમાને માટે મારો આ પ્રથમ પ્રયાસ કામમાં લે ને ઘણાં બાળકોના મનમાં તેનું કામ કરવાની પ્રેરણા નાનપણમાંજ ઉદ્ભવે એજ મારી નમ્ર યાચના તેની પ્રત્યે છે.

**વિશ્રામ એમ. ખંભાતા.**

૨૩ સપ્ટેમ્બર, ૧૯૨૧.

## To The Teacher.

## શિક્ષકોને માટે સૂચના.

૧. ક્રમવાર ગોઠવેલા શાસ્ત્રપાઠોનું આ પ્રથમ પુસ્તક નાનાં છોકરાંમાં કામ કરતા શિક્ષકોને સારૂ અસલ અંગ્રેજીમાં એ માટે તૈયાર કરવામાં આવ્યું છે કે બીજી ભાષાઓમાં તેના તરજુમા થઇ શકે.

૨. શિક્ષકના અભ્યાસને માટે જે શાસ્ત્રપાઠ આપવામાં આવેલા છે તે તેણે અગાઉથી વાંચવા જોઇએ.

૩. જેમ બને તેમ શિક્ષકે પોતાના શબ્દોમાં વાર્તાઓ કહેવી. વાર્તા કહેતી વખતે ભાષા બહુજ સાદી અને સરળ હોવી જોઇએ. અઘરાં વિશેષનામ બનતાં સુધી થોડાંજ વાપરવાં (દાખલા તરીકે, "કાપરનાહુમ"ને બદલે આ પુસ્તકમાં "સરોવરના કિનારે આવેલું શહેર" એ નામ વાપરવામાં આવ્યું છે).

૪. વાર્તાઓનું પુનરાવર્તન કરાવતી વખતે છોકરાંની પાસે વાર્તાઓ કહેવડાવવી તેમજ તે વાર્તાઓ વિષે માહોમાંહે એકબીજાની સાથે વાતચિત કરે એવું ઉત્તેજન આપવું. વળી તે વાર્તાઓ પૈકી કયી વાર્તા કે કયા માણસની વાત તેમને વિશેષ પસંદ છે તે તથા તેનું કારણ પણ તેમને પૂછવું જોઇએ.

૫. જો છોકરાં એવા સવાલ પૂછે કે જેના જવાબ આપી શકાય નહિ (કેમકે આપણે દેવનાં બધાં કૃત્યો સમજી શકતાં નથી), તો શિક્ષકે એમજ કહેવું જોઇએ (ખાસ કરીને ૧૧મા પાઠની ટીકા જુઓ).

૬. આ પુસ્તકના હેતુ પાંચ છે:

**૧લો.** વાર્તાઓને છોકરાં સારી રીતે યાદ રાખે.

**૨જો.** વાર્તાઓની મદદથી પરમેશ્વર તે ખરો, જીવતો, સાક્ષાત્ આકાશમાંનો પિતા છે કે જે આપણ દરેકની સંભાળ કરે છે, તેમજ આપણ દરેક ઉપર તે અપાર પ્રીતિ કરે છે, એવું છોકરાં સમજે.

**૩જો.** ઈસુ ખ્રીસ્ત એક સત્ય, જીવતો પુરૂષ છે કે જે આપણ દરેક ઉપર પ્રીતિ રાખે છે એવું છોકરાંના મનમાં ઠસાવવું.

**૪થો.** પરમેશ્વરે આપણને ઘણાં ઘણાં કૃપાદાનો આપ્યાં છે એ માટે આપણે તેને ઓળખતાં ને તેની ઇચ્છા પ્રમાણે કરતાં શીખવું જોઈએ એ બાળકને સમજાવવું (જુઓ પાઠ ૪૫મો).

**૫મો.** આપણે કેવી રીતે આપણું જીવન ગાળવું, એ પરમેશ્વરે ઈસુ ખ્રીસ્તની મારફતે આપણને શિખવ્યું છે, અને આપણે ઇસુના જેવા થવાનો પ્રયત્ન કરવો જોઇએ એવું છોકરાં જાણે (જુઓ પાઠ ૫૮ અને ૭૦).

# અનુક્રમણિકા.

## દ્વિતીય અર્ધ વર્ષ.

# પુસ્તક પહેલું.

## પ્રથમ અર્ધ વર્ષ.

હેતુ: ૧. આકાશમાંના પ્રેમી પિતા વિષે છોકરાંઓને ભાન કરાવવાનો.

૨. છોકરાંના જીવનની બધી બાબતો—તેમના કુટુંબ સાથેનો તેમનો સંબંધ, તેમની રમતગમતો, અને પોતાની ચારે બાજુ બાળક જે જુએ છે તે બધાંનો સંબંધ આકાશવાસી પિતા પરમેશ્વર સાથે જોડવાનો.

આ પ્રથમ અર્ધ વર્ષની વાર્તાઓના નીચે પ્રમાણે વિભાગ પાડયા છે:—

### પરમેશ્વરનો આપણા પ્રત્યે પ્રેમ, તથા આપણા દૈનિક જીવન વિષેની તેની કાળજી.

૧. દેવ સંભાળે છે: વાર્તા ૧-૨૪.

૨. દેવનાં કૃપાદાન તથા તેમને માટે તેનો આભાર માનવાની રીત વિષે: વાર્તા ૨૫-૪૬.

૩. એક મદ્યનિષેધક પાઠ: વાર્તા ૪૭.

## ૧. ફૂલ વિષેની વાર્તા.

હેતુ: પરમેશ્વર ફુલની પણ સંભાળ કરે છે, એવું બાળકોને સમજાવવાનો.

શાસ્ત્રભાગ: માથ્થી ૬; ૨૫-૩૪.

મુખકલમ: માથ્થી ૬; ૨૮. ખેતરનાં ફૂલઝાડોનો વિચાર કરો.

વાર્તા.

૧. શું તમે કદી બેડોળ કે કઢંગું ફૂલ જોયું છે? મને નથી લાગતું કે તમે જોયું હોય. દરેક ફૂલ બીજા ફૂલ કરતાં કદમાં કે રંગમાં કે વાસમાં જુદું હોય છે, પણ બધાં ફૂલ, પછી તે ગમે તો નાનાં હોય કે મોટાં, ધોળાં હોય કે લાલ, આસ્માની હોય કે પીળાં હોય, પણ તે બધાં એક બાબતે સરખાં હોય છે, એટલે સુંદરતાની બાબતે, મતલબ કે બધાં ફૂલ સુંદર તો હોય છેજ.

૨. જંગલમાં કે આંબાવાડીઓમાં કે પાણીના નાળા પાસે જે ફૂલઝાડ ઉગે છે તે કદી તમે જોયાં છે? સેંકડો ફૂલઝાડ એવે સ્થળે થાય છે, અને તે બધાં બહુ સુંદર હોય છે. ફૂલઝાડ વાત કરી શકે ખરાં કે? પ્રથમ તો તમે 'ના' કહેશો, પણ હું એમ માનું છું કે તેઓ વાત કરી શકે છે. વારૂ, તેઓ શું કહે છે તે ચાલો આપણે શોધી કાઢીએ.

૩. એક મોટો રાજા હતો. તેની એક ઘણી સુંદર વાડી હતી અને તે વાડી જુદી જુદી જાતનાં ફૂલ અને મેવાનાં ઝાડોથી ભરપુર હતી, અને આ વાડી વિષે રાજા ઘણું અભિમાન ધરાવતો હતો.

વાડીનાં ઝાડોની ઘટામાં જુદી જુદી જાતનાં પક્ષીઓ આવીને તેની ડાળીઓમાં વસતાં હતાં, જેમાં એક પોપટ પણ હતો. એક દિવસ એવું બન્યું કે પવનથી બધાં ફૂલ અને ઝાડની ડાળીઓ હાલતી હતી તેવામાં એક સુંદર ઝાડનું બી ઉડીને પેલા પોપટનાં પીછાંમાં ભરાઈ ગયું. આ નાના ભરાઇ ગએલા બીની પોપટને કંઇ ખબર પડી નહિ. પછી તે પોપટ રાજાની વાડીમાંથી દૂર આવેલા જંગલ ભણી ઉડી ગયો.

તે પોપટ મોટા જંગલમાં આમતેમ ઉડયો, અને તે ઉડતો હતો તેવામાં પેલું નાનું બી તેનાં પીછાંમાંથી નીકળી ભોંય પર પડયું. આ વખતે ભોંય સુકી હતી માટે તે બીને કેટલાએક દિવસ લગી તો ત્યાંનેત્યાંજ પડી રહેવું પડયું. પછી ભારે વરસાદ થયો અને જમીન ભીની તથા પોચી થઇ ને તેની સાથે પેલું નાનું બી પણ ભીનું થયું. એક બે દિવસ પછી તો પેલું નાનું બી ફાટયું, અને તેને એક છેડે બે બહુ નાનાં પાંદડાં અજવાળા ભણી નીકળવા લાગ્યાં, અને તેને બીજે છેડે એક નાના દોરા જેવું કંઇક ઉગીને અને વધીને ભીની થએલી ભોંયમાં ઉંડું ઉતરવા તથા તેમાંથી પાણી પીવા મંડયું. તે નાના મૂળીઆને જે પાણી મળતું હતું તેને લીધે તથા પેલાં નાનાં પાંદડાંને સુરજનો જે તાપ કે તડકો લાગતો હતો તેથી કરીને તે છોડવો વધવા લાગ્યો. દરરોજ તે તો વધતો ને વધતો ગયો તેમજ દરરોજ તેને નવાં ને નવાં પાંદડાં આવતાં ગયાં. પછી એક દિવસે તો તડકામાં તે નાના છોડવા ઉપર એક ફૂલ દેખાવા લાગ્યું, અને જંગલમાં ઉગેલું એ ફૂલ રાજાની વાડીમાંના ફૂલ જેવુંજ અને તેટલુંજ સુંદર હતું.

કોઇએક સુજ્ઞ પુરૂષ તે જંગલમાં થઇને જતો હતો તેવામાં તેની નજર રાજાની વાડીમાંના સુંદર ફૂલ જેવા પેલા ફૂલ પર પડી, અને તેને જોઇને તે વિચાર કરવા લાગ્યો કે, 'આહા! આવા વેરાન તથા ઉજડ જંગલમાં આ ફૂલઝાડને કોણે રોપ્યું હશે? તેમજ તેની સંભાળ કોણે લીધી હશે?' અને જેવો તે ડાહ્યો પુરૂષ તે ફૂલ તરફ જોતો હતો તેવુંજ તે ફૂલઝાડ તેને જાણે કે એમ કહેતું દેખાયું કે 'દેવે મારે માટે માટી નાખી, તેમજ પરમેશ્વરે મને છોડવો કરવા માટે વરસાદ મોકલ્યો, અને મને સુંદર ફૂલ આવે માટે પરમેશ્વરે તડકો પણ મોકલ્યો.' પછી તે મુસાફર પરમેશ્વરે ફૂલઝાડની જે બરદાસ્ત કીધી હતી તેને લીધે તેનો ઉપકાર માનતો માનતો પોતાને રસ્તે ચાલ્યો ગયો.

૪. હા, ખરી વાત, પ્રત્યેક સુંદર ફૂલ એમ કહે છે કે 'પરમેશ્વર મારી સંભાળ કરે છે.'

જાઈ, જુઇ, મોગરો, ગુલાબ, કરણ, ગુલમોર, ચંબેલી, ચંપો, વિગેરે જુદાં જુદાં સુંદર રંગનાં અને સુવાસિક ફૂલો આપણને એમ કહે છે કે દેવે અમારે માટે માટી બનાવી, વરસાદ મોકલ્યો અને અમારા પર સૂર્યનો પ્રકાશ પડવા દીધો માટેજ અમે વધી શકીએ છીએ. તેઓ સર્વે આપણને એમ કહે છે કે 'દેવ અમારી સંભાળ કરે છે.'

**પ્રશ્નો.**

૧. કોઇ જગ્યાએ કઢંગું ફુલ હોય છે શું?
૨. રાની કે જંગલમાંનાં ફુલનું જતન કોણ કરે છે?
૩. વારૂ, ફુલ આપણને શું કહે છે?

---

## ૨. મુસાફર તથા ફૂલ.

**હેતુઃ** જે દેવ ફુલની રક્ષા તથા સંભાળ કરે છે તેજ દેવ છોકરા તથા છોકરીઓની પણ સંભાળ કરશે તે તેમને બતાવવાનો.

**શાસ્ત્રભાગઃ** માત્થી ૬; ૨૫-૩૪. લુક ૧૨; ૨૨-૩૧.

**મુખકલમઃ** માત્થી ૬; ૨૮. ખેતરનાં ફૂલઝાડોનો વિચાર કરો.

વાર્તા.

૧. ફૂલોએ આપણને કહ્યું કે દેવ અમારી સંભાળ કરે છે. એક થાકેલા મુસાફરને એક ફૂલે જે વાત કહી તે હું તમને આજે કહેવાનો છું.

૨. ઉનાળામાં જ્યારે સખત તાપ પડે છે ત્યારે જો કોઇ દિવસ તમે બહાર જંગલમાં ફરવા ગયા હો તો તમને યાદ હશે કે કેટલો બધો થાક તથા તરસ લાગે છે. દરેક ઝાડ ધૂળથી ઢંકાઇ ગએલું હોય છે. બકરાં, ઘેટાં અને બીજાં ઢોર ઝાડોની છાયા તળે એકઠાં થએલાં હોય છે. પવન પણ બહુ ગરમ લાગે છે ને બહુ લૂ વાય છે.

૩. એવા એક ગરમ દિવસે કોઇએક મુસાફર તમે જે જંગલમાં ફરવા ગયા તેવા અરણ્યમાં મુસાફરી કરતો હતો. તેને થાક, તરસ અને તાપ બહુ લાગ્યાં હતાં. તેણે બહુ લાંબી મજલ કાપી હતી. જે જંગલમાં તે હતો ત્યાં કંઇ રસ્તા નહોતા. ત્યાં થઇને ગાડું કે ગાડી જઇ શકે નહિ. બે દિવસ ઉપર તેનો ઘોડો મરી ગયો હતો ત્યારથી તેને પગે ચાલીને મુસાફરી કરવી પડી હતી. હમણાં તેને એટલો બધો થાક અને તરસ લાગ્યાં હતાં કે તેને આગળ ચાલવાની બિલકુલ હિમ્મત હતી નહિ. તેને એમ લાગ્યું કે પાણી વગર તેનો જીવ જશે.

તેણે ચોપાસ જોયું, પણ પાણી, તળાવ, નદી, ઝરો કે કુવો કંઇજ દેખાયું નહિ, પણ સુકાઇ ગએલા જંગલમાં કાંટાવાળાં જે ઝાડ ઉગે છે તેજ તે જોઇ શકયો. તે નિરાશ ને કમજોર થઇને સુઇ ગયો, અને કહ્યું કે આ જગ્યાએ પાણી વગર મારો જીવ જશે.

તે ગરમ ભોંય પર આમ સુતો હતો તેવામાં તેણે જોયું તો, જુઓ, ત્યાં એક નાનું ફૂલઝાડ ઉગેલું હતું તે તરફ તેની નજર ગઇ. તેને નાનાં લીલાં પાંદડાં હતાં ને તે પર એક આસમાની રંગનું ફૂલ હતું, મને લાગે છે કે તમે એવી જાતનું ફૂલ જોયું છે. મેં પણ જોયું છે.

થાકેલા તૃષિત મુસાફરે તે તરફ જોયું; પછી તેણે કહ્યું 'આ નાનું ફૂલ બહુ સુંદર છે.' પછી તે અચરત થઇને બોલવા લાગ્યો 'આવા જંગલમાં તેની સંભાળ કોણ લેતું હશે?' પછી તેને એમ લાગ્યું કે જાણે તે નાનું ફૂલ તેને કંઇ કહેતું હોય અને ફૂલે તેને આ શબ્દો કહ્યા, 'દેવ

મારા પર પ્રીતિ રાખે છે ને તેજ મારી સંભાળ પણ કરે છે.' અને પછી મુસાફરે કહ્યું, 'જો પરમેશ્વર નાના ફૂલની સંભાળ કરે છે તો જરૂર તે મારી સંભાળ પણ કરશે, મારે બીવું કે નાહિમ્મત થવું જોઇએ નહિ.' અને આમ તેણે બીકને એક કોરે મૂકી ફરી હિમ્મત પકડી અને ધીમે ધીમે પાછો મુસાફરી કરવા અને પોતાના મન સાથે કહેવા લાગ્યો કે 'અલબત, જે દેવ નાના ફૂલઝાડની સંભાળ લે છે તે મારૂં જતન પણ કરશે.' અને જુઓ તે થોડેક આઘે ગયો તો જંગલમાં મીઠા પાણીનો ઝરો જોઇને તેને બહુજ નવાઇ લાગી, ને બહુ ખુશી થયો. પછી તેણે તેમાંથી જોઈએ તેટલું પાણી પીધું, ટટાર થયો, પાછો પોતાનો રસ્તો કાપવા લાગ્યો ને એમ મુસાફરી પુરી કીધી.

૪. પણ પરમેશ્વર આપણા પર પ્રીતિ કરે છે ને આપણી સંભાળ કરે છે એવી જે વાત કે પાઠ તે ફૂલ પાસેથી શીખ્યો હતો તે તેની જીંદગી પર્યંત કદી વિસરી ગયો નહિ.

**પ્રશ્નો.**

૧. મુસાફરે શું કર્યું?
૨. મુસાફરે શું દીઠું?
૩. મુસાફરને ફુલે શું કહ્યું?

---

## ૩. પક્ષીઓને પણ દેવ સંભાળે છે.

**હેતુ:** જેવી રીતે દેવ પક્ષીઓને સંભાળે છે, તેવીજ રીતે તે દરેક છોકરા તથા છોકરીને પણ સંભાળશે એ જણાવવાનો.

**શાસ્ત્રભાગ:** માત્થી ૬; ૨૬. અયૂબ ૩૮; ૪૧. ગી. શા. ૧૪૭; ૯.

**મુખકલમ:** માત્થી ૬; ૨૬. તમારો આકાશમાંનો બાપ તેમને ખવાડે છે.

વાર્તા.

૧. મુસાફરને ફૂલે કહ્યું કે, 'પરમેશ્વર મારા પર હેત રાખે છે ને મારી સંભાળ કરે છે.' પક્ષીઓ જ્યારે ચીં ચીં કરીને કલોલ કરે છે તથા ગાયન કરે છે ત્યારે તેઓ પણ એનેએજ વાત કહે છે, કેવી રીતે?

૨. વારૂ, તમે કદી ચકલી જોઈ છે? જુઓ, હમણાં રસ્તા પર કદાપિ ઉડતી કે બેઠી હશે.

૩. કેટલાએક વખત ઉપર કોઇએક મોટા ઝાડ ઉપર એક ચકલો ને એક ચકલી રહેતાં હતાં. તેઓએ તે ઝાડની એક ડાળીએ માળો બાંધ્યો. ચકલીએ એ માળામાં ચાર ઈંડાં મૂક્યાં. પછી તેણીએ તે ઈંડાં ઉપર બેસવા માંડયું. તે લગભગ આખો દિવસ ને આખી રાત ત્યાંજ બેસી રહેતી, માત્ર થોડીવારને માટે તે તેમને મૂકીને થોડા દાણા ખાવા અને થોડું પાણી પીવા જતી. પછી એક અજાએબ જેવો દિવસ આવ્યો કે જ્યારે તે ઈંડાંનાં કોચલાં ફૂટયાં ને તેમાંથી નાનાં ભૂરા રંગનાં ચાર બચ્ચાં નીકળી આવ્યાં.

વારૂ, ચકલાંને કેવી રીતે ખોરાક મળતો હશે? તેઓ હવામાં આમતેમ ઉડીને ખોરાકની તપાસ કરે છે, પછી નીચે ભોંય પર ઉતરીને ટપોટપ વીણી લે છે, અને ફરી પાછાં કોઇ સહિસલામતીભરેલી જગ્યાએ ઉડી જઇ ત્યાં બેસીને ખાય છે. કોઇ કોઇ વખતે તો તેઓ વાટ જોઇને બેસી રહેલાં હોય છે કે ઘર આગળ કે ઘર ઉપર કયારે ડાંગર સુકવે કે કયારે ખળાં કરે. એવે વખતે કાંતો છોકરાને કે છોકરીને કે બાયડીને કે વખતે પુરૂષને પણ સુકવવા મૂકેલા અનાજની સંભાળ કરવા બેસવું પડે છે. પણ તે સંભાળ કરનાર જરાક આમતેમ જુએ કે ફરે તેવામાં શું થાય છે? ચકલાં એકદમ ઉતરી પડે છે, ને ચોકી કરનાર પાછું જુએ કે તરતજ ચકલાં ઉડી જાય છે.

હવે, પેલાં માળામાંનાં બચ્ચાં ઉડી શકતાં હશે કે? ના, તેઓ હજી ઉડી શકતાં નથી, પણ તેઓને ભૂખ તો બહુ લાગે છે. તેમને આખો દહાડો ખાવાનું જોઇએ છે, માટે પહેલાં તો બજારમાં દુકાન આગળ કોથળામાંથી રસ્તા પર જે થોડી ડાંગર કે ચોખાના દાણા પડી ગયા હોય તે ચકલો ઉડી જઇને લઇ આવે છે. પછી ચકલી ઉડી જઇને જંગલમાંથી થોડા ટેટા વગેરે જે મળે તે લઇ આવે છે. પહેલાં તો ચકલો ચકલી તેમને જે કંઇ મળે તે પોતેજ ખાઈ જતાં, પણ હવે તો તેમને માળામાંનાં પેલાં ચાર બચ્ચાંનું પોષણ કરવાનું છે, માટે માબાપ લગભગ નહિ જેવું ખાય છે, અને તેમને જે કંઇ મળે છે તે બધું

માળામાં રહેલાં પેલાં બચ્ચાં માટે ચાંચમાં ઘાલીને લઇ જાય છે. તેઓને આખો દિવસ બહુ સખત કામ કરવું પડે છે, અને આમ પેલાં બચ્ચાં મોટાં થાય છે. પછી બચ્ચાં ઉડતાં થયાં છે અને ચકલો તથા ચકલી ભૂખ લાગે ત્યારે શું કરવું તથા ક્યાં જવું તે તેમને બતાવે છે તથા શિખવે છે. તેથી હવે તો પેલાં બચ્ચાં મોટાં તથા મજબૂત થયાં છે, અને પોતાની મેળે પોતાની સંભાળ કરે છે. દર સવારે સૂર્યોદય વખતે તેઓ ઝાડ ઉપરથી ગામના રસ્તા ઉપર કે બજારની શેરીઓમાં કે ખળાં આગળ કે ક્યારડાઓમાં કે જંગલમાં ઉડી જાય છે. તેઓ ભૂખ્યાં છે. તેઓ ખોરાકની શોધ કરે છે, ને તેમને તે જડે છે, અને સાંજે તેઓ તૃપ્ત તથા સંતોષી થઇને પાછાં ઝાડ પર આવી બેસે છે.

૪. વારૂ એક સવાલ પુછવા દો, ચલ્લાંઓને બોલાવીને તેમને કોણ ખોરાક આપતું હશે? કોઇ નહિ. દાણા અને બીજાં અહિંતહિં પડેલાં હોય છે અને નાનાં પક્ષી તેમને શોધી કાઢીને ખાય છે, એમ તમે કહેશો. પરંતુ જંગલમાં કે રસ્તા પર કે ખેતરોમાં ઉડતાં તેમને કોણ શિખવતું હશે? ઈશ્વર તેમને ઉડતાં શિખવે છે.

મહાન ગુરૂ ઇસુ એક વખતે એક પહાડ પર બેઠો હતો, અને લોકો તેની પાસે આવ્યા, અને તે વખતે આવેલા લોકોમાંના ઘણાખરાના મનમાં શંકા હતી કે કોણ જાણે દેવ અમારી સંભાળ કરતો હશે કે નહિ. પછી ઈસુએ ઉપર હવામાં ઉડતાં ચલ્લાં તરફ જોઈ લોકોને કહ્યું કે, તમારો આકાશમાંનો બાપ તેમને ખવાડે છે! ખરી વાત, પરમેશ્વર નાના પક્ષીની સંભાળ કરે છે તથા તેમના પર હેત રાખે છે. હા, દેવ તેમને ખવાડે છે, અને જો દેવ નાનાં પક્ષીઓની ચિંતા કરે છે ને તેમના પર હેત રાખે છે તો ખરેખર તે નાનાં છોકરા તથા છોકરીઓ પર પણ પ્રેમ રાખતોજ હોવો જોઇએ, તેમજ તેમની ચિંતા પણ કરતો હોવોજ જોઇએ, એ વાત નિઃસંદેહ છે.

**પ્રશ્નો.**

૧. **કેવી રીતે ચકલા ચકલીએ તેમનાં નાનાં બચ્ચાંનું જતન કર્યું?**
૨. **ખોરાક કેવી રીતે મેળવવો તે બચ્ચાંને કોણ શિખવે છે?**
૩. **ઈસુએ શું કહ્યું?**

## ૪. ગરૂડનાં બચ્ચાંની ઉડતાં શીખવાની રીત.

**હેતુ : પરમેશ્વર પક્ષીઓની સંભાળ કરે છે, એટલે સુધી કે તેણે પક્ષીઓનાં માબાપને પોતાનાં બચ્ચાંઓને નુકશાન ન થાય માટે અક્કલ આપેલી હોય છે એ છોકરા તથા છોકરીઓને બતાવવાનો.**

**શાસ્ત્રભાગ :** પુન. ૩૨; ૧૧. નિર્ગ. ૧૯; ૪. યશા. ૬૩; ૯. અયૂબ ૩૯; ૩૭

**મુખકલમ :** માત્થી. ૬; ૨૬. તમારો આકાશમાંનો બાપ તેમને ખવાડે છે.

**વાર્તા.**

૧. આપણી ગઇ વાર્તા નાનાં પક્ષીઓ વિષેની હતી. આજની આપણી વાર્તા એક જાતના મોટા અને જોરાવર પક્ષી વિષેની છે.

૨. સમડી નામનું પક્ષી કેવું હોય છે એ તો તમે બધાં જાણો છો. એ એક જાતનું મોટું પક્ષી છે. જે પક્ષી વિષે હું તમને કહેવાનો છું તે ઘણુંખરૂં સમડીને મળતું ને તેના જેવું છે, પણ સમડી કરતાં તો તે વધારે મોટું હોય છે. તે તો ગરૂડ છે. ગરૂડ એવું તો જોરાવર અને હિમ્મતવાન પક્ષી છે કે ઘણી વખત તેને 'પક્ષીઓનો રાજા' કહેવામ આવે છે.

૩. તમે બધાંએ ટેકરી તો જોઇ હશે. કદાપિ તમારી નિશાળ આગળ કોઇ ટેકરી હશે. તમે કદી પહાડ જોયો છે? ઉંચો પહાડ જોયે છે? બહુજ ઉંચો? ગરૂડ આવા ઉંચા પર્વતોમાં રહે છે.

પહાડની ગુફાઓમાં કોઈએક ગરૂડનું જોડું રહેતું હતું. પહાડની ઢળતી બાજુએ ખડકની કઢણ પર જ્યાં આગળ ખીણમાંથી કોઈ ઉપર આવી શકે નહિ, તેમજ પહાડ ઉપરથી કોઈ નીચે જઇ શકે નહિ, એવે સ્થળે તેઓએ માળો બાંધ્યો. માદાગરૂડે તેમાં બે ઇંડાં મૂક્યાં, અને પછી કેટલેક વખતે તે ઇંડાં ફૂટયાં ને તેમાંથી બે બચ્ચાં નીકળ્યાં. તેઓ બહુ કદંગાં, બેડોળ તથા નબળાં હતાં અને બિલકુલ ઉડી શકતાં નહોતાં પણ તેમને હમેશાં ઘણી ભૂખ લાગતી.

થોડાં અઠવાડીઆં સુધી તો નર અને માદાગરૂડ ઉડી જઇને તેમનાં બચ્ચાંને ખાવા માટે આમતેમથી જે કંઇ મળી આવ્યું તે લાવતાં અને પેલાં બચ્ચાંને ખવાડતાં, તેથી તેઓ બળવાન થયાં. નર અને

માદાગરૂડને માલમ પડયું કે હવે તો બચ્ચાં ઉડી શકે એવાં થયાં છે, પરંતુ તેમને કેવી રીતે ઉડવું તે આવડતું નહોતું; માટે નર અને માદા તેમને ઉડવાનું શિખવવા લાગ્યાં. કેવી રીતે?

પ્રથમ તો તેઓ પહેલાં માળામાં ખાવા લાવતાં તે હવે માળામાં લાવવું પડતું મૂકયું અને માળાથી થોડે દૂર કઢણ પર મૂકવા મંડયાં. બચ્ચાંને તે ખોરાક જોઇને લેવાનું કે ખાવાનું મન થતું. પછી નરગરૂડ પાછળથી આવીને માળામાંથી બચ્ચાંને કઢણ તરફ હળવે હળવે ધકેલવા લાગ્યો. આમ તે બચ્ચાં પાંખ ફફડાવીને ઠેકડા મારતાં શીખ્યાં. પણ હજી તેમને ઉડતાં આવડતું નહોતું, માટે નર અને માદા કઢણ આગળ ખાવાનું લાવતાં તે પણ ત્યાં લાવવાનું પડતું મેલી ખીણની પેલી મેર જરા દૂર આવેલા એક નાના ખડક પર મૂકવા લાગ્યાં. ગરૂડ બહુ લાંબે સુધી જોઇ શકે છે. બચ્ચાં તે ખોરાક જોઇ શકતાં તો ખરાં, પણ તે તો ખીણની પેલીગમ, અને જો તેમને તે ખોરાક જોઇતો હોય તો ખીણની પેલીગમ ઉડીને જવું જોઇએ. પણ તેમને ઉડતાં આવડતું નથી. ખીણની જે કઢણ પર માળો હતો તેની છેક કોર લગી તો તેઓ માળામાંથી નીકળી મહેનત કરીને ચઢયાં. તેમણે પાંખો ફફડાવી, બીજું કંઇજ કરી શકયાં નહિ. એવામાં નર અને માદા કઢણ આગળ આવ્યાં, અને ઉડવાનું કેટલું સહેલું છે તે બચ્ચાંને બતાવવા સારૂ વખતોવખત ખડકની આણીગમ તેણીગમ ઉડવા મંડયાં, પણ બચ્ચાં તો કઢણથી આગળ જવાની હિમ્મત ચલાવી શકયાં નહિ. પછી નરગરૂડે પાછળથી આવીને કઢણ પરથી માત્ર બચ્ચાંને ધક્કો માર્યો. પાંખો ફફડાવતાં ફફડાવતાં તેઓ હેઠળ ગબડી પડવાની તૈયારીમાં હતાં એવામાં તેમને પાંખોનો ઉપયોગ કરવાને સુઝયું ને તેઓ ઉડવા લાગ્યાં, અને આખરે તેઓએ સામેના ખડક લગી પાંખોજ ફફડાવી, અને તેમની આ પહેલી અજમાયસને લીધે રાજી રાજી થઇ ગયાં.

પછી નર અને માદાએ ખોરાક બહુ દૂર એટલે બીજા પહાડ પર મૂકવા માંડયો, અને બચ્ચાંને ત્યાં ઉડવું પડશે એવું સૂચવ્યું. બચ્ચાંએ તેમનાથી બનતું કર્યું, પણ હજી તેમની પાંખો મજબુત નહોતી, અને

પહેલાં એક પછી એક એમ બન્ને બચ્ચાં હેઠળ પડવા લાગ્યાં. પડવાનું કારણ એજ કે બીજા પહાડ સુધી ઉડવાની શક્તિ તેમનામાં હતી નહિ. વારૂ, તેમને જમીન પર પડતાં કોણે બચાવ્યાં હશે? નર અને માદાએ, કેમકે જ્યારે તેઓ ઉડતાં હતાં ત્યારે નર અને માદા તેમની તપાસ રાખ્યા કરતાં હતાં, અને જ્યારે તેમને એમ લાગતું કે બચ્ચાંમાં ઉડવાની શક્તિ નથી ત્યારે તેઓ (નર કે માદા) એમાંથી એક તેની નીચે ઝડપથી જાય, અને ફરી બીજી વખત ઉડવા માટે શક્તિવાન થાય ત્યાં લગી તેને પોતાની પીઠ પર બેસાડી રાખે.

૪. તે નર અને માદાને પોતાનાં બચ્ચાંને ઉડતાં શિખવવાનું ક્યાંથી આવડયું? તેઓ પોતે નાનાં બચ્ચાં હતાં ત્યારે તેમનાં માબાપે તેમને ઉડતાં શિખવ્યું હતું, અને તેઓ ઉડતાં હતાં ત્યારે તેમનાં માબાપ તેમની સંભાળ કરતાં હતાં.

પણ આવી રીતે બચ્ચાંની સંભાળ લેવાનું સૌથી પહેલાં ગરૂડને કોણે શિખવ્યું હશે? પરમેશ્વરે.

પરમેશ્વર આ પક્ષી તેમજ બધાં પક્ષીઓની એટલી બધી ચિંતા કરે છે કે તેણે તેમને એવાં બનાવ્યાં છે કે તેઓ આવી રીતે બીજાંને ઉડતાં શિખવી શકે તેમજ પોતાનાં બચ્ચાંની સંભાળ પણ લઇ શકે.

**પ્રશ્નો.**

૧. ગરૂડ ક્યાં રહે છે?

૨. નર અને માદા નાનાં બચ્ચાંને કેવી રીતે ઉડતાં શિખવે છે?

૩. ગરૂડનાં બચ્ચાંની ઉડતાં શિખવાની રીત ઉપરથી આપણે કેવી રીતે કહી શકીએ કે દેવ આપણા પર પ્રીતિ રાખે છે?

---

## ૫. કીડીઓને દેવ સંભાળે છે.

**હેતુ:** દેવ કીડી જેવાં પ્રાણીની પણ ચિંતા કરે છે એ છોકરાંઓને બતાવવાનો.

**શાસ્ત્રભાગ:** દ્દષ્ટાં. ૬; ૬-૧૧ : ૩૦; ૨૪, ૨૫, ૨૮.

**મુખકલમ:** દ્દષ્ટાં. ૩૦; ૨૫ કીડીઓની પ્રજા બળવાન નથી, તો પણ ઉન્હાળામાં તેઓ પોતાનો ખોરાક ભેગો કરી રાખે છે.

વાર્તા.

૧. ગરૂડ કે જે બહુજ બળવાન અને હિમ્મતવાન પક્ષી છે તેના વિષે આપણે ગઇ વાર્તામાં વાંચી ગયાં. આજે હું તમારી આગળ એક જાતનાં નાનાં, હા, બહુજ નાનાં પ્રાણી, પણ ઘણાંજ સમજણાં પ્રાણી વિષે વાત માંડવાનો છું.

૨. એક જાતનું નાનું પ્રાણી છે, તે રાતું હોય છે તેમજ કાળું પણ હોય છે. તેને ૭ પગ હોય છે. વળી તે કરડે છે ને મોટા સૈન્યની માફક સંખ્યાબંધ હારમાં આમતેમ ચાલે છે. તે બહુ કામ કરનારૂં હોય છે. વળી તે બહુ શાણું હોય છે. તે આપણા ઘરમાંએ આવે છે, ને જો લાગ ફાવે તો આપણો ખોરાક પણ ખાઇ જાય. વળી તેને મીઠાઇ તો બહુજ ભાવે છે. તે રસ્તાઓ બાંધે છે. તેનો વાસ કે તેનું રહેઠાણ ખેતરોમાં હોય છે. તે શું હશે? કીડી.

વારૂ, હું તમને કીડીઓ વિષે એક વાર્તા કહેવાનો છું.

૩. એક વખત ઘણી કીડીઓએ ભેગી મળીને પોતાને માટે એક મોટું ઘર બાંધ્યું. તે ઘર જંગલમાં આવેલા એક ખાબોચિયા પાસે રેતાળ કાંઠાના ચીરામાં હતું. આ વખતે વસંતઋતુ હોવાથી ખાબોચિયાની આજુબાજુ નાના નાના છોડવા તથા જુદી જુદી જાતનાં ઘાસ ઉગ્યાં હતાં, અને બધી કીડીઓને જોઈએ તેટલું ખાવાનું મળતું; માટે તેઓ બધી બહુ સુખી દેખાતી હતી. કીડીઓ એક બીજીની સાથે માહોમાંહે વાતચીત કરી શકે છે. એક દિવસે એક વૃદ્ધ કીડીએ બીજી કીડીઓને કહ્યું, વારૂ, બહેનો, હવે આપણે સૌએ બહુજ સખત કામ કરવું જોઇએ. અહિં ભોંયમાં આપણે એક મોટી વખાર બાંધવી જોઇએ, અને હમણાં જ્યારે જંગલમાં ઘાસનાં બી ખરી પડીને ભોંય પર પડે ત્યારે આપણે બધે રખડીને તે બી એકઠાં કરી આપણી આ વખારમાં ભરી રાખવાં.

પણ એક તરૂણ કીડીને આ વાત ગમી નહિ અને તેણે વાંધો ઉઠાવ્યો કે "આપણે કામ કરવાની કંઇ જરૂર જેવું મને તો લાગતું નથી, કેમકે બહાર તો ખોરાક બહુજ છે. વખાર બાંધવાની પીડા વહોરવાનું

વળી શું કામ છે? અને જંગલમાંથી બીઆં લાવીને વખારમાં ભરવાની માથાકુટ શા માટે કરવી જોઇએ? એ બધી નકામી મહેનત છે."

પછી તે વૃદ્ધ કીડી ગંભીર સાદે કહેવા મંડી 'ખરી વાત, આ વસંતઋતુમાં તો આપણને જોઇએ તેટલો ખોરાક મળી શકે છે ને મળી આવે તેમ છે, પણ પછી ઉન્હાળો આવશે ત્યારે ખાબોચિયામાંનું બધું પાણી સુકાઇ જશે અને બધા છોડ તથા ઘાસ ચીમળાઇ જશે, ત્યારે આપણું શું થશે? અને જો વરસાદ પડે નહિ તો જરૂર દુકાળ પડવાનો, માટે "પાણી પહેલાં પાળ બાંધવી જોઇએ," અને આપણે તે વખતને માટે તૈયારી કરી રાખવી જોઇએ.

પેલી તરૂણ કીડી બોલી, "પણ હજી સુધી મને તો એવા વખતનો અનુભવ થયો નથી." તે વૃદ્ધ કીડી બોલી કે તારા કરતાં મેં વધારે વર્ષ ગાળ્યાં છે, અને મને ત્રણ ઉન્હાળા તથા એક દુષ્કાળનો મોટો અનુભવ થયો છે. તે તરૂણ કીડી પછી કંઇજ બોલી નહિ, પણ તેણે તથા બીજી કીડીઓએ સખત કામ કરવા માંડયું. તેઓએ એક વખાર બાંધીને જે કંઇ તેમને મળી આવ્યું તેથી પૂરેપૂરી ભરી દીધી.

પછી સખત ઉન્હાળો આવ્યો અને બધા છોડ તથા ઘાસ જાણે કે અગ્નિથી બાળી નાખવામાં આવ્યા હોય તેમ સુકાઇ ગએલા દેખાયા. ખાબોચિયામાં કંઇ પાણી સરખુંએ રહ્યું નહિ, ને તેને તળીએ કાદવ ઇંટના જેવો સુકો થઇ ગયો. કેટલાક મહિના લગી વરસાદ બીલકુલ પડયો નહિ. પણ કીડીઓ તો બહુજ સુખી અને સહિસલામત હતી. તેમનો કોઠાર પૂર્ણ ભરપુર હતો અને જ્યારે આજુબાજુથી કંઇજ ખાવાનું મળી શકયું નહિ ત્યારે, જ્યાં સુધી વરસાદનાં વાદળાં ચઢી આવ્યાં, ને ટાઢો પવન વાવા માંડયો અને ફરી પાછું ખાબોચીયું પાણીથી ભરાઇ ગયું તેમજ આજુબાજુ ફરી જુદી જુદી જાતનાં ઘાસ અને છોડવા ઉગી નીકળ્યા ત્યાં સુધી તેઓએ તેમના કોઠારમાંથી પેટપુર ખાધું.

૪. પ્રાચીન કાળમાં કોઇએક બુદ્ધિશાળી રાજા તેના મહેલ, બાગ બગીચા અને જંગલમાં આવતી જતી કીડીઓની તપાસ રાખતો, અને આપણા પાઠની મુખકલમ સૌથી પહેલાં તે રાજાજ બોલ્યો. 'કીડીઓની

પ્રજા બળવાન નથી તો પણ ઉન્હાળામાં તેઓ પોતાનો ખોરાક ભેગો કરી રાખે છે.' જંગલી કીડી જેવાં પ્રાણીઓને આટલી બધી સમજણ કે અક્કલ કોણે આપી હશે? પરમેશ્વરે.

જે દેવે ગરૂડને ઉડતાં શીખતી વખતે તેનાં બચ્ચાંને નુકશાન ન થાય માટે તેમની સંભાળ લેતાં શિખવ્યું તેજ દેવે કીડી તથા મકોડીઓને પણ સમજણ કે અક્કલ આપી એ માટે કે તેઓ દુષ્કાળને માટે તેમના ખોરાકનો સંગ્રહ કરી રાખે.

**પ્રશ્નો.**

૧. શા માટે આપણે કીડીઓને વખાણીએ છીએ?
૨. દૂકાળને માટે તેઓ ખોરાક કેવી રીતે સંઘરી મૂકે છે?
૩. આમ કરવા સારૂ તેમને કોણે સમજણ કે અક્કલ આપી હશે?

---

## ૬. મધમાખીને દેવ સંભાળે છે.

**હેતુ:** દેવ મધમાખીઓની પ્રીતિથી સંભાળ કરે છે ને તેમને નવું ઘર શોધતાં અને મધ ભરી રાખતાં શિખવે છે એ બતાવવાનો.

**શાસ્ત્રભાગ:** ગીત. ૧૦૪; ૨૪. દ્દષ્ટાં. ૩; ૧૯. ન્યાયા. ૧૪; ૮.

**મુખકલમ:** દૃષ્ટાં. ૩૦; ૨૫. કીડીઓની પ્રજા બળવાન નથી તો પણ ઉન્હાળામાં તેઓ પોતાનો ખોરાક ભેગો કરી રાખે છે.

**વાર્તા.**

૧. આપણી મુખકલમમાં કીડીઓ વિષે વાત આવે છે. આપણે છેલ્લી વાર્તામાં સાંભળી ગયાં છીએ કે તેઓ દુકાળને માટે ખોરાક એકઠો કરી મૂકી શકે માટે પરમેશ્વરે તેમને અક્કલ આપી છે, અને તેમને સમજણી બનાવી છે. આજે પરમેશ્વરના બનાવેલા એક બીજા સમજણા પ્રાણી વિષે હું તમારી આગળ વાત માંડીશ.

૨. તમે બધાંએ પીળી અને કાળી માખી તો જોઇ છે, અને તે તેની પાંખોથી ગણગણ અવાજ કરે છે, અને વળી તે આપણાં ઘરોમાંએ પેસી જાય છે, ને ડંખ પણ મારી શકે છે. તે શું હશે વારૂ? કેટલાએક તેને 'ભમરી' કહે છે, બીજા કેટલાએક 'મધમાખી' કહે છે.

જો હું તમને કહું કે આ કાળી અને પીળી જાતની માખીઓ પોતાનો ખોરાક ફૂલમાંથી કાઢીને મધ એકઠું કરે છે તો તમે એકદમ કહેશો કે મધમાખી વિષે વાત ચાલવાની છે.

૩. કોઇએક ખડકના ખાડામાં ઘણી મધમાખીઓ સાથે સાથે રહેતી હતી, તેઓમાંની એક મધમાખી રાણી કહેવાતી, અને તેનો હુકમ બીજી બધી મધમાખીઓને માનવો પડતો. પહેલાં તો તે ખાડામાં બધી મધમાખીઓને રહેવા માટે પુરતી જગ્યા હતી, અને બધી મધમાખીઓ સલાહસંપમાં રહેતી. દર સવારે તેમાંની કેટલીએક બહાર જંગલમાં પીપળ કે વડના ઝાડ પર ઉડી જતી; બીજી કેટલીક પાણીના નાળા કે ઝરા આગળ ઉડતાં ફૂલઝાડ પાસે ઉડી જતી, અને કેટલીક તો રાજમહેલ પાસે આવેલા બાગબગીચા કે જ્યાં સુરજમુખી ફૂલ, અને ગુલાબ ચંબેલી અને જે જગ્યાએ પુષ્કળ કમળફૂલ થતાં હોય ત્યાં ઉડી જઇને મધ બનાવવા માટે તેમાંનો પરાગ ખડકમાં આવેલા ખાડામાંના તેમના ઘરમાં લઇ આવતી. જ્યારે બીજી મધમાખીઓ ઉડીને આમતેમ જતી ત્યારે બીજી કેટલીએક ઘેર રહીને સાફ કરવાના અને બીજાં બચ્ચાંને ખવાડવાના અને પરાગમાંથી મધ કરવાના તેમજ રાણીની ખીજમત ઉઠાવવાના કામમાં દરેક પળ ગુંથાએલી રહેતી.

રાણીએ પુષ્કળ નાનાં નાનાં ઇંડાં મૂક્યાં અને તેમાંથી બહુ મધમાખીઓ ઉત્પન્ન થઇ, અને થોડી વારમાં તો આખું ઘર મધમાખીઓથી ખીચોખીચ ભરાઈ ગયું. જ્યારે ઘર માખીઓથી ચીકાર ભરાઇ ગયું ત્યારે મધમાખીઓ એક બીજા ઉપર બહુજ ગુસ્સે થતી, કારણ કે એક બીજીને ધક્કો માર્યા વગર ઘરનાં ખાનાંમાં જવાય તેમ નહોતું. આખા મધપુડામાં આટલી બધી વઢવાડ થવા માંડી કે તેનો ગણગણાટ દૂરથી સંભળાતો હતો. મધપૂડાના ખાનાના મુખ આગળ પુષ્કળ મધમાખીઓ આમતેમ ઉડવા લાગી. જે મધમાખીઓને જંગલમાં કે રાજાના બગીચાઓમાં ઉડી જવું જોઇતું હતું તેઓ પણ મધપુડામાંજ રહી. માંહેની મધમાખીઓએ એકદમ કામ કરવું પડતું મેલ્યું. બધે ગડબડાટ અને બખેડા થઇ રહ્યો. આખરે રાણીને આ ગડબડ તરફ ધ્યાન આપવાની ફરજ પડી, અને અજાયબ પમાડે એવી રીતે મધપુડાના એક ખાના-

માંથી બીજા ખાનામાં તેણીએ ખસવા માંડયું. પછી બીજી બધી મધમાખીઓ તે જે કરતી હતી તે જોવા મંડી ગઇ.

બાદ રાણીએ હુકમ આપ્યો, ને બીજીઓને કહ્યું 'મારાં છોકરાં, આ મધપુડામાં જોઇએ તે કરતાં વધારે મધમાખીઓ છે, અને જો આપણે બધી અહિંજ રહીશું તો એકબીજા સાથે મારામારી ને કજીયા થયા વગર રહેશે નહિ, ને ઘણાના જીવ પણ જાય એમ છે, માટે તમારામાંની અડધી મધમાખીઓ અહિં રહો ને તમને દોરવા તથા ચલાવવા માટે એક બીજી રાણી પસંદ કરો, ને બાકીની મધમાખીઓ મારી સાથે ચાલો. હું આપણે કાજે બીજી જગ્યા તૈયાર કરવાને કેટલી-એક મધમાખીઓને મોકલીશ અને પછી આપણે ત્યાં જઇશું'

બીજી બધી મધમાખીઓ બોલી ઉઠી, 'આ વાત અમને બધાંને બહુ ગમે છે,' અને પછી તે બધીએ પહેલાંના કરતાં અધિક ગણગણાટ કરવા માંડયો. કેટલીએક મધમાખીઓ રાણીના હુકમ મુજબ ઝાડો તથા ખડકો પર નવો મધપુડો બાંધવા સારૂ જગ્યા શોધવા નીકળી પડી. જગ્યા શોધી કાઢીને તેઓ પાછી ઉડી આવી, ને રાણીને તે વિષે કહ્યું. પછી રાણીએ બીજી મધમાખીઓને એકઠી કરી અને તેમાંથી અડધી તેની સાથે નવો મધપુડો કરવા સારૂ જવા તૈયાર થઇ ગઇ. ત્યાં રાણી તથા બધી મધમાખીઓ ગઇ અને બધીએ નવો મધપુડો બાંધવાને મધ એકઠું કરવા માંડયું.

જે જુના મધપુડામાં રહી હતી તેમણે જેમ રાણીએ તેમને કરવાનું કહ્યું હતું તે પ્રમાણે કર્યું. થોડીવાર પછી તેઓ શાંત થઇને પોતાને માટે એક રાણી પસંદ કરી, અને મધ બનાવવા તથા બીજું બધું કામ કરવા મંડી ગઇ.

૪. તમને શું લાગે છે, પહેલી રાણીએ પોતાની સાથે અડધી મધમાખીઓ લીધા અને બીજી જગ્યાએ બીજો મધપુડો બનાવ્યો તે તેનું ડહાપણભરેલું કામ હતું કે નહિ?

તેણે તેમ કરવાથી ઘણા બખેડા થતા અટકાવ્યા, અને તેનું લીધેલું પગલું વાજબી અને ડહાપણભરેલું હતું તેની તેણીને કેવી રીતે ખબર પડી? પરમેશ્વરે મધમાખીઓને એવીજ બનાવી છે, ને તેમને એવી બુદ્ધિ આપે

છે કે જ્યારે જ્યારે મધપુડામાં બહુ માખીઓ થઇ જાય ત્યારે ત્યારે રાણીએ અડધી મધમાખીઓના સંઘને બીજે ઠેકાણે દોરવી એ તેઓ સારીપેઠે સમજી શકે છે.

પરમેશ્વર મધમાખીઓની પણ ચિંતા રાખે છે, તેજ તેમને ડહાપણ શિખવે છે. તે તેમને સંભાળે છે. તે જે રાજા પોતાની પ્રજાની ગરજો તથા લાભો વિસરી જાય તેના જેવો નથી. તે બધાંની કાળજી કરે છે. પરમેશ્વર પોતાનાં ઉત્પન્ન કીધેલાં બધાં પ્રાણી ઉપર પ્રીતિ રાખે છે એ કહેવું વાજબી છે.

**પ્રશ્નો.**

૧. મધપુડામાં શા માટે તકરાર થઇ?
૨. રાણીએ શું કર્યું?
૩. રાણીને એમ કરવું એ ખરૂં છે એ કોણે જણાવ્યું હશે?

---

## ૭. જંગલમાંનાં પશુઓને દેવ સંભાળે છે.

**હેતુ:** પરમેશ્વર જંગલમાંનાં પ્રાણીઓની કાળજી રાખે છે, અને તેમની ગરજો પુરી પાડવા માટે તેમને અક્કલ આપે છે એ ઉપરથી તે આપણને એવું સાબિત કરી આપે છે કે તે જ્ઞાની તથા પ્રીતિવાન છે એ બતાવવાનો.

**શાસ્ત્રભાગ:** ગીતશાસ્ત્ર ૧૦૪; ૧૮-૨૨. ઉત્પ્રં. ૩૦; ૩૦.

**મુખકલમ:** ગીત. ૧૦૪; ૨૪. તેં તે **સઘળાંને ડહાપણથી** બનાવ્યાં છે.

**વાર્તા.**

૧. ગત પાઠમાં આપણે નાનાં પ્રાણી જેવાં કે કીડી તથા મધમાખીઓ વિષે વાર્તાઓ શીખી ગયાં.

૨. આજ આપણે એક મોટા પ્રાણી વિષે વાત કરીશું. તમારા જોવામાં સૌથી મોટું પ્રાણી કયું આવેલું છે? રાજાઓ તેમને પાળે છે. તે કોઇ કોઇ વાર દેવસ્થાને પણ દીઠામાં આવે છે. તે ભીંતો કે દીવાલો બાંધવાના અને ભાર ઉંચકવાના કામમાંએ વાપરી શકાય છે. તેને વરઘોડા કે સવારીને વખતે સણગારવામાં આવે છે. તેને બહુ લાંબું નાક હોય છે. હાથી? હા, એજ.

૩. મોટા મોટા વાંસ, ઘાસ, અને ઝાડોથી ભરપુર કોઇએક વિશાળ જંગલમાં એક હાથી, હાથણુ અને તેમનું નાનું બચ્ચું રહેતાં હતાં. હાથીને મોટા લાંબા અને તીક્ષ્ણ દંતુશળ હતા. ખજુરીની ટોચ ઉપર થતાં કુમળાં લીલાં પાંદડાં જોઇને જ્યારે તેને ખાવાનું મન થતું, પણ તેની સૂંઢ પહોંચી શકતી નહિ, ત્યારે પોતાના દંતુશળથી તાડ કે ખજુરીના થડને કાપી નાખ્યા પછી ઝાડને હેઠળ પાડી નાખી પોતે, હાથેણ અને બચ્ચું તે પાંદડાં સહેલથી ખાતાં. જો તે કોઇ જંગલમાં થઇને જતો હોય અને જમીન રેતાળ અથવા કાળી હોય કે જ્યાં આગળ બહુજ મોટી મોટી ભેખડો અને દર હોય છે તેવે સ્થળે આવી પહોંચે ત્યારે તે તેનો દંતુશળ જમીનમાં ખોસીને પહેલાં ખાતરી કરી જુએ કે તે જગ્યા સહિસલામતીવાળી છે કે નહિ, અને પછી તે ઉપર થઇને પહેલો તે ચાલે અને પછી હાથણ તથા તેનું બચ્ચું જાય.

ઘણી વખતે તો ઝાડનાં મૂળીઆં ખોદી કાઢવા માટે તે તેના દંતુશળ કામમાં લેતો.

જ્યારે બચ્ચું એક વરસનું અને લગભગ ભેંસ જેવડું થયું ત્યારે ઉન્હાળો હતો. બધે વાંસ, ઘાસ અને ઝાડ પરના વેલા અને ઝાડ પણ સુકાઇ ગયાં હતાં. એક દિવસ એવું બન્યું કે ખરે બપોરે બે સુકા વાંસ એક બીજા સાથે ઘસાતા હતા. ઘસાતાં ઘસાતાં તે એટલા બધા ગરમ થયા કે તેમાંથી દેવતા બળવા લાગ્યો અને બળતાં બળતાં તે વાંસ જંગલમાં હેઠળ પડી ગયા. પછી બધા વાંસ અને ઘાસમાં દવ બળવા લાગ્યો અને પવનથી ઝાળ એવી તો ફેલાઇ ગઇ કે થોડી વારમાં તો આખા જંગલમાં બધે દવ ને દવજ થઇ ગયો, અને તે બધે ફેલાયો.

હાથી અને હાથણને બળતાં ઝાડ તથા વાંસની વાસ આવી તેથી તેમને ધાસ્તી પેઠી. તેમણે આ અગાઉ જંગલમાં દવ બળતો જોએલો હતો માટે તેમને ધાસ્તી હતી કે જો તેઓ જલદી દોડી ન જાય તો તેમની આજુબાજુનાં ઝાડોને પણ દવ લાગે અને તેઓ બળીને ખાખ થઇ જાય. પેલા બચ્ચાને પણ વાસ આવી. દવ શું તેની તેને ખબર નહોતી, પરંતુ તે વાસ ઉપરથી તે એટલું તો જાણી શક્યું કે તેમાં કંઇ જોખમ છે, અને તેથી તે પણ બહુ બીવા લાગ્યું.

જંગલની એક બાજુએ એક મોટી ઉંડી નદી હતી. પરમેશ્વ
હાથી તથા હાથણુને અક્કલ આપેલી હોય છે માટે તેઓ એટલું તો સમ
શકયાં કે દવ બળતો બળતો નદીના કાંઠા સુધી આવી શકે પણ તેને સા
તીરે જઇ શકે નહિ. જો તેઓ નદી આગળ જઇ પહોંચે અને સાગ
કાંઠા સુધી તરીને જાય તો સહિસલામત રહે.

માટે તે ત્રણેએ નદી તરફ જીવ લઇને નાસવા માંડયું. હાથી તથ
હાથણુ જલદી દોડી શકયાં પણ બચ્ચું તેમ કરી શકયું નહિ. તે બહુ
નાનું હતું. હાથી તથા હાથેણુ પોતાના બચ્ચા પર અતિશય વહા
રાખતાં હતાં. પોતાનું બચ્ચું પાછળ રહી જાય ને દવના પંજામાં સપડા
જઇ બળી મરે એવી તેમની ઇચ્છા જરાએ નહોતી. તેઓ તેની વા
જોયાં કરતાં હતાં, અને એટલામાં તો જંગલમાંથી દવ બળતો બળત
વેગથી પાસે ને પાસે આવતો ગયો, અને તેઓ નદીને સામે કાંઠે જ
પહોંચે તેટલામાં તો ઝાળ પણ આવી પહોંચી.

હાથી અને હાથણુ નદીનું પાણી જોઇ કેટલાં બધાં ખુશી થ
હશે! તેઓ તે તરફ દોડયાં ને સામે કાંઠે જવાને તરવા માંડયું, પ
જ્યારે તેઓએ બચ્ચાની તપાસ કરી તો તેમને માલમ પડયું કે તે ત
ન હતું. તેની પાછળના દવથી તે બીતું હતું, તેમજ તેની આગળ નદી
પાણી હતું તેનીએ તેને પુષ્કળ ધાસ્તી લાગતી હતી. એવી સ્થિતિ
તે ઉભું થઇ રહ્યું. નદી પાસે જે ઝાડ બળતાં હતાં તે જોઇ હાથણ
બીક લાગી પણ પરમેશ્વરે તેના બચ્ચા માટે તેના મનમાં એટલો બ
પ્રેમ મુકયો હતો કે તેણીએ તેજ પળે દવમાં બળી મરવાની બી
બાજુએ મુકી દીધી, અને દવમાંથી તેના બચ્ચાને કેવી રીતે બચાવવું
વિષે દેવે તેને અક્કલ આપી હતી તેમ હમણાં તેને પાણીથી કેવી રી
બચાવવું તે પણ દેવે તેને બતાવ્યું. હાથણ પાછી તરીને બચ્ચું દવ
લગોલગ કાંઠા પાસે હતું ત્યાં ગઈ, અને તેણીએ સૂંઢ લંબાવીને તે
એકદમ પાણીમાં તાણી લીધું.

નદીનું પાણી પુર જોસથી વહેતું હતું. બચ્ચાને તરતાં આવડ
નહોતું. તે દવથી તો બચી ગયું પણ હમણાં પાણીમાં ઘસડાઈ જ

હતું, અને એમ લાગતું હતું કે જાણે થોડી વારમાંજ તે ડુબી જશે. શું તે ડુબી મુઉં? ના. જ્યારે માએ તેને પાણીમાં આમતેમ લથડીઆં ખાતાં જોયું કે તરતજ તે તેની પાસે તરીને ગઇ અને સૂંઢ વડે તેને પોતાની પાસે ખેંચી લીધું, અને પછી તેને પોતાના માથા પર ઉપાડી લીધું.

થોડીવાર સુધી તો બચ્ચું સ્થિર ઉભું રહી શકયું નહિ, અને લગભગ નદીમાં પડી ગયું, પણ પછી તે ટટાર ઉભું રહેવા લાગ્યું તેમજ તેની નાની સૂંઢથી માની સૂંઢ મજબુત પકડી રાખતાં શીખ્યું. આમ હાથી અને હાથણ તથા બચ્ચું નદીના પાણીમાં તરીને સામે કાંઠે જઈ પહોંચ્યાં. આમ બધાં સહિસલામત રહી શકયાં.

૪. આ રીતે આપણે ફરી જોઇએ છીએ કે પરમેશ્વર અજાયબ જેવી રીતે જંગલનાં પ્રાણીઓની ચિંતા કરે છે, કેમકે તેઓ એક બીજા ઉપર પ્રીતિ રાખે છે અને સંકટના સમયમાં એક બીજાને સહાય આપવાનું જાણે છે અને તેમ કરે છે.

**પ્રશ્નો.**

૧. શા ઉપરથી કહી શકો છો કે હાથણ તેના બચ્ચા પર હેત રાખતી હતી?
૨. બચ્ચું જંગલમાં બળતા દવથી શી રીતે બચી ગયું?
૩. શી રીતે નદીમાંથી બચવા પામ્યું?

---

## ૮. કુતરાના દાખલા પરથી દેવ સંભાળ કરનાર જણાય છે.

**હેતુ :** જે પરમેશ્વર કુતરાની કાળજી કરે છે અને તેને સમજણ આપે છે તેજ પરમેશ્વર આપણા પ્રત્યે પુષ્કળ દયાળુ છે એ ફરી છોકરાંને બતાવવાનો.

**શાસ્ત્રભાગ :** ગીતશાસ્ત્ર ૧૦૪; ૧૮-૨૨. સભાશિક્ષક ૯; ૪.

**મુખકલમ :** ગીતશાસ્ત્ર ૧૦૪; ૨૪. તેં તે સઘળાંને ડહાપણથી બનાવ્યાં છે.

**વાર્તા.**

૧. ગત પાઠમાં આપણે હાથીની અક્કલ વિષે સાંભળ્યું. આજે આપણે એક એવા પ્રાણી વિષે વાત કરીશું કે જે હાથી જેવડું હોતું નથી, પણ અક્કલમાં તેના જેવુંજ હોય છે—એટલે કુતરા વિષે.

૨. ગામની શેરીઓમાં આમતેમ રખડતાં કુતરાંને પણ એટલી તો સમજણ હોય છે કે જો તે શેરીમાં કોઈ નવું કુતરૂં આવે તો બધાં તે નવા કુતરાને ઘુરકીઆં કરવા મંડી પડે, અને તેને શેરીમાંથી કાઢી મૂકે ત્યાં સુધી જંપતાં નથી.

જે કુતરાંને પાળીને ઘર, વખાર કે દૂકાનની ચોકી કરવા રાખેલાં હોય છે તેમને વધારે અક્કલ હોય છે. પાળેલા કુતરા ઘરનાં બધાં માણસોનાં પગલાંનો અવાજ ઓળખી શકે છે, અને જો કોઈ અજાણ્યું માણસ દહાડે કે રાતે ઘરમાં આવે તો તેઓ ભસવા મંડી જાય છે. તેમનું સાવધપણું તેમજ જાગૃતપણું જોઇને ઘણી વખતે ચોર લોકો પણ બી જાય છે. વળી બીજી જાતના કુતરા હોય છે કે જેઓ ભરવાડને ત્યાં રહીને તેનાં ઘેટાંબકરાંની રખેવાળી કરે છે. જ્યારે ભરવાડ ઘેટાંને એક વાડામાંથી બીજા વાડામાં અથવા એક ગામથી બીજે ગામ દોરી જાય છે ત્યારે કુતરા ઘેટાંને જંગલમાં આમતેમ રખડવા જતાં અટકાવે છે. એવા કેટલાએક કુતરા તો ટોળાનાં બધાં ઘેટાંને ઓળખે છે, અને રાત્રે તેમને શિઆળ, વરૂ કે દીપડાથી સંભાળી રાખે છે.

૩. પણ કેટલાએક કુતરા તો એ કરતાંએ ઘણા અક્કલવાન હોય છે. ગયા મહાન વિશ્વવિગ્રહમાં એક એવા કુતરાની જે વાત બની તે હું તમને કહીશ.

કેટલાએક લશ્કરી સિપાઈઓને કોઇએક ગામનું રક્ષણ કરવા મોકલ્યા હતા. તેઓ બંદુકો લઈ ગામમાં ગયા. સાથે ખોરાક પણ લીધો. તે ગામે પહોંચ્યા પછી તેમાંના કેટલાએક વાળુ કરવા બેઠા ત્યારે બીજા ચોકી કરતા હતા. વાળુ કરી રહ્યા પછી બાકીના સિપાઈઓ વાળુ કરવા ગયા ને પેલા બીજા કામ પર ગયા. પેલી બીજી ટોળી વાળુ કરતી હતી તેવામાં એક મોટો કુતરો તેમની પાસે આવ્યો. તે બહુ મોટો હતો, પણ ઘણા દિવસથી તેને કંઇજ ખાવાનું મળ્યું નહોતું તેથી તે દુબળો પડી ગયો હતો. તેણે બહુજ નરમાસથી પુછડી હલાવી. એક સૈનિકને તે બિચારા કુતરાને જોઇને દયા આવી ને પોતાની પાસે બોલાવીને પોતાના ખોરાકમાંથી તેને થોડું આપ્યું. કુતરો તેની સાથે રહ્યો, ને થોડી વારમાં અગાઉ હતો તેવો પાછો મજબુત થઈ ગયો.

હવે થોડા દિવસ પછી એવું બન્યું કે શત્રુઓ તે ગામ પર હુમલો કરવા આવ્યા. ગામમાંના બધા સોલ્જરો દુશ્મનોને હાંકી કાઢવા બહાર ગયા, અને પેલો કુતરો પણ તેમની સાથે ગયો. જ્યારે દુશ્મનોએ બંદૂક ફોડી ત્યારે તે મોટો કુતરો જરાએ બીધો નહિ. તે જોરથી અને નીડર-પણે ભસવા લાગ્યો. સોલ્જરોએ દુસ્મનોને હાંકી કાઢયા ને ગામમાં પાછા જવા લાગ્યા. તેઓ ગામમાં પાછા જતા હતા તે વખતે ઝાડ અને કોટની પાછળ સંતાઈ રહેલા કેટલાએક દુસ્મનોએ તેઓને પાસે આવવા દઇને તેમના ઉપર બંદુકના ઘણા બાર કર્યાં, તેથી એક સૈનિકના બન્ને પગ ઘાયલ થયા ને તે ભોંય પર પડી ગયો, કેમકે ત્યાંથી ઉઠીને આગળ જવાની તેનામાં બીલકુલ શક્તિ ન હતી.

તેણે પોતાના સાથીઓને હાંક મારી પણ ઘણી બંદુકોના અવાજને લીધે તેઓ તેનો સાદ કે બુમ સાંભળી શકયા નહિ, અને તે ઘાયલ થઇને પાછળ રહી ગયો છે એવું ન જાણતાં તેઓ ગામમાં પાછા ગયા. દુસ્મનોએ આખી રાત તે ગામના માણસો પર બાર કરવા ચાલુજ રાખ્યા, અને જો તેઓ ખેતરમાં પડેલા તે ઘાયલ સિપાઇને બચાવવા જાત તો તેમના જીવનું જોખમ થાત ને તેઓ માર્યાં જાત. વળી તે કયાં આગળ પડી ગયો હશે તેનીએ તેમને ખબર ન હતી.

પણ જ્યારે તે સોલ્જર નીચે પડી ગયો ત્યારે પેલા મોટા કુતરે તેને પડતાં દીઠો હતો. સોલ્જર કુતરા પર અધિક માયા રાખતો હતો અને કુતરો તેનો બહુ આભાર માનતો હતો. દુસ્મોનોની બંદુકની ગોળીઓની કંઇ પણ પરવા કર્યાં વિના તે જઇને પેલા ઘાએલ સોલ્જર પાસે પડી રહ્યો. રાતે ટાઢ અતિશય હતી તેમજ ઝાકળ પણ પડતો હતો. સોલ્જરના ઘામાંથી બહુજ લોહી વહેતું હતું.

તે સિપાઇ જાણતો હતો કે જો દુસ્મનો તેને સવારમાં ત્યાંજ પડેલો જુએ તો ગોળીબાર કરીને તેને પૂરો કર્યાં વગર રહેજ નહિ, માટે સહિસલામત રહેવું હોય તો હરકોઇ રીતે ગામમાં સવાર થયા અગાઉ તેના મિત્રો પાસે જઇ પહોંચવું જોઇએ. માટે તેણે ધીમે ધીમે ગામ તરફ જવા માંડયું અને તેમ કરતાં તેને ઘણી ઇજા થઇ. થોડી વાર ચાલ્યા પછી તેને એમ લાગ્યું કે તેનાથી આગળ જવાય તેમ નથી.

આ બધો વખત પેલો મોટો કુતરો સોલ્જરની પાસેજ ઉભો રહેલો હતો, અને હમણાં તે સિપાઇએ કુતરા તરફ જોયું ને તેને પોતા પાસે આવવા કહ્યું. કુતરો પાસે ગયો. પછી તે ઘાયલ સિપાઇએ તેના બન્ને ભૂજ તે મોટા કુતરાને ગળે મૂકયા અને કહ્યું "જા."

તે કુતરો તેની વાત સમજ્યો. અને તે ઘાયલ સિપાઇને ગામમાં તેના મિત્રો પાસે ધીમે ધીમે ઘસડી લઇ જવા લાગ્યો. તે કુતરાથી તે ઘાયલ સિપાઇને ગામ સુધી ખેંચી લઇ જવાય તેમ નહોતું કેમકે તે બહુજ ભારે હતો, તો પણ જેમતેમ કરીને તેને લગભગ ગામની નજીક ખેંચી લઇ જઇ શકયો. પછી પ્હો ફાટતાંજ કુતરો ભસતો ભસતો ગામ ભણી ધસ્યો. અલબત તે અવાજ કયાંથી આવે છે તે તરફ સિપાઇઓનું ધ્યાન ખેંચાયું, અને તેઓ તે ઘાએલ થએલા સિપાઇને થોડો થોડો જોઇ શકયા.

એકદમ કેટલાએક તેને મદદ કરવા ગયા અને ઘણીજ સંભાળથી તેને ગામમાં લઇ આવ્યા. પછી તેને ઇસ્પીતાલમાં લઇ ગયા, અને ત્યાં તેના ઘાના ઉપચાર કરવામાં આવ્યા, અને જો કે તેને ઘણા વખત સુધી ભારે બિમારી ભોગવવી પડી તો પણ તે આખરે સાજો થયો; અને તેણે કુતરા તરફ અગાઉ જે માયા બતાવી હતી તેના બદલામાં તે કુતરે તેનાથી બની શકે તેટલું કરીને તેનો જીવ બચાવ્યો.

૪. પરમેશ્વરે કુતરાને અક્કલ અને પરોપકારી મન આપ્યું હતું એ માટે તે સમજી શકયો કે જે સોલ્જરે તેના ઉપર માયા રાખી હતી તે ઘાએલ અને દુઃખી હતો ત્યારે તેને મદદની જરૂર હતી માટે તે તેની પાસે રહ્યો અને તેને મદદ કરી.

આ ઉપરથી જણાય છે કે દેવ કુતરા સરખાની પણ ચિંતા કરે છે, અને તેમને અક્કલ આપે છે, એટલે જેમ તેણે (પરમેશ્વરે) હાથેણુને પોતાના બચ્ચાને બચાવવાને અક્કલ આપી તેમ કુતરાને પણ આપે છે.

**પ્રશ્નો.**

**૧. કેવી રીતે સિપાઇએ કુતરાને મદદ કરી?**

**૨. કેવી રીતે કુતરે સિપાઇને મદદ કરી?**

**૩. તે સિપાઇ ઘાયલ થયો ત્યારે કુતરે તેને કેમ મૂકી ન દીધો?**

# ૯. 'યહોવાહ મારો પાળક છે.'

**હેતુ: પરમેશ્વર પ્રત્યેક છોકરા તથા છોકરીની સંભાળ કરે છે એ બતાવવાનો.**

**શાસ્ત્રભાગ: માત્થી ૧૮; ૧૨, ૧૩. યોહાન ૧૦; ૧-૫, ૧૧-૧૩. ગણના ૩૨; ૧૬. ગીતશાસ્ત્ર ૨૩.**

**મુખકલમ:** ગીતશાસ્ત્ર ૨૩; ૧. **યહોવાહ મારો પાળક છે, મને કશી ખોટ પડશે નહિ.**

**વાર્તા.**

૧. ફૂલઝાડ, પક્ષી, જીવજંતુ, હાથી અને કુતરાની વાતો પરથી આપણે જોઈ શકયાં કે પરમેશ્વર તેમની ચિંતા કરે છે.

૨. તમે બધાંએ ભરવાડને હાથમાં લાકડી અને જાડી ધાબળી લઇને જતાં, અને તેની પાછળ પાછળ ઘેટાંને જતાં, અને તેના કુતરા ઘેટાંને જંગલમાં રખડવા જતાં અટકાવે છે, એ બધું જોયું હશે એમ મને લાગે છે.

૩. કોઇએક ઘેટીને નાનું બચ્ચું હતું, અને તે બચ્ચા વિષે હું તમને બે વાર્તા કહીશ; તે પૈકી આજે એક વાત માંડીશ.

એક ટોળામાં ત્રીસ ઘેટાં હતાં તેમાં પેલી ઘેટી ને તેનું બચ્ચું હતાં. પ્રથમ તો બચ્ચું એટલું તો નાનું અને કમજોર હતું કે ચારા માટે એક ઠેકાણેથી બીજે ઠેકાણે જતી વખતે ભરવાડ તેને ખાંધ ઉપર ઉંચકી લઈ જતો, અને ઘેટી પોતાના બચ્ચાને જોતી જોતી અને બેં બેં કરતી કરતી પાછળ ચાલતી હતી.

એમ કરતાં કરતાં બચ્ચું મોટું થયું અને આમતેમ કુદવા ને ઠેકડા મારવા લાગ્યું. પછી તેને ખબર પડી કે જ્યારે તે નાનું હતું ત્યારે જે ભરવાડ તેને ઉંચકી લઇ જતો તેજ ભરવાડ તેનું તથા તેની માનું હમેશાં જતન કરતો હતો. સૂર્યોદય થયા અગાઉ ભરવાડ ઉંઘમાંથી ઉઠતો, ને જે જગ્યાએ સારો ઘાસચારો હોય ત્યાં ઘેટાંને ધીમે ધીમે દોરી લઇ જતો. વળી જ્યાં આગળ નાળાં, ઝરા, કુવા કે નહેરનું પાણી વહેતું હોય તેવી જગ્યા તેના ટોળાને માટે તે શોધતો. બપોરની વખતે વડ કે મોટું ઝાડ કે જ્યાં આગળ બહુજ સારો છાંયડો હોય તેવી જગ્યાએ તેમને લઇ જતો.

થોડી વારમાં બચ્ચાને માલમ પડયું કે જ્યારે જ્યારે ભરવાડ બોલાવે ત્યારે ત્યારે તે સારા ચારા અને પાણી માટે બોલાવે છે, અને જ્યાં જ્યાં ભરવાડ જાય ત્યાં ત્યાં તેની પાછળ પાછળ જવું સહિસલામતીભરેલું છે. હવે કેવી રીતે તે બચ્ચું બે મોટી આફતમાંથી બચી ગયું તે ધ્યાન દઇને સાંભળો.

(૧) એક દિવસ બપોરની વખતે બચ્ચાએ કોઇને બોલાવતાં સાંભળ્યું. તે બોલાવનારનો સાદ ભરવાડના સાદને જરા મળતો આવતો હતો, પણ તે ભરવાડનો સાદ નહોતો. જે માણસ બોલાવતો હતો તેણે કહ્યું 'આવ, ઘેટા, આવ ; હું તને સારો ઘાસચારો તેમજ પાણી આપીશ ; ઘેટા, આવ.' નાનું ઘેટું કુદ્યું. તેણે કહ્યું 'મા, આવ' પણ તેની મા તો ત્યાંથી જરાએ ખસી નહિ. તેણીએ કહ્યું 'જતું ના ; તે સાદ તો ભરવાડનો નથી, પણ કોઇ આપણને ભરવાડના સારા આસરા હેઠળથી ઠગીને લઇ જવા આવ્યું છે, અને જો આપણે ઠગની પાછળ જઇએ તો આપણા પર ભારે દુઃખ આવી પડે. તે ભરવાડ નથી, પણ કોઇ ચોર તથા લુટારો છે.'

યાદ રાખો કે માની વાત માનીને ઘેટું અજાણ્યાની પાસે ગયું નહિ : એમ એક મોટા વિઘ્નમાંથી તે બચી ગયું.

(૨) બીજા મોટા સંકટમાં તે આવી પડયું તે નીચે પ્રમાણે :—

એક સાંજે તે બહુ થાકી ગએલું હતું, અને ભરવાડ પોતાના ટોળાને વાડામાં દોરી લઇ જતો હતો ત્યારે તે ઘેટું પોતાના મનમાં કહેવા લાગ્યું, "શા માટે મારે જઇને આખી રાત વાડામાં ગોંધાઇ રહેવું જોઇએ? કેમ મારે અહિં ન રહેવું જોઇએ?' અને તે ત્યાંજ રહ્યું. પણ જ્યારે ઘેટાં વાડામાં પેસતાં હતાં ત્યારે ભરવાડ તેમને હમેશાં ગણતો હતો અને ગણતાં ગણતાં તેને માલમ પડયું કે નાનું ઘેટું નથી. વળી માને પણ ખબર પડી કે તે નથી. તે મોટેથી બેં બેં કરવા મંડી ગઈ. ઘેટીએ કહ્યું 'આમ આવ, જોખમ છે, જલદી આવ.' પછી બચ્ચું ભરવાડ તથા તેની મા પાસે દોડી ગયું.

પછી બચ્ચું માને જોઈને કહેવા લાગ્યું કે 'મા, તેં મને કેમ બોલાવ્યું? શું જોખમ હતું?' માએ કહ્યું 'અરે, તે જંગલમાં એક

હિંસક પ્રાણી રહે છે, તે બહુ જોરાવર છે, તેને મોટા દાંત છે, અને તે ભરવાડબાપુના કુતરાને કંઇક મળતું આવે છે, પણ તે બહુ ઘાતકી છે. તે રાતની વખતે આમતેમ રખડવા નીકળી પડે છે અને જો તે તને બહાર એકલું જુએ તો તને મારી ખાઇ જાય. ભરવાડ તેને વરૂ કહે છે.'

નાનું બચ્ચું થરથર ધ્રુજવા લાગ્યું.

તેણે કહ્યું, 'ત્યાં એવું જોખમ હશે એમ હું જાણતું નહોતું.'

માએ કહ્યું, 'ખરી વાત, તને ખબર ન હતી, પણ ત્યાં જોખમ હતું, અને તેમાંથી બચી જવાનો માત્ર એકજ સહિસલામતીભરેલો રસ્તો છે એટલે કે ભરવાડ જે હમેશાં આપણું જતન કરે છે તેની પાછળ પાછળ જવું, અને જ્યારે વરૂ વાડા પાસે આવે ત્યારે તે આપણને તેના હાથ-માંથી છોડાવશેજ છોડાવશે.

૪. વારુ, છોકરા અને છોકરીઓ, વાર્તાનો અર્થ એ છે કે આપણે બધાં નાનાં ઘેટાં જેવાં છીએ. દેવ આપણો ભરવાડ કે પાળક છે, અને જેમ ભરવાડ નાનાં ઘેટાંની સંભાળ લે છે તેમ તે હમેશાં આપણી સંભાળ કરવા તત્પર હોય છે. આ જગતમાં દુષ્ટ પુરુષ તથા સ્ત્રીઓ હોય છે કે જેઓ આપણને ભુંડી વાતો કહેશે અને આપણને ભુંડું કરતાં શિખવશે તેઓ તો વરૂ તથા લુટારાના જેવાં છે, અને જેમ પેલું ઘેટું ભરવાડની આજ્ઞા પાળતાં શીખ્યું તેમ જો આપણે પ્રમાણિકપણે વર્તીશું ને સાચુંજ બોલીશું ને તેની વાણી સાંભળીને તે માનીશું તો તે આપણને સર્વ પ્રકારનાં સંકટથી સંભાળી રાખશે.

**પ્રશ્નો.**

1. **ભરવાડ તેની સંભાળ લેતો હતો એ બચ્ચાએ કેવી રીતે જાણ્યું?**
2. **કોના કે વાંકને લીધે બચ્ચું જોખમમાં આવી પડયું?**
3. **શી રીતે બચ્ચું જોખમમાંથી બચી જવા પામ્યું?**

## ૧૦. 'તે મને સંભાળે છે.'

**હેતુ :** પરમેશ્વર દરેક છોકરા તથા છોકરીની સંભાળ કરે છે એ ફરી તેમને કહેવાનો.
**શાસ્ત્રભાગ :** માત્થી ૧૮; ૧૨, ૧૩. યોહાન ૧૦; ૧-૫, ૧૧-૧૩. ગી. શા. ૨૩.
**મુખકલમ :** ગીતશાસ્ત્ર ૨૩; ૧. યહોવાહ મારો પાળક છે, મને કશી ખોટ પડશે નહિ.

વાર્તા.

૧. ભરવાડ તેના ટોળાંનાં ઘેટાંનું કેવી સારી રીતે જતન કરતો હતો તે બચ્ચાના જાણવામાં આવ્યું એ આપણે ગયા પાઠમાં શીખી ગયા.

આજે તે હલવાન ભરવાડની વાણી ન માન્યાને લીધે કેવા દુઃખમાં આવી પડયું અને તેનું શું થયું તે હું તમને કહી સંભળાવીશ.

૨. રાતની વખતે તમને જંગલમાં એકલા જવાનું ગમે છે કે? પેલું નાનું ઘેટું રાતે એકલું નીકળી પડયું હતું. મા કનેથી ક્રૂર વરૂની વાત સાંભળ્યા પછી ઘણા દિવસ સુધી તો તે ભરવાડની પાસેજ રહેતું અને તેનાથી આડું કે અવળું ગયું નહિ.

પણ પછી એક વખત એવું બન્યું કે તે વરૂ વિષે તેની માની આપેલી શિખામણ ભૂલી ગયું, ને પોતાના મનમાં કહેવા લાગ્યું 'હમેશાં ભરવાડથી આમતેમ દોરાવાઇને અને તેની મરજી પ્રમાણે કરી કરીને હું થાકી ગયું છું. હું અહિંથી સટકી જઇશ, ને મારી પોતાની ઇચ્છા પ્રમાણે કરીશ, મને કોઇ રોકી શકશે નહિ.'

એક દિવસ જંગલમાં ઘેટાં એક જગ્યાએ ચરતાં હતાં, ત્યારે પેલું નાનું ઘેટું બીજાં બધાંને મૂકીને પોતે જંગલમાં એકલું નીકળી પડયું. પહેલાં તો બધું સારૂં લાગવા માંડયું. ઝાડનો છાંયો સુખકર લાગતો હતો, તેમંજ બધે લીલું કુમળું ઘાસ હતું, અને નિર્મળ પાણીનાં કેટલાંએક નાળાંએ દષ્ટિગોચર થતાં હતાં. આ બધું જોઇને ખુશી થતું થતું તે આગળ ચાલવા લાગ્યું. પછી સુરજ આથમવા મંડયો અને તેણે પાછા ટોળામાં જવાનું ધાર્યું, પણ બીજાં ઘેટાં અને ભરવાડ કયાં હશે તે તે જાણતું નહોતું, તેમજ કયે રસ્તે થઇને ટોળામાં પાછું જવું તે પણ તે ભૂલી ગયું હતું.

નાનું ઘેટું વાડામાં પાછું જવા સારૂ આમ ને તેમ દોડધામ કરવા મંડી પડયું, પણ તેને રસ્તાની સૂઝ પડી નહિ, પણ તેથી ઉલટું વધારે ને વધારે ગભરાવા લાગ્યું. એમ કરતાં કરતાં સુરજ આથમ્યો અને નાના ઘેટાના મનમાં બહુ બીક પેઠી. હમણાં તેને વરૂની વાત યાદ આવી, શિઆળની હુકાહુક, અને ઘુવડની વિકરાળ ત્રાસદાયક ચીસો તેને કાને પડવા લાગી, અને પોતે કયાં જાય છે તે નહિ જાણતાં તે જલદી ને જલદી દોડધામ કરવા લાગ્યું.

ચાલતાં ચાલતાં તે પહાડી પ્રદેશમાં જઇ પહોંચ્યું ને ત્યાં તો બધે પત્થરા તથા કાંટા અને થોર તથા કાંટાશેરીઆ હતા. પત્થરોની ઠેસ લાગવાથી તેના પગ લુલા થઈ ગયા. તેના ઉનમાં કાંટા ભોકાઇ ગયા ને છેવટે તે થાકીને તથા ઘાએલ થઇને તેમજ નિરાશ થઈને પડી ગયું.

શું ભરવાડ તેને ભૂલી ગયો હતો એમ તમે ધારો છો? સાંજે ઘેટાંને વાડામાં પુરતી વખતે તેને માલમ પડયું કે નાનું ઘેટું નથી. તે બીડમાં તેની શોધ કરતો કરતો પાછો ગયો, અને ઘેટી પોતાથી જેટલા જોરથી બૂમ પાડી શકાય તેટલા જોરથી બૂમ પાડતી હતી. ઘેટું બહુ દૂર નીકળી ગયું હતું તેથી કંઇ જવાબ મળ્યો નહિ. પછી ભરવાડ બીજાં ઘેટાંને સારી રીતે વાડામાં પૂરીને અને બંધ કરીને નાના ઘેટાની શોધ કરવા નીકળી પડયો. રાત અંધારી હતી, અને બધે નાના ઘેટાએ જોયા હતા તેવા કાંટા અને થોર હતા, પણ ભરવાડે તેમની કંઇજ પરવા ન રાખતાં તેની શોધ કર્યાં કીધી. ઉંડાં કોતર, ખડક અને ઝાંખરાંઝડીઆંમાં તેમજ ખાડાટેકરે અને બધે તપાસ કરતો કરતો તે આગળ ચાલ્યો. ભરવાડ તે બચ્ચા ઉપર ગુસ્સે થયો નહિ તેમજ એમ પણ નહિ કહ્યું કે 'રાત અંધારી છે, રસ્તો ખડબચડો છે, માટે હું તે બચ્ચાને જતું કરીશ; અને જો તે વરૂના સપાટામાં આવી જાય ને વરૂ તેને ફાડી ખાય તો તે તેના પોતાનાજ વાંકને લીધે.' ના, તેણે તેની શોધ કરવાનું ચાલુજ રાખ્યું.

આખરે જે જગ્યાએ બચ્ચું પડયું હતું તે જગ્યાએ તે આવી પહોંચ્યો ને તે તેને જડયું. બહુજ સંભાળથી તેણે તેને ઉપાડી લીધું ને જંગલમાં થઈને રસ્તો કાપવા માંડયો. ભરવાડ વાડા પાસે આવી પહોંચ્યો ત્યારે લગભગ સવાર થઇ હતી.

ત્યાર પછી તે હલવાનને વરૂ તથા શિઆળવાંની બીક લાગતી હતી માટે તે નાસી નહિ ગયું કેવળ એમ નહિ, પણ ભરવાડે તેની અથાગ પ્રીતિને લીધે તેની શોધમાં આખી રાત કાઢી હતી, ને તેથી તેને ખાતરી થઇ કે ભરવાડ તેના પર પ્રીતિ રાખે છે એવી સમજ પડવાથી તે કદી ફરી નાસી ગયું નહિ.

૪. નાનું બચ્ચું સમજી ગયું કે ભરવાડ બહુ બળવાન, અને તેની ચિંતા કરવામાં ડહાપણથી ભરેલો હતો, તેથી તે ભરવાડ ઉપર પ્રીતિ કરવા લાગ્યું.

ભરવાડ માત્ર તેના પરજ નહિ પણ વાડામાંનાં બધાં ઘેટાં ઉપર સરખી પ્રીતિ રાખતો હતો, અને બધાં એમ માનતાં હતાં કે તે અમારો સંભાળનાર, ભોમિયો તેમજ મિત્ર છે.

બધા ભરવાડ કરતાં દેવ વધારે બળવાન, જ્ઞાની અને માયાળુ છે, અને કોઇ પણ ભરવાડ પોતાનાં ઘેટાંને માટે જેટલી કાળજી રાખે છે તે કરતાં તે આપણી કાળજી વધારે રાખે છે, અને જો બધાં છોકરાં એમ કહે કે, 'દેવ મારા ઉપર પ્રીતિ રાખે છે' તો તે તદન વાજબી અને લાયક છે.

ફૂલઝાડ, જીવજંતુ, પક્ષી અને પ્રાણી, પછી તે ગમે તો નાનાં કે મોટાં હોય, તેમની તેમજ આપણ બધાંની દયાળુ દેવ સંભાળ કરે છે ને આપણા પર પ્રીતિ રાખે છે.

**પ્રશ્નો.**

૧. ફરી બીજીવાર નાનું ઘેટું શી રીતે મહા સંકટમાં આવી પડયું ?

૨. કેવી રીતે તે બચી ગયું ?

૩. શું દેવ આપણ દરેકની સંભાળ કરે છે ?

---

## ૧૧. ૧–૪ વાર્તાઓનું પુનરાવર્તન.

હેતુ : દરેક વાર્તામાં શિક્ષકે ખાસ ધ્યાન રાખીને છોકરાઓને એવું સમજાવવું જોઇએ કે પરમેશ્વર અતિશય ભલો, મોટો, પ્રીતિવાન દેવ છે; અને તે નાનાં પ્રાણીઓને ઉત્પન્ન કરે છે એટલુંજ નહિ પણ તે દરેકની તે કાળજી રાખે છે.

**વાર્તાઓ.**

શિક્ષકે છોકરાંઓની પાસે ૧–૪ વાર્તાઓ કહેવડાવવી.

ટીકા કે સૂચના. કદાપિ છોકરાં એમ પૂછે કે શા માટે પ્રાણીઓને દુઃખ થતું હશે અથવા તેઓ કેમ એકબીજાનો શિકાર કરતાં હશે.

મને લાગે છે કે એવા પ્રશ્નનો વાજબી જવાબ નીચે પ્રમાણે આપી શકાય :—

૧. છોકરાંને કહો કે જેમ બાપનાં બધાં કામ છોકરૂં હમેશાં બરાબર રીતે સમજી શકતું નથી તેવી રીતે દેવનાં પુષ્કળ કૃત્યો પકી કેટલાંક આપણે બરાબર સમજી શકતાં નથી.

૨. એવું બતાવી આપો કે એકાંતે જંગલમાં જઇને કોઇ ઝાડ નીચે સંતાઇ રહેવું ને લાંબા વખત સુધી દુઃખ ભોગવ્યા પછી રિબાઇને મરવું તે કરતાં એક પ્રાણી બીજા પ્રાણી ઉપર તરાપ મારીને તેને એકદમ મારી નાખે તેમાં વધારે દયા દેખાડવામાં આવેલી કહી શકાય.

૩. આપણી ઘણીખરી બાબતો પરથી એવું સિદ્ધ થાય છે કે દેવ બહુજ ભલો છે, તેવીજ રીતે જે બાબતો આપણે સમજી શકતાં નથી, તેમાં પણ તે વાજબીજ કરે છે એમ માની લેવું જોઇએ.

૪. પ્રભુ ઇસુ ખ્રિસ્ત કે જે સૌથી મહાન્ જ્ઞાની સત્ય ગુરૂ છે ને જે કદી જુઠું બોલ્યો નથી તે કહે છે કે દેવ સર્વનો પ્રીતિવાન આકાશવાસી બાપ છે.

## મુખકલમો ફરી સાંભળી જવી.

જે છોકરાં અગાઉ ગેરહાજર હતાં ને તેથી કરીને સોનેરી વાક્ય શીખી શક્યાં નહિ તેઓને હમણાં સોનેરી વાક્ય બરાબર આવડે તે ઉપર ધ્યાન આપો.

## ૧૨. ૫-૧૦ વાર્તાઓનું પુનરાવર્તન.

**હેતુ :** પ્રાણીઓમાં રહેલી અક્કલ તથા ભલમનસાઇની પ્રેરણા ઉપરથી સિદ્ધ થાય છે કે દેવ તેમની ચિંતા કરે છે, તેવીજ રીતે આપણુ દરેકને તેણે જે આશીર્વાદો આપ્યા છે એટલે નિશાળે જવાની, જોવાની, વાંચતાં શીખવાની, નાના ભાઇને ઉંચકવાની, હસવાની અને ખુશી થવાની જે જે શક્તિઓ આપેલી હોય છે તે ઉપરથી જણાય છે કે આપણો આકાશવાસી પિતા પરમેશ્વર આપણ દરેકની ચિંતા કરે છે, એ સમજશક્તિમાં ઉતારવાનો.
જે વિચાર છોકરાંઓએ મજબુત રીતે પકડી રાખવો જોઇએ તે આ કે મા પોતાના બાળક પર જેટલો પ્યાર રાખે છે તે કરતાં ઘણો વધારે પ્રેમ દેવ નિશાળમાંના દરેક છોકરા ઉપર તથા છોકરી ઉપર રાખે છે.

**વાર્તાઓ.** છોકરાં પાસે ૫-૧૦ વાર્તાઓ કહેવડાવો.

---

## ૧૩. હાગાર તથા ઇશ્માએલ પર આવેલું સંકટ.

**હેતુ :** કેટલીએક વખત આપણને એમ લાગે છે કે દેવ આપણી કાળજી રાખતે નથી, તેવે વખતે પણ તે આપણી કાળજી રાખે છે એ વિચાર છોકરાંના મનમાં સારી રીતે ઠસાવવાનો.

**શાસ્ત્રભાગ :** ઉત્પત્તિ ૨૧; ૯-૨૧.

**મુખકલમ :** ગીતશાસ્ત્ર ૧૧૬; ૫. આપણો દેવ દયાળુ છે.

**વાર્તા.**

૧. આપણે અગાઉ જે વાર્તાઓ કહી ગયાં તેમાં પ્રાણીઓ, પક્ષીઓ જીવજંતુઓ અને ફૂલો માટે દેવની કાળજી અને ભલમનસાઇ વિષે મેં તમને કહ્યું. હમણાં ઘણાં વરસ ઉપર થઇ ગએલા એક છોકરા વિષે તમારી આગળ વાત માંડીશ.

૨. જંગલ કેવી જગા છે એ તો તમે બધાં જાણો છો એટલે કે તેમાં ઝાડ અને વાંસ, ફાફડા, થુવર તથા કાંટાવાળાં ઝાડ હોય છે. કોઇ કોઇ વખતે તો ઘણુા ગાઉ સુધી માત્ર જમીનજ દેખાય છે અને કંઇ પાણી હોતું નથી. વળી ત્યાં ઝાડ હોતાં નથી, પણ કેવળ ખડક અને રેતીજ હોય છે. આવી જાતના પ્રદેશને આપણે રણ કહીએ છીએ.

જો કોઈ તમને રહેવા માટે રણમાં મોકલે અને એમ કહે કે ત્યાંથી ફરી કદી પાછા આવશો નહિ તો તમને ત્યાં જવાનું ગમે ખરૂં કે? ના, ગમેજ નહિ. વારૂ, આજની વાર્તા એક છોકરા સંબંધી છે કે જેને જંગલમાં મોકલી દેવામાં આવ્યો હતો, ને ત્યાંથી ફરી કદી પાછા નહિ આવવાનું કહેવામાં આવ્યું હતું.

૩. ઈબ્રાહીમ નામનો એક મહાપુરૂષ થઈ ગયો. આગળ જતાં ઇબ્રાહીમ વિષે હું તમને ઘણી વાતો કહેવાનો છું માટે તેનું નામ તમે બરાબર યાદ રાખજો. તે શ્રીમંત માણસ હતો, અને તેની પાસે પુષ્કળ ઉંટ, ઢોરઢાંક, અને ઘેટાંબકરાં હતાં. તે શહેરમાંના કોઇ ઘરમાં રહેતો નહિ, પણ તે તથા તેની સ્ત્રી અને નોકરચાકર બધાં ખુલ્લું મેદાન, જ્યાં કંઇ ખેતર કે ક્યારડા કે ફળવાડી કે ફૂલવાડી ન હોય, પણ મોટાં બીડ, જ્યાં આગળ તેનાં ઢોરઢાંકને માટે પુષ્કળ પાણી તથા સારો ઘાસચારો હોય, તેવે ઠેકાણે તંબુ નાખીને રહેતો હતો.

ઇબ્રાહીમની વહુનું નામ સારાહ હતું, ને તેને કેટલીએક દાસીઓ હતી, અને તે બધી ઘણું કરીને તેનો હુકમ માનતી ને તે જે કામ સોંપે તે કરતી હતી. તે દાસીઓમાંની એકનું નામ હાગાર હતું ને તે જુવાન બાયડી હતી.

સારાયને ઈસ્હાક નામે એક પુત્ર હતો. દાસી હાગારને પણ એક પુત્ર હતો અને તેનું નામ ઈસ્માએલ હતું. ઇસ્હાક કરતાં ઇસ્માએલ મોટો હતો. ઇસ્માએલના નામનો અર્થ 'દેવ સાંભળનાર છે' એવો થાય છે.

એક દિવસ સારાહે હાગારના છોકરાને ઇસ્હાકની સાથે ખેલ કરતાં અને હસતાં જોયો, અને કદાપિ તે તેના છોકરા ઇસ્હાકની મજાક પણ કરતો હશે એવું તેને લાગ્યું. ગમે તેમ હોય, પણ દાસી હાગારનો છોકરો સારાહના છોકરા કરતાં વધારે બળવાન, મોટો અને ચાલાક હતો, અને એ કારણથી સારાહને હાગાર ઉપર બહુ અદેખાઇ આવી અને દાસી હાગારના છોકરાનો તે ધિક્કાર કરતી હતી.

પછી સારાહે એક બહુજ ગેરવાજબી અને ક્રૂર કામ કર્યું.

તે પોતાના ધણી ઇબ્રાહીમ પાસે ગઇ, અને તેને હાગાર તથા તેના દીકરાને તેમના તંબુમાંથી જેમ બને તેમ જલદી કાઢી મુકી જંગલમાં

મોકલી દેવાનું કહ્યું. જંગલમાં ખોરાક કે પાણી કંઇજ મળી શકતું નથી. તેમજ ત્યાં વરૂ, વાઘ, સિંહ આદિ હિંસક પશુઓ વસે છે એ સારાહ સારીપેઠે જાણતી હતી. વળી તેને માલમ હતું કે જંગલમાં તે દાસી તથા તેનો દીકરો ભૂખે અને તરસે મરી જશે, પણ તેની તેને કંઇ દરકાર ન હતી; હા, હાગાર તથા તેનો પુત્ર અરણ્યમાં મરી પણ જાય એવું તે ઇચ્છતી હતી.

સારાહની વાત સાંભળીને તે પ્રમાણે કરવું ઇબ્રાહીમને બહુજ માઠું લાગ્યું, પણ થોડીજ વારમાં તેને માલમ પડયું કે હાગાર તથા તેના દીકરા પર સારાહ એટલી તો ગુસ્સે થઇ હતી કે જો ઇબ્રાહીમ તેમને તંબુમાંથી હાંકી ન કાઢે તો સારાહ તેમને પોતાના તંબુમાં કંઇ નુકશાન કરે એમ હતું. વળી ઇબ્રાહીમે દેવ ઉપર એવો વિશ્વાસ પણ કીધો કે તે તેમની સંભાળ જરૂર કરશેજ કરશે.

માટે એક સવારે વહેલા ઉઠીને તેણે દાસી હાગાર તથા તેના છોકરાને બોલાવ્યાં, ને તેમને થોડો ખોરાક તથા પાણીની મસક આપીને કહ્યું કે, સારાહના ગુસ્સામાંથી બચવા સારૂ તમારે જતાં રહેવું અને ફરી કદી પાછાં આવવું નહિ.

પછી હાગાર પોતાની જન્મભૂમિમાં પાછી જઇ શકે માટે જે રસ્તે થઇને ત્યાં જવાતુ હતું તે તેને બતાવ્યો. તે રસ્તો તો જંગલમાં થઇને જતો હતો, અને આમ તેણે હાગારને કાઢી મૂકી. હાગાર સારાહથી બીતી હતી, તેમજ ઇબ્રાહીમની આજ્ઞાનું ઉલ્લંઘન પણ કરી શકાય નહિ માટે જેમ બને તેમ પોતાના વતનમાં જવા સારૂ જંગલને રસ્તે નીકળી પડી.

પણ બે કે ત્રણ દિવસની મુસાફરી કર્યાં પછી હાગાર અને ઇસ્માએલ આગળ જઈ શકયાં નહિ, કેમકે મસકમાંનું બધું પાણી ખલાસ થઇ ગયું હતું.

પછી હાગારે પોતાના છોકરાને ઉંચકી લેવાય તેટલે સુધી ઉંચકી લીધો અને ચારે બાજુ પાણીના વહેળાની તપાસ કરતી કરતી ચાલી, પણ કંઇજ મળ્યું નહિ. અંતે તે નિર્ગત થઈ ગઇ ને છોકરાને વધારે

વાર સુધી ઉંચકી લેવાની તેનામાં બીલકુલ શક્તિ રહી નહિ. પાણી ન મળવાના કારણથી છોકરાને તાવ ચઢી આવ્યો. હાગારને ધાસ્તી લાગવા માંડી કે રખેને છોકરાને વધારે તાવ ચઢી આવે ને તેનો છોકરો જંગલમાં મરી જાય. પછી તેણીને પણ તાવ આવે અને તે પણ મરી જાય, અને માદીકરાની લાસને જંગલનાં શિયાળવાં, ગીધ અને બીજાં પક્ષીઓ ફોલી ખાય.

પણ હાગાર પોતાના પ્રિય પુત્રનું મરણ જોવા રાજી ન હતી. પાસે એક નાનું બાંટવું હતું અને તેની નીચે થોડો છાંયડો હતો, અને ત્યાં તેના તાવલા છોકરાને તેણીએ સુવાડયો, અને પોતે થોડે દૂર જઇને બેઠી અને પોક મૂકીને રડવા લાગી. તે જાણતી હતી કે આ ભયંકર જંગલમાં તેમનો કોઇ મદદગાર નહોતો, અને તે તથા તેનો છોકરો મરી જવાનાં.

૪. આ વખતે હાગાર પોતાના છોકરાના નામનો અર્થ ભુલી ગઇ. તેને ખબર ન હતી કે દેવ તેનાં દુઃખ વિષે જાણતો હતો ને તેની ચિંતા કરતો હતો. દેવ કોઇની પણ ચિંતા કરવાનું ભુલી જતો નથી, અને જો કે હાગાર જાણતી નહોતી તો પણ દેવની નજર હાગાર તથા તેના છોકરા પર હતી. દેવે કેવી રીતે તેમને મદદ કરી તે હું તમને આવતી વાર્તામાં કહીશ.

**પ્રશ્નો.**

૧. ઇબ્રાહીમના તંબુમાં કોણ કોણ રહેતાં હતાં?
૨. હાગાર તથા તેના દીકરાને જંગલમાં શું થયું?
૩. હાગાર તથા તેના દીકરાની સંભાળ જંગલમાં કોઇ કરતું નહોતું શું?

---

## ૧૪. દેવે હાગાર તથા તેના દીકરાની રાનમાં કેવી રીતે સંભાળ કરી તે વિષે.

**હેતુ:** આપણને ખબર ન હોય તેવે વખતે પણ દેવ આપણા પર નિગેહબાની રાખે છે એ છોકરાંઓને જણાવવાનો.

**શાસ્ત્રભાગ:** ઉત્પ. ૨૧; ૯-૨૧.

**મુખકલામ:** ગીતશાસ્ત્ર ૧૧૬; ૫. આપણો દેવ દયાળુ છે.

વાર્તા.

૧. હાગાર તથા તેનો દીકરો જંગલમાં આમતેમ રખડયાં, ને પાણી નહિ મળવાથી તેઓ મરણની અણી પર આવી ગયાં હતાં એ વિષે આપણે ગઇ વાર્તામાં સાંભળી ગયાં. હાગાર તેના મરતા પુત્રને એક બાંટવાની છાયા હેઠળ મૂકી આવી, કેમકે પોતાના પુત્રનું મરણ તેનાથી જોયું જાય તેમ ન હતું, માટે થોડે દૂર જઇને પોતે ભોંય પર બેઠી.

૨. જો પાણી નહિ મળવાને લીધે તમને ઘણો તાવ ચઢી આવે તો તેથી તમારી માને કેટલું બધું દુઃખ થાય! હાગાર પોતાના પુત્રને પાણી વગર મરતો જોઇને બહુજ દુઃખી થઇ, ને પોક મૂકીને રડવા લાગી.

૩. પછી એકાએક તેણે રડવું બંધ કર્યું. અરણ્ય એવી જગ્યા હોય છે કે જ્યાં કોઇ માણસ મળી શકતું નથી, અને ત્યાં તમને કોઇ બોલાવે પણ નહિ, પરંતુ હાગારને તો ખાત્રીપૂર્વક લાગ્યું કે મને કોઇએ હાંક મારીને બોલાવી, તેથી તેણે રડવું મૂકી દીધું, અને કાન દઇને સાંભળવા તથા ચારે દિશામાં જોવા લાગી; પણ કોઇ જોવામાં આવ્યું નહિ. આમ છતાં પણ તેને ખાત્રી હતી કે તેને કોઇએ બોલાવી હતી. ફરી કાન માંડીને સાંભળવા લાગી, અને તેણે સ્પષ્ટ રીતે વાણી સાંભળી. તે સાદ તો દેવના દૂતનો સાદ હતો. કોઇ કોઇ વખત આપણે કાનથી તે સાદ સાંભળી શકીએ; પણ હમેશાં તે મનમાં સાંભળી શકાય એમ છે.

દૂતે કહ્યું, 'દેવે છોકરાનો સાદ સાંભળ્યો છે.'

પછી તેણે કહ્યું, 'છોકરો મરવાનો નથી, કેમકે તેનાં છોકરાંનાં છોકરાંમાંથી એક મોટી દેશજાતિ ઉત્પન્ન થશે.' પછી દેવના દૂતે હાગારને કહ્યું કે 'પાણીનો એક ઝરો પાસે છે.' એ પછી હાગારે પોતાના પુત્રને ફરી ઉપાડી પાણીના ઝરા તરફ ચાલવા માંડયું, અને હવે તેને પાણી મળશે એ વિષે કંઇજ શંકા ન હતી, કેમકે તેને ખાત્રી થઇ હતી કે દેવ તેની તથા તેના દીકરાની સંભાળ કરતો હતો, અને થોડેક ગઇ કે તરત તેણે પાણીથી ભરેલો કુવો દીઠો.

તે કેટલી ખુશી થઇ હશે! તેના છોકરાના નામનો અર્થ તેને હમણાં યાદ આવ્યો. તેને લાગેલી બધી થાક વિષે ભુલી જઇને કુવાભણી

દોડી ગઇ, પાણી લીધું, અને પોતાના દીકરાને પાયું; અને જેવું તે છોકરાએ કુવાનું શીતળ જળ પીધું કે તરત તેનો તાવ ઉતરી ગયો અને થોડી વારમાં પાછો સારો થઇ ગયો, અને તે તથા તેની મા જંગલમાંના તે કુવા પાસે રહેવા લાગ્યાં. તે છોકરો મોટો થયો અને બળવાન માણસ બન્યો. તે તીર મારવામાં બહુ હોશિયાર હતો. પછી તે તથા તેની મા તેમની જન્મભૂમિમાં ગયાં અને તે દેશમાંથી તેણે પોતાને સારૂ બાયડી લીધી, અને તેને ઘણા દીકરા થયા, અને જેમ દેવના દૂતે કહ્યું હતું તેમ તે છોકરાનાં છોકરાંમાંથી એક બળવાન દેશજાતિ ઉત્પન્ન થઇ.

૪. વારૂ, ત્યારે, જો તમે ઘરમાં એકલા હો કે તમારે જંગલમાં એકલા જવું પડે, અથવા ખડકવાળી જગ્યાઓમાંના કોઇ ઝાડ આગળ જ્યાં ભૂત રહે છે એવું લોકો કહેતા હોય ત્યાં જવું પડે, અને બહુ બીક લાગે ત્યારે હાગાર તથા તેના દીકરા ઇશ્માએલને દેવે અરણ્યમાં કેવી રીતે મદદ આપી ને તેમની સંભાળ કીધી તે વિષે વિચાર કરજો, અને યાદ રાખજો કે દેવે હાગાર તથા તેના દીકરા ઉપર નજર રાખી તેજ દેવ તેવીજ રીતે તમારા ઉપર પણ નજર રાખે છે.

પ્રશ્નો.

૧. હાગારના દીકરાના નામનો અર્થ શો છે તે કહો.
૨. દેવે હાગાર તથા ઇશ્માએલને કેવી રીતે મદદ આપી?
૩. શું દેવ આપણી પણ સંભાળ કરે છે?

---

## ૧૫. બાળક મુસાના ભારે જોખમ વિષે.

**હેતુ:** કેટલીએક વખત આપણી દૃષ્ટિમાં જે માર્ગ ઉત્તમ દીસે તે કરતાં જુદા માર્ગે પણ હમેશાં દેવ આપણી સંભાળ કરે છે, એ છોકરાંઓને જણાવવાનો.

**શાસ્ત્રભાગ:** નિર્ગ. ૨; ૧-૧૦.

**મુખકલમ:** ગીતશાસ્ત્ર ૧૧૬; ૯. હું જીવલોકમાં યહોવાહની સન્મુખ ચાલીશ.

**વાર્તા.**

૧. એક સુકા, રેતાળ રણમાં એક છોકરાની તથા તેની માની દેવે કેવી રીતે સંભાળ લીધી તે આપણે ગઇ વાર્તામાં વાંચી ગયાં.

આજની તથા કાલની વાર્તામાં દેવે એક નાના અશક્ત બાળકની કેવી અજાયબ જેવી રીતે સંભાળ કરી તે હું તમને કહી સંભળાવીશ.

૨. નાનું બાળક કેટલું બધું કમજોર ને અબળ હોય છે એ તો તમે બધાં સારીપેઠે જાણો છો. તે પોતાની મેળે ચાલી કે બોલી કે ખાઈ શકતું નથી. આપણે તેને આમતેમ લઇ જઇએ છીએ. તેને આપણે પડવાથી બચાવીએ છીએ. મા હરરોજ તેની દરકાર રાખે છે, ને તેને ખવાડે છે તેમજ નવાડે છે, અને બાળક પોતે એમાંનું કંઈજ કરી શકતું નથી માટેજ માને એ બધું કરવું પડે છે. વળી તે એટલું બધું લાચાર હોય છે માટે આપણે હમેશાં તેના ઉપર માયા રાખીએ છીએ.

૩. પણ ઘણાં સૈકાં ઉપર એક એવો ક્રૂર રાજા થઇ ગયો કે જેને બિચારાં, નાનાં અશક્ત બાળકો ઉપર કંઇજ દયા નહોતી. તેના દેશમાં હેબ્રી નામે એક જાતના લોક હતા, અને તેમના ઉપર તે બહુ દ્વેષભાવ રાખતો હતો.

તેને એમ લાગ્યું કે આ લોકો તો ઘણા છે, અને હતા તે કરતાં બીજા વધારે થવા ન પામે, માટે તેણે તેમના બધા નર-બાળકો જન્મે કે તરત તેના દેશમાં થઇને જે એક મોટી નદી વહેતી હતી તેમાં તેમને નાખી દેવાનો હુકમ કર્યો હતો.

ઘાતકી રાજાનો આ ત્રાસદાયક હુકમ બહાર પડયા પછી એક ગરીબ હેબ્રી બાઇને પુત્ર સાંપડ્યો.

આ બાળક એક બાજુએ ક્રૂર રાજાના અને બીજી બાજુએ પેલી મોટી નદીના ભારે ભયમાં આવી પડયો હતો.

રાજાએ બધા નર-બાળકોને નદીમાં નાખી દેવાનો જે હુકમ કર્યો હતો તે આ છોકરાની મા જાણતી હતી. તેનો ધણી પણ જાણતો હતો. પણ જ્યારે તેઓએ બાળકને જોયું, ત્યારે તેના પર તેમને એટલી બધી પ્રીતિ ઉત્પન્ન થઇ કે તેમણે તે ક્રૂર રાજાના મનાઇ હુકમની કંઇ પરવા કીધી નહિ, પણ ત્રણ માસ સુધી તેને કોઇ છુપી જગ્યાએ સંતાડી મૂકયું અને રોજ રોજ મા તેને ધવાડતી હતી, અને તે છોકરાની મા, બાપ અને મોટી બેન વગર બીજું કોઇ તેને જોઇ શકયું નહિ.

પણ બાળક જ્યારે ત્રણ મહિનાનું થાય છે ત્યારે મોટેથી રડતાં અને પેટુલીએ પડીને ચાલતાં શીખે છે. દરરોજ માબાપને ધાસ્તી રહેતી હતી કે રખેને રાજાના સિપાઇ લોક તેને રડતાં સાંભળે અથવા તેને જોઈ પણ જાય. તેઓએ જાણ્યું કે છોકરાને વધારે વાર સંતાડી શકાશે નહિ, અને તેઓને ખબર હતી કે જો તે ક્રૂર રાજાને એ વાતની જાણ પડે તો તે સિપાઇઓને મોકલીને તેમને બધાંને મારી નંખાવે.

હવે શું કરવું? તેઓ વિચાર, વિચાર ને વિચારજ કર્યાં કરતાં હતાં. અંતે મા બોલી, 'નદીના પાણીમાંએ જોખમ તો પુષ્કળ છે, તોપણ જેટલું જોખમ રાજાના ઘાતકીપણામાં છે તે કરતાં તો તેમાં ઓછું છે. આપણે છોકરાને નદીના હવાલામાં સોંપીશું. દેવ નદીમાં પણ તેની સંભાળ કરશેજ કરશે.'

પછી તેણીએ નદીને કાંઠેથી થોડું મોટું ઘાસ આણ્યું, અને તેની, તમે વાંસ કે ખજુરીની બનાવેલી પેટી તો જોઇ હશે, તેના જેવી એક ટોપલી બનાવી, અને તેમાં પાણી પેસી શકે નહિ માટે તેને ડામર તથા માટીથી થેપી લીધી. પછી તો તે ટોપલી એક નાની હોડીના જેવી દેખાવા લાગી. પછી મા બહુજ રૂદન કરવા લાગી, અને તેના પોતાના બાળકને ચુંબન ઉપર ચુંબન આપવા મંડી પડી, અને તે પછી બાળકને ટોપલીમાં મૂકયો અને ફરી પોક મૂકીને રડી, અને ટોપલીનું ઢાંકણું બંધ કીધું.

પુતળી કે ઘરેણું કે પૈસા ખોવાઇ જાય છે ત્યારે દુઃખ લાગે છે, પણ જ્યારે બાળક મરી જાય છે ત્યારે કેટલું બધું દુઃખ થતું હશે! અને તે હેબ્રી માને એમ લાગ્યું હશે કે તે પોતાના પુત્રને ફરી કદી જોવાની નથી. છોકરૂં મરી જાય તેથી જેટલું દુઃખ થાય તેટલુંજ દુઃખ તેને આ વખતે થયું.

અને અરૂણોદય થયો તે પહેલાં તો તે મા ઉઠી ને પેલી ટોપલી લઇને નદી આગળ ગઇ ને તેને પાણી ઉપર તરતી કરી.

પછી રખેને ક્રૂર રાજાનો કોઇ સિપાઇ તેને જોઇ જાય ને તે શું કરતી હતી તે તેને પૂછે એવી ધાસ્તીમાં ને ધાસ્તીમાં ટોપલી ત્યાં ને ત્યાંજ મૂકીને તેને ઘેર જવું પડયું.

પણ તેના પુત્રનું શું થાય છે, નદીના પાણીમાં પેટી તણાઇ જાય કે કોઇ હોડીવાળો તેને લઈ જાય કે મગર તેને ફાડી ખાઇ જાય એ જાણવાનું તેને બહુ મન હતું, માટે શું બને છે તે જોવા ને જાણવા સારૂ તેણે બાળકની બેનને નદી આગળ રાખી.

તે બેન નદી આગળ રમતી હતી ને જોયાં કરતી હતી, અને કોણ જાણે પરમેશ્વર તેના છોકરાની સંભાળ કરશે કે નહિ એવો વિચાર કરતી કરતી તે મા ઘેર ગઇ.

**પ્રશ્નો :**

૧. બાળકને ક્રૂર રાજા તરફથી શું જોખમ હતું ?

૨. નદી તરફથી શું જોખમ હતું ?

૩. બાળકને આ બેઉ જોખમમાંથી કોણ બચાવી શકે એમ હતું ?

---

## ૧૬. બાળક મુસા કેવી રીતે બચી ગયો તે વિષે.

**હેતુ :** આપણે જાણતાં ન હોઈએ કે દેવ આપણી સંભાળ કરતો હશે તેવે વખતે પણ તે આપણી સંભાળ કરે છે, એ છોકરાંનાં મનમાં ઠસાવવાનો.

**શાસ્ત્રભાગ :** નિર્ગમન ૨; ૧-૧૦.

**મુખકલમ :** ગીતશાસ્ત્ર ૧૧૬; ૯. હું જીવલોકમાં યહોવાહની સન્મુખ ચાલીશ.

**વાર્તા.**

૧. ગયા પાઠની આખરે નર-બાળક પેલી મોટી નદીના પાણી ઉપર ટોપલીમાં તરતો હતો તે, તથા કેવા કારણને લીધે તેની માને તેને મૂકીને જવું પડયું તે, તથા તેનું શું થાય છે તેની તપાસ રાખવા સારૂ તેની બેન ત્યાં રહેલી હતી તે, આપણે સાંભળ્યું.

૨. જો તમારો નાનો ભાઈ કે તમારી નાની બેન નદીના પાણી ઉપર ટોપલીમાં તરતી હોય તો તમે તેની તપાસ નહિ કરો વારૂ ! રખેને તેનો નાનો ભાઇ નદીના પાણીમાં ડૂબી જાય એવી ધાસ્તીમાં ને ધાસ્તીમાં તે બેન પોતાના ભાઈની બહુજ સંભાળથી ચોકી કરતી હતી. દેવ પણ બાળકની સંભાળ કરતો હતો, અને દેવે બાળકને તદન અણધારી રીતે બચાવ્યો.

પાણીમાં ઉગેલાં બરૂમાં જે જગ્યાએ ટોપલી તરતી હતી તે જગ્યાની પાસે પાળથી નીચે ઉતરવા સારૂ પગથીઆં હતાં, અને આ સ્થળ તે ક્રૂર રાજાની દીકરીના મહેલની બહુજ પાસે હતું.

બાળકની મા બાળક વિષે વિચાર કરતી કરતી ઉદાસ ચહેરે ઘેર ગઇ હતી એટલામાં તો તેણીએ પાછળ કોઇને દોડતું દોડતું આવતું સાંભળ્યું. તે તો બાળકની બેન હતી, અને તે ઘેર દોડતી દોડતી આવીને માને કહેવા લાગી; તે વખતે તેનો ચહેરો હસમુખો અને સુખી દેખાતો હતો.

મા બોલી ઉઠી, 'શું થયું શું, તે મને કહે?'

છોકરીએ કહ્યું, 'મા, સાંભળ; પ્રાતઃકાળે રાજાની કુંવરી તેની દાસીઓ સાથે તે જગ્યાએ સ્નાન કરવા આવી, અને જે વખતે તે તેની દાસીઓ સાથે ઘાટ પર નહાવા સારૂ કાંઠે કાંઠે જતી હતી તેવામાં તેણે બરૂમાં પેલી ટોપલી તરતી જોઇ. તેમાં શું હશે એ જાણવાનું તેનું મન હતું તેથી તે ટોપલી લાવવાને તેણે એક દાસીને મોકલી, અને ટોપલીનું ઢાંકણું ઉઘાડયા પછી આપણા નાના બાળકને જોઇને તેમને બહુ નવાઇ લાગી, અને તેમનાં અજાણ્યાં મ્હોં જોઇને બાળક બીવા લાગ્યું ને રડવા મંડી પડયું. તેને જોઇને રાજાની કુંવરીને બહુજ કરૂણા આવી, અને તેણીએ કહ્યું, 'આ કોઇ હેબ્રીનું છોકરૂં છે.' અને જ્યારે મેં જાણ્યું કે તેને આપણા બાળક પર દયા આવે છે ત્યારે મેં તેની પાસે જવાની હિમ્મત ધરી ને જઇને કહ્યું, 'ઓ રાજકુંવરી, હું જઇને આ બાળકને ધવડાવવા કોઇ હેબ્રી બાઇને તેડી લાવું?' અને રાજકુંવરીએ મને કહ્યું, 'જા.' તેથી બાળકને ધવડાવવા માટે હું તને બોલાવવા આવી છું; અને હવે તે સહિસલામત છે, કેમકે રાજપુત્રી તેની સંભાળ કરવાની છે એ જાણીને હું બહુ ખુશી છું.'

મા પણ બહુ ખુશી થઇ. તે રાજકુંવરી પાસે ગઇ અને રાજપુત્રીએ તેને કહ્યું, 'આ બાળકને લઇને મારે માટે તેને ધવાડ ને હું તને તે બદલ પગાર આપીશ.' અને માએ ઘણી ખુશીથી તેમ કરવાની હા પાડી, કેમકે તે જાણતી હતી કે રાજપુત્રીના મહેલમાં રાજાના સિપાઇઓ બાળકની

શોધ કરવા જવાના નથી. અને આમ બાળક સહિસલામત રહ્યું અને મોટું થયું. પછી રાજપુત્રીએ તે બાળકનું નામ 'મુસા' પાડયું, અને તે નામનો અર્થ તો 'પાણીમાંથી કાઢેલો' એવો થાય છે.

૪. અને જ્યારે તે છોકરો મોટો અને સમજી શકે એવો થયો ત્યારે તેનું "મુસા" નામ કેમ પાડવામાં આવ્યું હતું તે, તથા દેવે તેને ક્રૂર રાજાના ક્રોધમાંથી તથા નદીના પાણીના ભયમાંથી કેવી રીતે બચાવ્યો હતો તે બધું તેની માએ તેને કહ્યું. અને તે ઉપરથી છોકરાએ જાણ્યું કે દેવ બધો વખત તેની સંભાળ કરતો હતો.

અને જેમ 'મુસા' નામના બાળકની દેવે સંભાળ કીધી તેમજ તે આપણુ દરેકની સંભાળ કરે છે, અને આપણા ભલાને માટે તે પોતાની ઇચ્છા પ્રમાણે આપણ દરેકનું રક્ષણ કરે છે.

**પ્રશ્નો.**

૧. બાળકની મોટી બેને શું કર્યું ?
૨. બાળકની સંભાળ બધો વખત કોણ કરતું હતું ?
૩. શા માટે બાળકનું નામ 'મુસા' પાડવામાં આવ્યું ?

---

## ૧૭. નાળા પાસે એલીયાહને મોકલવામાં દેવનો હેતુ.

**હેતુ :** જે બધા તેની ભક્તિ કરે છે, તેવા પ્રત્યેક માણસ પ્રત્યે દેવની ખરી પ્રીતિની છોકરાંઓને સમજણ આપવાનો.

**શાસ્ત્રભાગ :** ૧ રાજા. ૧૭; ૧-૭.

**મુખકલમ :** ગીતશાસ્ત્ર ૧૧૫; ૧૨. યહોવાહે આપણને સંભાર્યા છે.

**વાર્તા.**

૧. નદીના પાણીમાં તરતી પેલી ટોપલીમાં મૂકેલા બાળકની દેવે કેવી અજાયબ જેવી રીતે સંભાળ કરી તે વિષે આપણે ગયા પાઠમાં શીખી ગયાં. એક પુખ્ત વયના માણસની દેવે કેવી રીતે સંભાળ કરી તે વિષે આજે આપણે શીખીશું.

૨. જો તમે કોઇ માણુસને સંતાતો જુઓ તો તે કેમ સંતાઇ જતો હશે એ જાણવાનું તમારૂં મન થાય નહિ વારૂ? કેટલાંએક માણસો

ભુંડું કરે છે માટે શિક્ષા કે પકડાઇ જવાની બીકને લીધે પોતે સંતાઈ જાય છે. ચોરને બીક લાગે છે કે સિપાઈ તેને પકડીને બંદીખાનામાં નાખશે માટે તે પોતેજ સંતાઇ જાય છે. એક માણસ પોતે સંતાઇ રહેતો હતો તેના વિષે હું આજે તમને કહી સંભળાવીશ. પણ તેણે કંઇ ભુંડું કર્યું હતું માટે સંતાઇ જતો હતો એમ તો નથી.

૩. આહાબ નામનો એક બહુ ભુંડો રાજા થઇ ગયો. તેણે દેવની દૃષ્ટિમાં ઘણાં ભુંડાં કામ કર્યાં. એક કહેવત છે કે 'જેવો રાજા તેવી પ્રજા,' અને જેમ રાજાએ દેવની મરજી વિરૂદ્ધ કામ કર્યાં તેમ તેની રૈયતે પણ પરમેશ્વરને અણગમતાં ઘણાં કામ કર્યાં, અને દેવની ભક્તિ કરવાનું તેમને બીલકુલ મન ન હતું. તે વખતે એલીયાહ નામનો દેવનો ભક્ત હતો, અને તે પોતાનો બધો વખત કેવળ ઇશ્વરની ભક્તિ કરવામાંજ ગાળતો.

તે પહાડી મુલકમાં રહેતો હતો. એક દિવસ ઈશ્વરે ભક્ત એલીયાહના હૃદયમાં તે દુષ્ટ રાજાને માટે એક સંદેશો મૂક્યો. એલીયાહ હમેશાં ઇશ્વરની આજ્ઞા માનતો ને તેને આધીન થતો. સંદેશો મળતાંજ એલીયાહ પોતાનું પહાડી રહેઠાણ મૂકીને જે નગરમાં પેલો દુષ્ટ રાજા રહેતો હતો ત્યાં ગયો. શહેરમાં પેસીને તેણે તે દુષ્ટ રાજાના મહેલની તપાસ કરી. તે રાજમહેલે ગયો તે વખતે રાજાએ દરબાર ભર્યો હતો.

બધા લોકો આહાબ રાજા આગળ માથું નમાવીને તેને માન આપતા હતા ને તેની સ્તુતિ-ને પ્રશંસાને અર્થે સારા સારા શબ્દો કહેતા હતા, તેમજ તેના દરબારી લોકો 'આહાબ સૌથી જ્ઞાની રાજા છે,' 'આહાબ સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ રાજા છે' એવાં તથા એના જેવાં બીજાં વાક્યો કહીને તેની ખુશામત કરતા હતા.

પણ ઇશ્વરભક્ત એલીયાહે તો આહાબને કંઇજ માન આપ્યું નહિ. તે રાજા આગળ તથા બધા લોકો આગળ જે સંદેશો પરમેશ્વરે તે દુષ્ટ રાજાને આપવા તેને મોકલ્યો હતો તે તેણે નીડરપણે અને કડક રીતે કહી સંભળાવ્યો. કદાપિ તે સંદેશો જાણવાનું તમારૂં મન હશે; વારૂ, ત્યારે તે સંદેશો આ હતો કે,

'રાજા તથા તેની આખી રૈયતે દેવની આજ્ઞા માની નથી ;
કેટલાંક વરસ સુધી દેશમાં દુકાળ પડશે અને કંઇજ વરસાદ પડશે ન

આ સાંભળીને રાજા, ઉમરાવ અને બીજા લોકો એલીયાહ ઉ
બહુ ગુસ્સે થયા પણ તે વખતે તેઓમે એટલી બધી નવાઇ લાગ
તેઓ કંઇ બોલી શકયા નહિ, તેમજ તેને કંઇ જવાબ પણ આપી શ
નહિ, ને તેને કંઇ નુકસાન પણ કરી શકયા નહિ. પછી એલી
મહેલમાંથી ચાલ્યો ગયો.

પણ એલીયાહ જાણતો હતો કે મેં તેમને તેમનાં ભુંડાં કા
શિક્ષા વિષે કહ્યું છે માટે રાજા તથા લોકો મારા પર બહુ ગુસ્સે ભરાએ
છે, અને જો બની શકશે તો મને બંદીખાનામાં પુરવા તથા મારી ના
સારૂ મારી શોધ કરાવશે.

વળી આવી રીતે તે જોખમમાં આવી પડયો હતો તેની પણ
ખબર હતી. પણ તે તો તે દુષ્ટ રાજાના નગરમાં હતો અને પોતે
જવું અથવા કયાં સંતાઇ રહેવું તે જાણતો નહોતો, અને જ્યારે
રાજમહેલથી નીકળીને નગરની શેરીઓમાં થઇને રસ્તામાં જતો
ત્યારે પણ તેના મનમાં બીક હતી કે હમણાં રાજાના સિપાઇ
તેને પકડીને લઇ જશે.

અને સિપાઇઓ તેને પકડવા સારૂ પાછળ આવતા પણ હતા, કે
પોતાના ક્રોધમાં ને ક્રોધમાં એક ઇશ્વરભક્તને મારી નાખવાને ર
માણસોને મોકલતાં તે દુષ્ટ રાજાને જરાએ બીક લાગી નહિ.

પણ જે ભકતે આવા વિશ્વાસુપણે ઇશ્વરની વાણી માની હ
તેની સંભાળ કરવાનું તે ભુલી ગયો એમ તમે ધારતા ના. રાજ
માણસો તેને શોધી કાઢી શકે તે અગાઉ તો દેવે એલીયાહના મન
પ્રેરણા કરીને તેને કહ્યું, 'પૂર્વ તરફ જા; ને કરીથ નામના નાળા આ
સંતાઇ રહે.'

ઇશ્વરભક્ત એલીયાહ તે વાણીને કાન દઇ રાજાનું નગર છોડીને
તરફ જવા તરત નીકળી પડયો. તે નાળું કયાં હતું તેની તેને ખબર
કેમકે તે તો તેની જન્મભૂમિ પાસે હતું, અને રાજાના નગરથી આ

વીસેક માઇલ (પંદરેક ગાઉ) દૂર હતું, અને જો કોઇ તેને દિવસે તે નાળા તરફ જતો જુએ તો રાજાને કહી દે ને રાજા તેનાં માણસો મોકલીને તેને પકડીને મારી નંખાવે, માટે એલીયાહે આખી રાત મુસાફરી કરી.

જ્યારે તે ત્યાં પહોંચ્યો ત્યારે તેણે નાળાના કાંઠા ઉપર ઉગેલાં ઝાડ દીઠાં; અને કોઇ કોઇ જગ્યાએ તો ખડકોમાં સંતાઇ જવાય એવી ગુફાઓ પણ હતી. આથી ભક્ત એલીયાહે જાણ્યું કે દેવે તેને એવી જગ્યાએ આણ્યો હતો કે જ્યાં આગળ તે સંતાઇ શકે, અને દેવે તેની સંભાળ કરી તેને માટે તેણે દેવનો ઘણોજ આભાર માન્યો.

૪. જેઓ દેવની આજ્ઞા માને છે તેઓ પ્રત્યે તે હમેશાં પોતાની કૃપા બતાવે છે.

**પ્રશ્નો.**

૧. ભક્ત તથા રાજા વચ્ચે શો તફાવત હતો?
૨. રાજાના મહેલમાં ભક્ત શા માટે જોખમમાં હતો?
૩. તે જોખમમાંથી ભક્તને કોણે બચાવ્યો?

---

## ૧૮. નાળું અને કાગડા.

**હેતુ:** ભક્ત એલીયાહ વિષે દેવ વિચાર કરતો તથા તેની કાળજી કરતો હતો એ બતાવવાનો. મુખ્ય વિચાર આ છે કે, જેઓ દેવની ભક્તિ કરે છે ને તેના ઉપર ભરોસો રાખે છે તે બધાંની જેમ તેણે એલીયાહની સંભાળ કીધી તેમજ તે સંભાળ કરશેજ કરશે.

**શાસ્ત્રભાગ:** ૧ રાજા. ૧૭; ૧-૭.

**મુખકલમ:** ગીતશાસ્ત્ર ૧૧૫; ૧૨. યહોવાહે આપણને સંભાર્યા છે.

**વાર્તા.**

૧. દેવની આજ્ઞા માનીને દેવનો તે દુષ્ટ રાજાને માટે ભક્ત એલીયાહને સોંપાએલો સંદેશો તેણે રાજાને કેવી રીતે કહી સંભળાવ્યો તે, તથા કેવી રીતે તે રક્ષણને માટે નાસી ગયો અને કરીથ નાળા પાસેની ખીણ આગળ સંતાઈ જવાનો વિચાર તેના હૃદયમાં દેવે કેવી રીતે મૂકયો, એ બધું આપણે ગયા પાઠમાં શીખી ગયાં.

૨. ભક્ત એલીયાહ પોતાની સંતાવાની જગ્યામાં સહિસલા
અને નિર્ભય હતો. દુષ્ટ રાજા આહાબનાં માણસો તેને ત્યાં આગ
ખોળી કાઢી શકે એમ નહોતું. પણ તેને પોતાનું જીવન નિભાવવા
બીજા કશાની જરૂર હતી કે નહિ? પાણીની? હા. ખોરાકની?
અને તેને કોઇ જોઇ જાય નહિ એવી રીતે ખોરાક તથા પાણી મેળ
જોઇએ, નહિ તો તે ક્યાં છે એ કોઇ જોઇ જાય ને દુષ્ટ રાજાના સિ
ઓને કહી દે, ને તેઓ આવીને તેને શોધી કાઢે, ને લઇ જઇને મારી ન

૩. પાણી તો ત્યાં પુષ્કળ મળી શકે તેમ હતું. તે નાળું ઇ
ભક્ત એલીયાહનો જાણે કે એક મિત્ર ન હોય એમ લાગતું હતું. અ
દિવસ ઇશ્વરભક્ત તે નાળાના વહેતા પ્રવાહનો અવાજ સાંભળતો, અ
તો જાણે કે તેની સાથે વાત કરતું હતું. પછી દર રાત્રે, અંધારૂં
ત્યારે ભક્ત ગુફામાં પોતે સંતાઇ રહ્યો હતો ત્યાંથી પેટુલીએ પ
બહાર નીકળી આવતો ને નાળા આગળ જતો, પાણી પીતો ને નિ
તાથી સ્નાન કરતો.

પણ ખોરાક વિષે શું? દેવે તે પણ પુરો પાડયો. કેવી ર
દેવે આ રીતે ખોરાક પુરો પાડયો: મુસાફરી કરી આવ્યા પછી ઇ
ભક્ત લગભગ આખો દિવસ સંતાઇ રહ્યો હતો, ને તેને બહુજ
લાગી હતી. ખાવાનું ક્યાંથી મળશે તેની તેને મુદ્દલ ખબર નહે
એવામાં એકાએક તેણે આકાશમાં એક પક્ષીને ઉડતાં દીઠું. પક્ષી
ને પાસે આવતું ગયું. આખરે પક્ષી ઉડતાં ઉડતાં ઇશ્વરભક્તની
લગોલગ આવ્યું, અને પછી તેની પાસે ભોંય પર ઉતર્યું. પછી
જોયું તો તે પક્ષી તો કાગડો હતો, અને તેની ચાંચમાં તે કંઇક લાવ્યો
વળી તેણે જોયું, તો જુઓ, તે કાગડાની ચાંચમાં એક જાતની પે
હતી. કાગડો પોળી મૂકીને ઉડી ગયો. પછી ઇશ્વરભક્તે ઘણીજ ખુ
સાથે કાગડાની આણેલી પોળી ખાધી, અને દેવે આવી અદ્ભુત
તેની ચિંતા કરીને તેને સારૂ અરણ્યમાં ખોરાક પુરો પાડયો તેને
તેનો બહુજ ઉપકાર માન્યો. કાગડાએ કેટલા દિવસ સુધી આમ ખે
આણ્યા કીધો તે હું જાણતો નથી, પણ હું એમ ધારૂં છું કે તેણે થે
અઠવાડિયાં સુધી રોટલી આણ્યા કીધી. આવી રીતે ઇશ્વરભક્ત એ

યાહને પહોંચાડે જંગલમાં ખોરાક પુરો પાડયો, ને તે કયાં હતો તે કોઇએ જાણ્યું પણ નહિ.

પછી એક દિવસે ભક્તને એમ લાગ્યું કે નાળામાં વહેતા પાણીનો અવાજ કંઇક ધીમે સંભળાતો હતો, અને રાત્રે તેને માલમ પડયું કે તેમાં અગાઉના જેટલું પાણી નથી. તેણે દુષ્ટ રાજાને કહ્યું હતું કે ત્રણ વરસ સુધી વરસાદ કે ઝાકળ દેશમાં પડશે નહિ તે વાત તમને યાદ હશે એમ હું ધારૂં છું. વારૂ, થયું પણ તેમજ. કંઇજ વરસાદ પડયો નહિ. આખા દેશમાંનાં સર્વ ઝરા, નાળાં ને કુવા સુકાઈ જવા લાગ્યાં. જુદી જુદી જાતનાં બધાં ઘાસ પણ ચીમળાઈ જવા લાગ્યાં. તાપ સખત પડતો હતો, મહા દુષ્કાળનો વખત નજીક આવી ગયો હતો.

બીજી રાત્રે પાણી વધારે ઓછું માલમ પડયું. પછી એક રાત આવી કે જ્યારે તે નાળામાં પાણી મુદ્દલ નહોતું. દેશમાં વરસાદ નહિ પડવાને લીધે કરીથ નાળામાંનું બધું પાણી સુકાઇ ગયું હતું.

હવે શું કરવું તે ભક્તને સુઝયું નહિ. જો પીવાને પાણી મળે નહિ તો તેનાથી ત્યાં રહી પણ શકાય નહિ ; પણ દેવ પોતના ભક્તને ભુલી ગયો નહોતો. દેવે તેના મનમાં એવો વિચાર મૂકયો કે 'ઉઠ, તું તે દુષ્ટ રાજાની હદમાં થઇને છેક ઉત્તરમાં સમુદ્રને કીનારે બીજા રાજાનું એક નાનું ગામ આવેલું છે ત્યાં જા.' માટે તે રાત્રે એલીયાહ કરીથ નાળા આગળથી નીકળીને તે દુષ્ટ રાજાના રાજ્યની હદમાં થઇને ઉત્તર તરફ લગભગ ૮૦ માઇલની મુસાફરી કરીને સમુદ્રકાંઠે આવેલા પેલા નાના ગામમાં ગયો. તે દુષ્ટ રાજાના રાજ્યમાં તે ન હતો માટે હવે વધારે વાર સુધી સંતાઇ રહેવાની તેને કંઈજ જરૂર ન હતી.

૪. આમ બીજી એક વાર પરમેશ્વરે એલીયાહને બતાવી આપ્યું કે જેઓ તેની ભક્તિ કરે છે તે બધાંને તે સંભાળી રાખે છે.

**પ્રશ્નો.**

**૧. આ વાર્તા પ્રમાણે એલીયાહને ખોરાક તથા પાણી શી રીતે મળ્યાં ?**

**૨. નાળાનું શું થયું અને તેમ થવાનું કારણ શું ?**

**૩. દેવે એલીયાહની બીજીવાર કેવી રીતે સંભાળ કરી ?**

## ૧૯. દુષ્કાળ વખતે દેવે એક વિધવાની લીધેલી સંભાળ.

**હેતુ: જેઓ બીજા ઉપર માયા રાખે છે તેઓને દેવ કેવી રીતે સંભાળે છે તેની છોકરા તથા છોકરીઓનાં મન પર ફરી છાપ પાડવાનો.**

**શાસ્ત્રભાગ: ૧ રાજા. ૧૮; ૮-૨૪.**

**મુખકલામ: ૨ કરીં. ૯; ૭. સંતોષથી દેનાર પર દેવ હેત રાખે છે.**

વાર્તા.

૧. ભક્ત એલીયાહ સમુદ્રકાંઠે આવેલા નાના ગામડામાં કેવી રીતે ગયો તે આપણે ગયા પાઠમાં જોઇ ગયાં. હવે ત્યાર પછી ત્યાં શું થયું તે જાણવાનું તમારૂં મન હશે; વારૂ, સાંભળો.

૨. જો તમે જંગલમાં કોઇ ડોસીને લાકડાં વીણતી જુઓ તો તમારા મનમાં સહજ એવો વિચાર નહિ આવે કે તે ખાવા રાંધવા સારૂ લાકડાં વીણી જતી હશે?

૩. વારૂ, એક સવારે ઈશ્વરભક્ત એલીયાહ સમુદ્ર તીરે આવેલા નાના ગામડે પહોંચ્યો, અને કોઇ તેને જુએ નહિ માટે તેણે આખી રાત મુસાફરી કરી હતી, તેથી તે બહુજ થાકી ગયો હતો, અને સાથે કંઇ પણ ખોરાક લીધા વગર તેને મુસાફરી કરવી પડી હતી, તેથી તે બહુ ભૂખ્યો થયો હતો. અતિ દુઃખની વાત તો એ કે તેને બહુજ તરસ લાગી હતી, કેમકે આખો રસ્તો સુકોસટ હતો, અને આખા દેશમાં કંઇજ વરસાદ કે ઝાકળ પડેલો દેખાતો ન હતો. વળી તેને કોઇ જોઇ જાય, ને તે દુષ્ટ રાજાના સિપાઇઓને કહી દે, એવી બીકને લીધે તે કોઈ કુવા પાસે પણ જઇ શકે એમ નહોતું.

એલીયાહ પેલા ગામ નજીક આવી પહોંચ્યો ત્યારે સવાર થઈ હતી, અને સવારના પહોરમાં તેણે એક ડોસીને સીમમાં લાકડાં વીણતી જોઇ. તે તો વિધવા હતી ને તેને એક નાનો દીકરો હતો, કે જે તેનો એકનો-એકજ દીકરો હતો, પણ તે ડોસી દેવની સેવકી હતી.

તે ડોસીને જોઇને એલીયાહે એકદમ જાણ્યું કે તે કંઇક રાંધવા સારૂ લાકડાં વીણી લઇ જતી હોવી જોઇએ. વળી તેણે અનુમાન કીધું કે પાણી વગર તો કદી કંઇ રાંધી શકાયજ નહિ, માટે જો કે તે અજાણ્યો

હતો તો પણ તે તે ડોસી પાસે ગયો ને તે દેશની રીત મુજબ તેને હાંક મારતાં કહ્યું 'ઓ બાઇ, મારે સારૂ થોડું પાણી લઇ આવ.'

તે વિધવા બાઇએ ભક્ત તરફ જોયું, ને તેને થાકી ગએલો તથા નિર્ગત થઇ ગએલો જોઇને તેને તેની દયા આવી, ને એકદમ તેને પીવા માટે થોડું પાણી લેવા ગઈ. અને તે જતી હતી એટલામાં તેણે ફરી હાંક મારીને કહ્યું. 'જ્યારે તું પીવા માટે પાણી લાવે ત્યારે કૃપા કરીને ખાવા સારૂ રોટલીનો એક કકડો પણ લેતી આવજે.'

પછી તે બાઇ પાછી ફરી ઉભી રહી ને ઇશ્વરભક્તને કહેવા લાગી 'જીવતા દેવના સમ કે મારી પાસે એક રોટલી નથી, માત્ર માટલીમાં એક મુઠી મેંદો તથા કુંડીમાં થોડું તેલ છે; ને જો, હું બે લાકડાં વીણું છું કે ઘેર જઇને હું મારે સારૂ તથા મારા દીકરાને સારૂ તે પકાવું, એ માટે કે અમે તે ખાઇને પછીથી મરી જઇએ.'

એ વાત સાંભળીને બહુ દુઃખ લાગે એમ હતું, પણ તેજ ક્ષણે પરમેશ્વરે એલીયાહ પાસે તે સ્ત્રીને માટે એક સંદેશો મોકલ્યો, અને એલીયાહે તે સ્ત્રીને કહ્યું 'બી મા,' ને વળી આગળ બોલતાં તેણે તેને કહ્યું કે 'દેવ દુષ્કાળ નહિ મટાડે ને ફરી વરસાદ નહિ આવે ત્યાં લગી માટલીમાંનો મેંદો ને કુંડીમાંનું તેલ ખુટશે નહિ.' અને તેણે તેને તેની પાસે જે મેંદો હતો તેમાંથી તેને સારૂ એક રોટલી કરી લાવવાનું કહ્યું. અને તેણીએ જઇને તેના કહેવા મુજબ કર્યું, અને ભક્તને કાજે રોટલી કરી રહ્યા પછી તેણીએ જોયું ને જુઓ, માટલીમાં પોતાને સારૂ તથા પોતાના દીકરાને સારૂ જોઇએ. તેટલો મેંદો વધેલો હતો; અને ઘણા દિવસ લગી એમ ચાલ્યા કીધું.

તે વિધવા આમ દરરોજ ઇશ્વરભક્તને ખાવાનું આપતી ને તેને સારૂ તથા તેના દીકરાને સારૂ પણ બચતું.

આવી રીતે દેવે પોતાના ભક્તનું, વિધવાનું તથા તેના દીકરાનું દુષ્કાળ પૂર્ણ થયો ત્યાં લગી રક્ષણ કર્યું, ને તેમને સંભાળી રાખ્યાં.

૪. કેટલાએક લોકોને એમ લાગે કે દેવ કેવળ ભક્ત એલીયાહ-નુંજ રક્ષણ કરે પણ એમ તો નથી. ભક્તનું, વિધવાનું તથા તેના

દીકરાનું પણ દેવે રક્ષણ કર્યું, ને તેમને સંભાર્યાં, કેમકે તેઓ દેવની આજ્ઞા માનનારાં હતાં એટલુંજ નહિ પણ તેમણે ઇશ્વરભકત પ્રત્યે માયા બતાવી.

પ્રશ્નો.

૧. તે ગરીબ વિધવા પાસે શું ખાવાનું હતું?
૨. ઈશ્વરભકતે તે બાઈને કયું અદ્દભુત વચન આપ્યું?
૩. પરમેશ્વરે તેના ભક્તનું, પેલી વિધવાનું તથા તેના દીકરાનું રક્ષણ શા માટે કીધું હશે?

---

## ૨૦. વિધવાના દીકરાને દેવે કેવી રીતે જીવતો કર્યો તે વિષે.

હેતુ: દેવ ભક્તનું રક્ષણ કરે છે એટલુંજ નહિ, પણ તે સાધારણ માણસનુંએ રક્ષણ કરે છે એ બતાવવાનો.

શાસ્ત્રભાગ: ૧ રાજા. ૧૭; ૮-૨૪.

મુખકલમ: ૧ કરીં. ૯; ૭. સંતોષથી દેનાર પર દેવ હેત રાખે છે.

વાર્તા.

૧. પરમેશ્વરે દુષ્કાળને વખતે એક ગરીબ વિધવા તથા તેના દીકરાને કેવી રીતે બચાવી રાખ્યાં, તે આપણે ગઇ વાર્તામાં સાંભળી ગયાં.

૨. જ્યારે તે છોકરો મોટો થયો ત્યારે ભક્તના આવવા વિષે, અને કેવી રીતે દુષ્કાળમાં તેને તથા તેની માને ભૂખમરાથી બચાવ્યાં હતાં તે વિષે તે તેના ગોઠીઆઓની આગળ વખતોવખત વાત કરતો હશે, પરંતુ ભક્ત તથા પોતાના સંબંધમાં તેના સાથીઓની આગળ કહેવા લાયક એક બીજી વાર્તા હતી.

૩. જ્યારે તે છોકરો મોટો થયો ત્યારે પોતાનાં છોકરાંઓને તે જે વાત કહેતો હતો તે આ:—

દુષ્કાળને વખતે હું એક નાનો છોકરો હતો. મારા પિતાજી મને બાળપણમાં મૂકીને મરી ગયા હતા, તેમજ મારી મા બહુ ગરીબ હતી અને અધુરામાં પુરૂં અમારે કોઇ સગાંવહાલાં નહોતાં, તેથી હું તથા તે સમુદ્ર

કીનારે આવેલા ગામમાં એક નાના ઘરમાં રહેતાં હતાં. મારી મા મારા પર બહુ પ્રીતિ રાખતી હતી, અને તે જેમ બને તેમ મારી તંદુરસ્તીની બહુજ કાળજી રાખતી હતી એ માટે કે હું માંદો ન પડું. કેમકે તે જાણતી હતી કે જો હું માંદો પડું ને મરી જાઉં તો મારા વગર બીજું કોઇ તેના ઘડપણમાં તેની સંભાળ કરનાર નહોતું. મારા પિતાશ્રીના મરણથી તેને બહુ લાગી આવતું, અને ભોગના જોગે જો હું મરી જાઉં તો તેના દુઃખનો પાર રહેજ નહિ એમ હતું.

એવામાં એવું બન્યું કે તે દુષ્કાળને વખતે હું માંદો પડયો. ખરેખર મારી માંદગી ભયંકર હતી. થોડા વખત પછી મને મૂર્છા આવી ને હું બેભાન થઇ ગયો, અને મારી માએ જાણ્યું કે હું મરીજ ગયો.

મારી માએ એમ ધાર્યું કે ઇશ્વરભક્ત એલીયાહે મને મુઠ મારી કે મારા પર નજર નાખી હતી ને તેથી હું મરી ગયો, અને તેણીએ ઇશ્વિરભક્ત ઉપર બહુ ગુસ્સે થઇ તેને કહ્યું કે 'તેં તેને મારી નાખ્યો છે.'

પણ ઇશ્વરભક્ત જાણતો હતો કે મારી મા કેવળ દુઃખને લીધેજ આ શબ્દો બોલી હતી. અને ઉત્તરમાં માત્ર તે એટલુંજ બોલ્યો, 'તારો દીકરો મને આપ." અને તે ચુપકીદીથી મને મારી મા પાસેથી ઉપાડીને તેની પોતાની ઓરડીમાં લઇ ગયો.

અને ત્યાં તેણે મારે સારૂ દેવની પ્રાર્થના કરીને માગ્યું કે મારો જીવ મારામાં પાછો આવે ને હું જીવતો થાઉં, અને દેવે દયા કરીને તેના ભક્તની વિનંતી સાંભળી. હું તો અક્કડ ને ઠંડોગાર થઇ ગયો હતો તો પણ મારામાં ગરમી પાંછી આવી, અને મારા મોંમાં શ્વાસ પેદા થયો, અને મારી છાતી ઉછળવા લાગી. આથી ઇશ્વરભકતે જાણ્યું કે દેવે તેની પ્રાર્થના સાંભળીને મને જીવતો કર્યો હતો. પછી તે મને મારી મા પાસે લઇ ગયો અને તેને કહ્યું, 'જો, તારો દીકરો જીવે છે.'

પછી મારી માએ ઇશ્વરભક્તને ગુસ્સાથી જે કડવાં વચનો કહ્યાં હતાં તેને લીધે તે બહુ દુઃખી થઇ, ને તેની પાસે માફી માગીને કહ્યું, 'હવે હું જાણું છું કે તું દેવનો માણસ છે, અને દેવની જે વાત તારા મ્હોંમાંથી નીકળે છે તે સત્ય છે.'

પછી હું જલદી સાજો ને શક્તિવાન થયો. મારી મા જાણતી હતી કે હું તો મરી ગયો હતો તોપણ પરમેશ્વરે તેના પર દયા કરીને મને ફરી જીવતદાન આપ્યું ને તેની સાથે ફરી રહેવા દીધો તેથી તે બહુ સુખી દેખાતી હતી, અને તેના જેવી એક ગરીબ વિધવા પર—અને મારા જેવા એક અશક્ત બાળક પર—દેવે જે દયા દેખાડી હતી તેને લીધે તેનો બહુજ ઉપકાર માનવા લાગી.'

૪. હા, ખરી વાત, જ્યારે કોઇ ગરીબ વિધવા દુ:ખી હોય છે, અને જ્યારે કોઇ નાનું છોકરૂં બિમાર હોય છે ત્યારે પરમેશ્વર તે ધ્યાનમાં લે છે ને તેમનું રક્ષણ કરે છે. કોઇ કોઇ વખતે માંદાંને સાજાં કરવાની તેની ઇચ્છા હોય છે. કોઇ વખતે તે માંદાં બાળકને પોતાની પાસે બોલાવી લે છે. પણ તેની ઇચ્છા ગમે તેવી હોય તોપણ તે આપણા ભલાને માટે હોય છે. તેની મરજી હમેશાં એવી હોય છે કે આપણે આશીર્વાદિત થઇએ. તે આપણને હમેશાં સંભાળે છે.

**પ્રશ્નો.**

૧. નાના છોકરાને શું થયું હતું ?
૨. ઇશ્વરભક્ત એલીયાહે શું કર્યું ?
૩. શા માટે દેવે તે નાના છોકરાનો જીવ પાછો આવવા દીધો હશે ?

---

## ૨૧. સિંહોનું બિલ.

**હેતુ:** અત્યાર સુધી આપણે પ્રાણી કે પક્ષી કે જંતુ કે બાળક કે છોકરાને માટે **પરમેશ્વરે લીધેલી** સંભાળ ઉ**પર ભાર** મૂકયો છે. દાનીએલની વાર્તામાં આપણે જોઈશું કે પરમેશ્વરે તેને કેવળ સંભાળ્યો ને બચાવી રાખ્યો **એટલુંજ** નહિ પણ તેણે તેના ઉપર દયા દેખાડી, કારણ કે દાનીએલ **દેવની નજરમાં વિશ્વાસુ** માલમ પડયો હતો, એ યાદ રાખવાનો.

**શાસ્ત્રભાગ:** દાનીએલ ૬; ૧-૨૩.

**સુખકલમ:** ગીતશાસ્ત્ર ૧૪૫; ૧૮. **જેઓ તેની વિનંતી કરે છે તે સર્વની પાસે યહોવાહ છે.**

**વાર્તા.**

૧. પરમેશ્વરે કેવી રીતે પોતાના ભક્તનું તેમજ પેલી ગરીબ વિધવાનું તથા તેના માંદા દીકરાનું રક્ષણ કર્યું, ને તેમની સંભાળ કરી તે વિષે

આપણે પાછલા બે પાઠમાં શીખી ગયાં. હવે પછીની બે વાર્તાઓમાં પરમેશ્વરે કેવી રીતે એક રાજાના મંત્રીની સંભાળ કરી તે વિષે શીખીશું.

૨. તમારામાંનાં કેટલાંએક પીંજરામાં રાખેલી લાવરી તો જોઇ હશે. કદાપિ બજારમાં તમે જંગલી બિલાડી પાંજરામાં જોઇ હશે. રાજા લોકના મહેલોની પાસે એક જગ્યા એવી હોય છે કે જ્યાં વાઘ, દીપડા, ચિત્તા, આદિ હિંસક પ્રાણીઓને રાખવામાં આવે છે. કોઇ કોઇ વખત તો એવે સ્થળે રીંછ તથા સિંહોને પણ પુરી મૂકેલા જોવામાં આવે છે. તમે નાની લાવરીને હલકા પાંજરામાં ને જગંલી બિલાડીને મજબુત જાડા તારના બનાવેલા પાંજરામાં રાખી શકો પણ ચિત્તા, વાઘ, રીંછ, સિંહ આદિને પુરવા માટે તો પત્થરની મોટી, જાડી ભીંતો કરવી પડે છે, અને તેઓ બહાર નીકળી ન જાય માટે આગળના ભાગમાં જાડા લોખંડના સળીઆ જડવા પડે છે, કેમકે ચિત્તા, વાઘ, રીંછ અને સિંહ બહુ ક્રુર અને બળવાન પ્રાણી હોય છે.

૩. દાર્યાવેશ કરીને કોઇએક રાજા હતો. તેની પાસે ઘણા સિંહ હતા, અને તેના મહેલની પાસેના એક બગીચામાં એક ઉંડા ખાડામાં તેમને રાખતો, અને જ્યારે જ્યારે કોઇ માણુસ ભુંડું કરતો ને રાજાને રોષ ચઢતો ત્યારે ત્યારે તે માણુસને જીવતો ને જીવતો તે ખાડામાં હડસેલી મૂકવામાં આવતો. અને પછી સિંહો તેના પર તરાપ મારી તેને મારી નાખી તેને ખાઇ જતા હતા.

કોઇ કહી શકશો કે રાજાનો મંત્રી એટલે શું? મંત્રી એટલે રાજાને રાજ્યની વ્યવસ્થા સારી રીતે કરવામાં મદદ આપનાર કે સારી શિખામણ આપનાર ડાહ્યો પુરૂષ. કોઇ કોઇ વખતે મંત્રી રાજાને બદલે કેટલાંએક ગામ ને કસ્બાની દેખરેખ રાખે છે, અથવા તો રાજાના મહેલ, પૈસાની કે તીજોરીની બરાબર તપાસ રાખે છે. દાર્યાવેશ રાજા પાસે દાનીએલ નામનો એક મંત્રી હતો. તે રાજાની તીજોરીનો ઉપરી હતો, ને રાજાની તેના ઉપર બહુજ મહેરબાની હતી, કેમકે દાનીએલ સારો તેમજ જ્ઞાની માણુસ હતો, અને રાજાએ દાનીએલને બીજા બધા મંત્રીઓ ઉપર ઉપરી તરીકે નીમ્યો હતો.

હવે દાનીએલ આખા રાજ્યની બધી બાબતોની વ્યવસ્થા રીતે કરવા લાગ્યો. પણ રાજાએ કૃપાદૃષ્ટિ દાનીએલ ઉપર માટે બીજા મંત્રીઓ દાનીએલની અદેખાઇ કરવા લાગ્યા.

માટે દાનીએલ ઉપરથી રાજાની કૃપાદૃષ્ટિ ઓછી થાય તે સ બીજા મંત્રીઓએ કાવત્રાં કરવાનો વિચાર કરવા માંડયો.

હવે દાનીએલને ખબર ન પડે એવી રીતે તેઓ રાજા પા ને તેને કહ્યું કે, 'ઓ રાજા, એક એવો હુકમ કરવો જોઇએ આખા રાજ્યમાં, ત્રીસ દિવસ સુધી તારા સિવાય બીજા કોઇની ભક્તિ કરવામાં આવે નહિ, અને જો કોઇ બીજાની પ્રાર્થના જોવામાં કે જાણવામાં આવે તો તેને રાજાના રાજમહેલની પાસેન ખાડામાં રાખેલા સિંહોની આગળ નાખી દેવામાં આવે.' પછી તેઓએ સાંભળ્યું કે રાજાએ એવો હુકમ બહાર પાડયો છે ત્યારે ત દાનીએલની તપાસ રાખવા સારૂ જાસુસો મૂકયા.

તેઓએ આમ કેમ કર્યું હશે? કારણ એજ કે દાનીએલ ઇચ્છા પુરી કરનાર માણસ હતો, અને કેવળ યહોવાહનીજ કરનાર હતો, અને દિવસમાં ત્રણવાર પોતાના દેવની પ્રાર્થના ક દાનીએલનો રીવાજ હતો, અને જ્યારે રાજાએ ત્રીશ દિવસ બીજા કોઇની ભક્તિ કરવાનો મનાઇ હુકમ કાઢયો તે વખતે દા પોતાના અગાઉના રીવાજ પ્રમાણે પ્રાર્થના કરે છે કે નહિ તેન દુશ્મનો ખુબ તપાસ કરવા લાગ્યા. દાનીએલે રાજાના ત્રાસદાય વિષે સાંભળ્યું, પણ દેવની પ્રાર્થના કરવાનો તેનો જે રીવાજ હત તે આડો કે અવળો કર્યો નહિ, એટલે દેવની પ્રાર્થના કરવાનું વાળ્યું નહિ.

તેના દુશ્મનોએ જોયું કે દાનીએલ કચેરીમાંથી ઘેર આવ ઓરડીમાં ઘુંટણીએ પડી તેના અગાઉના રીવાજ મુજબ-દેવની કરતો હતો.

દાનીયેલ જાણતો હતો કે મારે દેવની પ્રાર્થના કરવી એ ચાહે છે, માટે રાજાનો મનાઇ હુકમ છતાં તેણે તેના પહેલાંના

મુજબ પોતાના દેવની પ્રાર્થના કરવાનું ચાલુ રાખ્યું; તેણે રાજાના કરતાં દેવનું વધારે માન્યું.

પછી તેના દુશ્મનોએ રાજા પાસે જઇને ખબર આપી. તેઓએ રાજાને કહ્યું, 'ઓ રાજા, શું તેં એવો હુકમ કીધો નથી કે જો કોઈ ત્રીસ દિવસ સુધી કોઈ દેવની પ્રાર્થના કરશે તો તેને સિંહોના બીલમાં નાખી દેવામાં આવશે?' અને રાજાએ કહ્યું, 'હા.' ત્યારે તેઓએ કહ્યું, 'ઓ રાજા, પહેલેજ દિવસે કોઇ એક માણસે તારો હુકમ તોડયો.' પાછી રાજા બહુજ ગુસ્સે થયો ને બોલ્યો, 'ખચિત તે માણસને સિંહોના બીલમાં નાખી દેવામાં આવશે. મારો હુકમ તોડવાની છાતી ચલાવનાર એ કયો માણસ છે?' એ સાંભળીને દાનીયેલના દુશ્મનો ખુશી થયા ને કહ્યું, 'દાનીયેલ.'

પછી રાજા બહુ દિલગીર થયો કેમકે હમણાં તેને માલમ પડયું કે એ હુકમ આપવામાં તેણે ઘણી મૂર્ખાંઇ કીધી હતી. પણ તે દેશમાં એવો નિયમ હતો કે રાજા એક વખત કાયદો ઘડીને ફરી તેને બદલી શકે નહિ.

દાનીએલને બચાવવા સારૂ રાજાએ ઘણો વિચાર કર્યો પણ તેને બચાવવાનો એકે ઉપાય તેને સૂઝયો નહિ. કાયદો ઘડાઇ ચૂકયો હતો અને પોતે મૂર્ખાંઇ કીધી હતી એવું હમણાં તેને માલમ પડયું હતું, તો પણ તે પોતે રાજા છતાં તે હુકમ બદલી શકે એમ ન હતું.

માટે સાંજની વખતે રાજાએ દાનીએલને લઇ જઇને સિંહોના બીલમાં નાખવાનો સિપાઇઓને હુકમ આપ્યો. પછી તેઓ તેના ઘેરથી તેને લઇ ગયા. તેની સ્ત્રી, તેનાં છોકરાં તથા તેના નોકરોને બહુ બીક લાગી. રાજાના સિપાઇઓ દાનીએલને લઈને તેને સિંહોના બીલના બારણા પાસે લઈ ગયા, અને તેને ધક્કો મારી માંહે પાડીને એક મોટી શિલાથી બીલનું બારણું બંધ કર્યું.

બીલ બહુ ઉંડું નહોતું માટે માંહે પડતાં દાનીએલને કંઇ ઇજા થઇ નહિ, પણ તે જગ્યાએ તેને એકલાને કેટલાએક ભૂખ્યા સિંહોની સંઘાતે પુરવામાં આવ્યો હતો.

રાજાને તથા દાનીએલના દુશ્મનોને ખાતરી હતી કે સિંહો રાતમ
ને રાતમાં દાનીએલને ફાડી ખાઇ જશે, અને એ વિચાર આવતાં દાની
એના દુશ્મનો બહુજ હરખાતા હતા; પણ રાજા બહુ દુઃખી થતો હતો

૪. શા માટે દાનીએલને સિંહોવાળા બીલમાં નાખવામાં આવ્યો
હશે? કારણકે દાનીએલ દેવ પ્રત્યે વફાદાર હતો ને આપણે દરરોજ
દેવની પ્રાર્થના કરીએ એવી જે દેવની મરજી છે તે મુજબ તે વર્તતો હતો
જ્યારે દાનીએલ સિંહોના બીલમાં હતો ત્યારે શું તે કદી એમ બોલ્યો
કે 'અરેરે મેં ઇશ્વરની પ્રાર્થના કરવામાં કેટલી મોટી ભૂલ કીધી છે?
ના, તે બહુજ આનંદી અને ખુશી હતો, ને જરાએ દુઃખી થયો નહોતો
જો કે પ્રાર્થના કરવાને લીધે તે આ દુઃખમાં આવી પડયો હતો તો પણ
તે તેમાં આનંદ માનતો હતો. તેણે કહ્યું કે, 'દેવની પ્રાર્થના કરવામ
મેં દેવની ઇચ્છા પ્રમાણે કર્યું, માટે દેવ મારી સંભાળ હવે જરૂર કરશેજ
કરશે, અને જો તેની ઇચ્છા એવી હોય કે મારે અહિં મરવું પડે તોપણ
તે મારા આત્માને પોતાની પાસે સ્વર્ગમાં લેશે.' એવા વિચારને લીધે
દાનીએલ સિંહોના બીલમાં જરાએ દુઃખી થયો નહોતો. હવે પછીની
વાર્તામાં શું બન્યું તે આપણે શીખીશું.

**પ્રશ્નો.**

1. દાનીએલનો દિવસમાં ત્રણવાર શું કરવાનો રીવાજ હતો?
2. રાજાએ કયો હુકમ બહાર પાડયો?
3. દાનીએલને સિંહોના બીલમાં નાખવામાં આવ્યો ત્યારે તે કેમ જરાએ દુઃખી થયો નહોતો?

---

## ૨૨. એક ભલા માણસનું બચી જવું તે વિષે.

**હેતુ:** જે કોઈ દેવની આજ્ઞા પાળે તેને તે ભુલી જતો નથી એ બતાવવાનો.

**શાસ્ત્રભાગ:** દાનીએલ ૬; ૧-૨૩.

**મુખકલમ:** ગીતશાસ્ત્ર ૧૪૫; ૧૮. જેઓ તેની વિનંતી કરે છે તે સર્વની પાસે યહોવાહ છે.

વાર્તા.

૧. રાજાનો મંત્રી દાનીએલ દેવની પ્રાર્થના કરવાને લીધે સિંહોના બીલમાં નંખાયો તે વાત આપણે ગયા પાઠમાં શીખી ગયાં.

૨. જો કોઇ માણસને આખી રાત સિંહો સાથે રાખવામાં આવે તો તમે તે માણસને ફરી પાછો જીવતો જોવાની આશા રાખો ખરા કે? ના, તમે કહેશો કે રાતમાંજ સિંહો તેને ફાડી ખાય.

૩. દાનીએલના દુશ્મનો પણ એમજ ધારતા હતા કે દાનીએલને સિંહો રાતમાંજ ફાડી ખાઇ જશે, અને રાજા પણ એમજ ધારતો હતો. અને તે આખી રાત રાજાને બીલકુલ ચેન પડયું નહિ, અને તે આખી રાત સવાર સુધી દાનીએલ વિષે વિચાર કર્યાંજ કરતો હતો. અજવાળું થતાંજ રાજા ઉઠીને બગીચામાં આવેલા સિંહોના બીલ પાસે ગયો, અને તેણે બીલના બારણા આગળ જઇને હાંક મારીને કહ્યું, "ઓ દાનીએલ, શું તારો દેવ તને સિંહોથી બચાવી શકયો છે?"

અને અજાએબ જેવી વાત કે બીલમાંથી સામો જવાબ મળ્યો, અને તે જવાબ તો દાનીએલના સાદનો હતો, 'ઓ રાજા, મારા દેવે પોતાના દૂતને મોકલીને સિંહોનાં મ્હોં બંધ કરાવ્યાં છે, અને તેઓએ મને કંઈજ ઇજા કરી નથી.'

આથી રાજા અતિશય ખુશી થયો અને તેણે પોતાના ચાકરોને બોલાવીને નિસરણી તથા દોરડાં મંગાવ્યાં ને દાનીએલને સિંહોના બીલમાંથી ઉપર કાઢયો. જ્યારે દાનીએલ રાજા આગળ ઉભો રહ્યો ત્યારે તેને કંઇજ ઇજા થઈ નહોતી, એવું માલમ પડયું.

પછી દાનીએલે રાજાને રાતે જે જે થયું હતું તે બધું તેને કહી સંભળાવ્યું, ને જણાવ્યું કે તેને સિંહોના બીલમાં નાખી દીધા પછી તે પોતાના પગે ઉભો થયો હતો, અને જુઓ, બધા સિંહ તેને તાકીને જોયા કરતા હતા અને કેટલાએક તો તેના પર તરાપ મારવાને તલ્પી રહ્યા હતા, ને પોતાનું રક્ષણ કરવાને તેની પાસે તરવાર કે ભાલો કંઇજ ન હતું. અને જેવું તેને એમ લાગ્યું કે હમણાંજ સિંહ તેના પર તરાપ મારીને તેને ફાડી ખાશે તેજ ક્ષણે તેને માલમ પડયું કે તે એકલોજ સિંહોના

બીલમાં નહોતો પણ કોઇએક બીજો જણ તેની સાથે હતો, અને તેથીજ તેને માલમ પડયું કે દેવે પોતાના દૂતને મોકલ્યો હતો. તેની ખાતરી થઇ કે તેણે દેવની ઇચ્છા પૂર્ણ કરી હતી માટે દેવે તેને છોડાવવાને પોતાના દૂતને મોકલ્યો હતો, અને તે આખી રાત દૂત ત્યાં રહ્યો, ને દૂતને જોઇને સિંહો દાનીએલને ફાડી ખાવા તેની પાસે જઇ શકયા નહિ.

અને જ્યારે જ્યારે દાનીએલનાં છોકરાં તેને પુછતાં કે તે કેવી રીતે રાજાના બગીચામાં આવેલા સિંહોના બીલમાંથી બચી ગયો ત્યારે ત્યારે તે તેમને એમ કહે તો કે 'હું દેવની પ્રાર્થના કરતો ને દેવની ઇચ્છા પ્રમાણે ચાલવા પ્રયત્ન કરતો ને તેની આગળ વિશ્વાસુપણે ચાલતો હતો, માટે તેણે પોતાના દૂતને મોકલીને સિંહોનાં મ્હોં બંધ કીધાં અને મને છોડાવ્યો.'

**પ્રશ્નો.**

૧. સિંહોના બીલમાં શું જોખમ હતું ?
૨. દાનીએલને સિંહોના મ્હોમાંથી કોણે છોડાવ્યો ?
૩. દાનીએલને સિંહોના પંજામાંથી શા માટે બચાવવામાં આવ્યો ?

---

## ૨૩. વાર્તા ૧૩–૨૨નું પુનરાવર્તન.

હેતુ : ૧લો; છોકરાંઓને વાર્તાઓ યાદ છે કે નહિ તે શોધી કાઢવાનો.
૨જો; તેઓ જે ભુલી ગયાં હોય તેનું સ્મરણ કરાવવામાં મદદ કરવાનો.
૩જો; પરમેશ્વર તે એક સાક્ષાત્ જીવતો જાગતો પરમેશ્વર છે, વળી તે આપણા પર પ્રીતિ કરે છે, આપણને સંભાળી રાખે છે ને આપણી કાળજી રાખે છે એ વાત પર ભાર મૂકીને તેમનાં મનમાં ઠસાવવાનો.

પ્રસંગાનુસાર શિક્ષકે યાદ રાખવું કે કોઈ અક્કલવાન વિદ્યાર્થી એવો પ્રશ્ન પુછશે કે દેવે એકલા બાળક મુસાનેજ બચાવ્યો ને બીજાં બાળકોને નહિ, આનો જવાબ ૧૧મા પાઠની ટીકામાં આપેલી સુચના મુજબ આપી શકાય.

મુખકલમો ફરી સાંભળી જવી.

---

## ૨૪. ચુંટી કાઢેલી વાર્તાઓનું પુનરાવર્તન.

**હેતુ :** કોઈ કોઈ છોકરાં ગેરહાજર રહ્યાં હશે, કેટલાંએક વાર્તાઓ સારી પેઠે સમજ્યાં નહિ હોય, કેટલીએક વાર્તાઓ ઘણા વખત ઉપર કહી હશે. છોકરાંઓની પાસે વાર્તાઓ કહેવડાવતી વખતે તેઓ જે કંઈ ભુલી ગયાં હોય તે તેમની સ્મરણશક્તિમાં લાવવાને પ્રયાસ કરવામાં શિક્ષકે તેમને મદદ કરવાનો.

વળી શિક્ષકે તેમને પુછી જોવું જોઇએ કે કયી કયી વાર્તાઓ તેમને ગમે છે. વાર્તામાં તેમને શું શું ગમે છે ને શું શું ગમતું નથી ને તે ગમવાનાં તથા ન ગમવાનાં કારણ છોકરાંઓની પાસેજ શોધી કઢાવવામાં મદદ કરવી.

મુખકલમો આવડે છે કે નહિ તે સારી રીતે તપાસવું ને જો આવડતી ન હોય તો પાકી કરાવવી.

---

## ૨૫. દેવનું કૃપાદાન: સૂર્ય.

**હેતુ:** જે અજવાળું આપણા હિંદુસ્તાન દેશમાં બહુજ સાધારણ છે તે આપણા પર અગાધ પ્રીતિ રાખનાર પરમેશ્વર તરફથી આપણને મળેલું એક કૃપાદાન છે, તે કૃપાદાનને માટે આપણે દેવનો ઉપકાર માનવો જોઈએ એ વિચાર દરેક બાળકના અંતઃકરણમાં જાગૃત કરવાનો.

**શાસ્ત્રભાગ :** ઉત્પત્તિ ૧ ; ૧-૫.

**મુખકલમ :** માત્થી ૫ ; ૪૫. તે પોતાના સૂર્યને ભલા તથા ભુંડા પર ઉગાવે છે.

**વાર્તા.**

૧. આપણી છેલ્લી વાર્તા દેવે દાનીએલને કેવી અજાએબ રીતે સિંહોના બીલમાંથી બચાવ્યો તે વિષે હતી. દેવ કેવી રીતે બધા ઉપર હેત રાખે છે તે સંબંધી આજે હું તમને એક વાર્તા કહીશ.

૨. તમે કદી રાતને વખતે ઘર, વાડી, ખેતર કે વાડાની આસપાસ ફરવા ગયાં છો?

૩. (અ) કોઇએક નાનો સ્વચ્છંદી છોકરો હશે. એક દિવસ રાત્રે તે જાગી ઉઠ્યો અને જોયું તો તેણે ઘરનું બારણું ઉઘાડું દીઠું, પછી તે બોલ્યો 'જેમ હું દિવસે વાડીમાં રમું છું તેમ હમણાં પણ વાડીમાં

જઈને રમીશ.' તે આંબાવાડી હતી ને તેમાં પાણીની નીકો કરેલી હતી, અને આંબાવાડીમાં તે દોડતો દોડતો જતો હતો એવામાં એક નીકમાં પડી ગયો.

નીકમાં બહુ પાણી નહોતું માટે તે સહીસલામત બહાર નીકળી શકયો ખરો, અને તેને કંઇ બહુ ઈજાએ થઇ નહિ. પણ આમતેમ દોડતો હતો એવામાં કાંટાની એક વાડ હતી તે અંધારામાં જોઇ ન શકયો માટે તેના ઉપર દોડયો ને તેથી તેને ઘણા ઉઝરડા પડયા. પછી તેણે ઘર તરફ જવાનું કર્યું, અને ઘર આગળ બધે અંધારૂં હતું ને જતાં જતાં તેનો પગ એક વીંછી ઉપર પડયો. વીંછીએ તેને ડંખ માર્યો ને તેણે બહુ કારમી ચીસો પાડવા માંડી. તેની મા દોડતી દોડતી આવી ને બત્તી સળગાવીને લાવી. અજવાળામાં તેની મા જોઇ શકી કે નીકના પાણીમાં દોડવાને લીધે તેના છોકરાનાં લુગડાં ખરડાઇ ગયાં હતાં તેમજ વાડના કાંટાને લીધે તેને ઘણા ઉઝરડા પડયા હતા, અને વીંછી ઉપર પગ મૂકયાને લીધે તેનો પગ ભારે વેદનાને લીધે થરથર ધ્રુજતો ને બળતો હતો.

દિવસે તે છોકરો નીક કુદી ગયો હોત, કાંટાની વાડ પાસે ગયો ન હોત તેમજ વીંછીને જોઇ શકયો હોત ને તેના પર પગ મૂકયો ન હોત.

(આ) રાત કરતાં દિવસે ફેર કેમ હશે વારૂ?
દિવસને વખતે અજવાળું હોય છે.

ઘણી જુદી જુદી જાતનું અજવાળું હોય છે.

રોજ રાતે તમે ઘરમાં બત્તી સળગાવીને અજવાળું કરો છો. કોઇ કોઇ ઘરમાં જે બત્તી હોય છે તેના અજવાળાથી તમે વાંચી પણ શકો. જો કોઇ માણસને રાતે રસ્તો કાપવો હોય કે એક ગામથી બીજે ગામ જવું હોય તો તે પોતાની સાથે ફાનસ લઈ જાય છે. દરેક મહિનાની કેટલીએક રાતોમાં ચંદ્રનું અજવાળું જોવામાં આવે છે.

દરેક જાતનું અજવાળું સારૂં હોય છે.

પરંતુ સૂર્યનું અજવાળું બીજી બધી જાતના અજવાળા કરતાં ઉત્તમ છે.

ઘરમાંની નાની કે મોટી બત્તી, ફાનસ કે વિજળીની બત્તીનું અજવાળું એકી વખતે થોડા ભાગ પરજ પ્રકાશ આપી શકે છે.

દરેક ઠેકાણે નિર્ભયતાથી આવજા કરવા માટે ચંદ્રનું અજવાળું પુરતું નથી.

(ઇ) દિવસે અજવાળું કયાંથી આવતું હશે ?

કોઇએક નાનો છોકરો સાંજે વાળુ કરીને સુઇ ગયો. રાતનો વખત હોવાથી ઘરની બહાર તેમજ ઘરમાં બધે અંધારૂં હતું. સારી ઉંઘ લીધા પછી તે છોકરો જાગી ઉઠયો ત્યારે પણ બધે અંધારૂંજ હતું, અને તે છોકરે વિચાર કરવા માંડયો કે, 'કોણ જાણે અંધકાર કેમ કરીને જતો રહેતો હશે એ વિષે મને બહુ નવાઇ લાગે છે. હમણાં હું સુઇ નહિ જાઉં પણ જાગતો રહીને તેની તપાસ કરીશ,' અને થોડી વાર સુધી તેણે તપાસ કીધી ને પછી આઘે પૂર્વમાં આકાશ પહેલાંના જેવું ને પહેલાંના જેટલું અંધકારવાળું ન દેખાયું, અને જંગલમાંનાં શિઆળવાં પાછાં પોતાની ગુફા તરફ વળતાં એકબીજાને હુકાહુકા કરીને બોલાવતા હતાં તે તે સાંભળતો હતો. વળી પૂર્વ તરફનું આકાશ વધારે પ્રકાશમય દેખાવા લાગ્યું ને છોકરો આજુબાજુનાં ઝાડ જોઇ શકયો. આકાશમાં વધારે પ્રકાશ થવા લાગ્યો ને પક્ષીઓ ઉંઘમાંથી જાગવા મંડી ગયાં. કાગડા કા, કા, કરવા લાગ્યા. પોપટ આમતેમ ઉડવા લાગ્યા. વાંદરાં હુપહુપ કરવા મંડયાં. છોકરાના ઘરની પાસેના રસ્તા પર લોકો આવજા કરવા મંડયા. કેટલીએક બાયડી કુવે પાણી ભરવા જતી હતી. અજવાળું પહેલાંના કરતાં વધારે ને વધારે થવા લાગ્યું, અને એકાએક આકાશમાં સોનાના જેવું એક પ્રકાશિત કિરણ દેખાવા લાગ્યું. પછી બીજાં વધારે કિરણો અને પછી તો કંઇક ગોળ ઝળકતું બળતા જેવું પ્રકાશવા લાગ્યું અને ઉપર આકાશમાં ચઢવા મંડયું, અને અજવાળું થયું તે જોઇને છોકરે જાણ્યું કે નવો દિવસ થયો છે. એ અજવાળું કયાંથી આવ્યું હશે ? અલબત, મોટા સૂર્યમાંથી.

હા, આપણને સૂર્યમાંથી દિવસનું અજવાળું મળી શકે છે. સૂર્યને લીધેજ સુંદર ફૂલો ખીલી રહે છે. જો સૂર્ય ન હોય તો કેળાં, નાળીએર,

ખજુર, તાડફળી, શેરડી વિગેરે તેમજ ચોખા, મકાઇ, બાજરી વિગેરે ધાન્ય એમાંનું કંઇજ પાકે નહિ. સૂર્યને લીધે દિવસે અજવાળું મળે છે, અને જગત સુંદર દેખાય છે, તેમજ આપણાં ઘરોમાં બધે અજવાળું હોય છે.

૪. આપણને અજવાળું આપવા માટે સૂર્યને આકાશમાં કોણે બનાવ્યો હશે? કોઇ માણસથી આવું કામ થઇ શકેજ નહિ. પરમેશ્વરે સૂર્યને આકાશમાં મૂકેલો છે. દેવ સૂર્યની મારફતે આપણને પ્રકાશ મોકલે છે, અને એ રીતે સૂર્યનું અજવાળું તે દેવ તરફથી આપણને દરરોજ મળતું એક કૃપાદાન છે.

**પ્રશ્નો.**

૧. જો તમે રાતને વખતે આમતેમ દોડવા જાઓ તો શું થાય?
૨. આપણે શા માટે બત્તી અને ફાનસ વાપરીએ છીએ?
૩. દેવ આપણને કયું કૃપાદાન રોજ રોજ આપે છે?

---

## ૨૬. દેવનું કૃપાદાન—આંખો.

**હેતુ:** આંખ જે પરમેશ્વર તરફથી આપણને મળેલું બીજું કૃપાદાન તે એક મોટો આશીર્વાદ છે એ છોકરા તથા છોકરીઓને સમજાવવાનો.

**શાસ્ત્રભાગ:** ઉ.પ. ૧; ૧-૫: અયુબ ૧૯; ૧૫: દ.ટાં. ૧૫; ૩૦-૨૯; ૧૩.

**મુખકલમ:** માત્થી ૫; ૪૫. તે પોતાના સૂર્યને ભલા તથા ભુંડા પર ઉગાવે છે.

**વાર્તા.**

૧. પરમેશ્વર આપણને જે જે કૃપાદાનો આપે છે તેઓમાંનું એક, એટલે સૂર્યથી આપણને મળેલા અજવાળા વિષે આપણે ગયા પાઠમાં શીખી ગયાં.

૨. દેવે આપણા ઉપર દયા કરીને સૂરજ ઉપરાંત બીજાં ઘણાં કૃપાદાનો બક્ષેલાં છે. તે દાનો પૈકી બે અમૂલ્ય દાનો વિષે હું તમને કહીશ. શું તેઓ મોતી કરતાં કીમતી હશે? હા, તેઓ તો મોતી, માણેક, હીરા કરતાં ઘણાંજ મૂલ્યવાન છે. તેઓ શું હશે? તે તો મારા બે પ્રિય મિત્રો છે.

૩. મારે બે બહુજ સારા મિત્રો છે. દરેક એકેક ગોખલામાં રહે છે, અને સવારથી સાંજ સુધી તેઓ મારા રક્ષણાર્થે મારી આજુબાજુ જે થાય છે તે બધાની મને ખબર આપે છે.

જ્યારે હું ફરવા જાઉં છું ત્યારે રસ્તો ખરાબ છે કે સારો છે, આગળ કંઇ પત્થર છે કે ખાડો છે તેની તે મને ખબર આપે છે. જો હું નદી આગળ જાઉં તો નદીમાં કયી જગ્યાએ પાણી ઉંડું છે તે પણ તે મને બતાવે છે, અને જો કોઇ જગ્યાએ કાંટા કે કાચના કકડા કે કંઇ જોખમ હોય તેની પણ મને જાણ કરે છે.

પક્ષીઓ જ્યારે જ્યારે એક ઝાડ ઉપરથી બીજા ઝાડ ઉપર ઉડી જાય છે ત્યારે ત્યારે તેઓ તે મને કહી દેખાડે છે, પાસે મોર હોય તો તે પણ મને જણાવે છે. આજુબાજુનાં ફુલોનો પીળો, લાલ, શ્વેત રંગ તથા તેઓ કયાં છે તેનીએ મને ખબર આપે છે. મારા ઘરનીએ તેઓ મને જાણ કરે છે, તેમજ મારી મા મને જોઇને ખુશી થાય છે તેની મને ખબર કહે છે. અમારાં ખેતર તથા ઢોરઢાંક વિષે પણ મને માહિતગાર કરે છે. જ્યારે જ્યારે હું બજારને રસ્તે જતો હોઉં ત્યારે ત્યારે તેઓ સોની સોનાનું ઘરેણું બનાવતો હોય તે પણ મને જણાવે છે. વળી મારે કયે રસ્તે થઇને નિશાળે જવું તે મને બતાવે છે. હું જે જે પુસ્તકો વાંચું છું તેઓ વિષે તે મને કહે છે, અને જો મને મારા તે બે મિત્રો મદદ ન કરે તો હું મારી ચોપડીઓમાંનાં ચિત્રો કે ભીંતે ટાંગેલી તસવીરો જોઇ શકુંજ નહિ.

કોઇ કોઇ વખતે મારી આજુબાજુની વસ્તુસ્થિતિ કેવી છે તે બે મિત્ર થાકને લીધે કહી શકતા નથી. ત્યારે તેઓ શું કરે છે? તેઓના ઘરનાં આગલાં બારણાં બંધ થઇ જાય છે, અને એ દરવાજે બંધ થયા પછી તેઓ આજુબાજુની વસ્તુસ્થિતિ ઉપર કંઇજ ધ્યાન આપી શકતા નથી, અને તે વિષે મને પણ કંઇજ ખબર પડતી નથી. ઘણું કરીને સૂર્ય આથમ્યા પછી થોડીવારે તેઓના પોતાના ઘરનાં કમાડ વસાઇ જાય છે, અને જ્યારે સૂર્ય આકાશમાં પ્રકાશવા માંડે છે તે અરસામાં તેઓના બારણાનાં કમાડ પાછાં ઉઘડીને મને ફરી ખબર આપવા કામે લાગી જાય છે.

મારા આ બે મિત્રો કોણ હશે?

હા, તેઓ તો મારી બે આંખો છે.

૪. આજુબાજુ જગતમાંની સર્વ અદ્‌ભુત અને સુંદર વસ્તુ નિહાળવા તથા મગર, કાંટા આદિ જેથી મને નુકશાન થઇ શકે તેઓ સાવધ રહેવા અને સર્વથી મોટી વાત કે નિશાળે તથા ઘેર કામ કરવા મદદરૂપ થવા સારૂ તેમજ બીજા લોકોને સહાય આપવા સારૂ પરમેશ્ મને તે બે મિત્રો આપ્યા છે.

દેવ કે જેણે આપણ બધાંને અજવાળું આપવા સારૂ સૂ ઉત્પન્ન કર્યો તેણેજ અજવાળાનો ઉપયોગ કરવા સારૂ આપણુને આં પણ આપી છે.

**પ્રશ્નો.**

૧. ઘણી ઘણી બાબતો વિષે મને કોણ ખબર આપે છે?
૨. મારા બે મિત્રો મને શું કહે છે?
૩. આ બે મિત્રો દેવે મને શા માટે આપ્યા હશે?

---

## ૨૭. ખેતરમાં થતું ધાન્ય.

**હેતુ:** અનાજનું ઉગવું ને વધવું તે કંઈ સાધારણ વાત નથી, પણ આપણા પ્ર પરમેશ્વરની ભલાઈનું એક કૃત્ય છે તે વિષે છોકરા તથા છોકરીએ સમજણ પાડવાનો.

**શાસ્ત્રભાગ:** યશાયાહ ૫૫; ૧૦: ગીતશાસ્ત્ર ૮૫; ૧૨: માર્ક ૪; ૨૮, ૨ યોહા. ૧૨; ૨૪.

**મુખકલમ:** માત્થી ૬; ૧૧. દિવસની અમારી રોટલી આજ તું અમને આ

**વાર્તા.**

૧. ગઇ વાર્તામાં આપણે બે સારા મિત્ર એટલે આંખ વિ સાંભળી ચૂકયા. એ સારા મિત્રો આપણુને જે બાબતો વિષે કહે છે પૈકી કેટલીએક સંબંધી આજે આપણે વાત કરીશું.

૨. પણ એ વાતને માટે આપણે નિશાળ બહાર જવું જોઇએ તેમજ ઘરથીએ દૂર એટલે આપણા ગામ કે કસ્બા બહાર આવેલા ખુલ મેદાનમાં જવાની જરૂર છે.

ત્યાં આપણે શું જોઇ શકીશું ?

કોઇ કોઈ ઠેકાણે ડાંગર. બીજે ઠેકાણે ઘઉં. ત્રીજે સ્થળે બાજરી. ચોથી જગ્યાએ મકાઇ.

૩. હું તમને ખેતરની એક વાત કહેવા માગું છું. એક દિવસ આકાશમાં વાદળાં અંધરાયાં અને પછી ભારે વરસાદ પડયો. વરસાદે બે દિવસ સુધી પડયાંજ કીધું. ત્રીજે દિવસે સવારમાં પણ તે પડતો હતો પણ બહુ નહિ, પછી કોઇએક ડાહ્યો ખેડુત સવારમાં વહેલો ઉઠયો ને બળદ તથા હળ લઈને ખેતરમાં ગયો અને આખો દિવસ ત્યાં ખેડયા કીધું.

થોડા દિવસ પછી ખેડુત સારાં બીની એક ટોપલી ભરીને પાછો ખેતરમાં ગયો. આ બી તેણે ખેતરમાં બધે વેર્યાં, અને વધારે વરસાદ આવ્યો ત્યારે બી મટોડીથી ઢંકાઇ ગયાં.

ઘણા દિવસ સુધી જાણે કે ઉંઘતાં હોય તેમ આ બીઆં મટોડીમાં પડી રહ્યાં. પછી વધારે વરસાદ આ ઉંઘતાં બીઆં ઉપર પડયો, અને થોડા તાપથી આ બીઆં જરા ગરમ થયાં અને એક દિવસે તો ભોંયમાંથી એક નાનું પાંદડું ઉપર દેખાવા મંડયું, તેમજ એક નાનું મૂળીઉં જમીનમાં ઉંડું ઉતરવા લાગ્યું. નાના પાંદડાને સૂર્યનો તડકો જોવાનું અને પેલા નાના મૂળીઆને જમીનને સારી રીતે પકડી રાખીને ભોંયમાંથી પાણી પીવાનું બહુ મન હતું. દરરોજ તે નાનું પાતરૂં વધતું ને ઉંચું થતું ગયું અને તે નાનું મૂળીઉં મજબૂત થયું, અને ખેડુતે પોતાના ખેતરમાં બધે વેરેલાં બીઆંનું પણ એમજ થયું, અને થોડા દહાડામાં તો વધતાં જતાં અનાજના પાતરાંથી બધી જમીન ઢંકાઇ ગઈ હતી.

પછી સૂર્ય પૂર્ણપણે પ્રકાશવા લાગ્યો, અને અનાજના છોડનાં પાતરાં વધતાં વધતાં ઘણાં ઉંચાં થયાં, અને પાતરાંની ટોચે અનાજનાં કણુસલાં દેખાવા લાગ્યાં, અને તે દરેક કણુસલામાં ઘણાં નાનાં બી હતાં. પછી સુરજના તાપને લીધે બી મોટાં થયાં અને પાકયાં, અને ત્યાર પછી ખેડુત પાછો ખેતરમાં આવ્યો અને આ વખતે તેના હાથમાં દાતરડું હતું.

તેણે પાકેલાં કણુસલાં લણી લીધાં અને તેમને ખળીમાં એકઠાં ક
તેમને ઝુડીને તથા ઉપણીને ભુંસું ઉડાડી મૂકી દાણા જુદા
પછી ખેડુતે દાણા કોઠારમાં ભર્યાં. થોડા તેણે વેચ્યા પણ ખરા,
તેણે તથા તેનાં ઘરનાં માણસોએ ખાધા, અને થોડા બીજી મો
વાવવા સારૂ રાખી મૂક્યાં.

૪. હવે ખેડુતે તો ભોંયમાં માત્ર બીજ વાવ્યું હતું, પણ
તે બીને ઉગાડી શકયો ખરો કે? ના, ખેડુત તેમ કરી શકે
અને ભોંયમાંથી નાનાં બીઆંને ખોરાક મળે ને તેઓ ઉગી શ
પરમેશ્વરને પાણીની ખોટ પુરી પાડવી પડી ને વરસાદ મોકલીને
નરમ તથા પોચી કરવી પડી. ખેડુત ઘણું કામ કરી શકે ખરે
જો પરમેશ્વર વરસાદ ન મોકલે તો તેનું બધું કામ વ્યર્થ જાય.

મારો ખોરાક ક્યાંથી આવતો હશે? મારી મા મને અ
તેણીને તે ક્યાંથી મળતો હશે? કદાપિ બજાર કે અમારા
કોઠારમાંથી; પણ તે અગાઉ તે ક્યાંથી આવ્યો હશે? ખેતરમાંથી
અને તે ખેતરમાં કેમ થતો હશે? કારણ કે ખેડુતે ત્યાં વાવ્યું
હા, પણ કોની કૃપાને લીધે તે ખેતરમાં પાક્યું? પરમેશ્વર કે
કૃપા કરીને વરસાદ તથા તાપ મોકલ્યાં તેની મહેરબાનીથીજ.

**પ્રશ્નો.**

૧. બી ઉગી નીકળે માટે શાની જરૂર હોય છે?
૨. દયા કરીને વરસાદ તથા તડકો મોકલે છે?
૩. દેવ શા માટે વરસાદ તથા તડકો મોકલે છે?

---

## ૨૮. દેવ તરફથી મળતો દૈનિક ખોરાક.

**હેતુ:** **આપણને દરરોજનો ખોરાક પરમેશ્વર તરફથી મળે છે એ વાત તથા છોકરીઓના મનમાં ઠસાવવાનો.**

**શાસ્ત્રભાગ:** **યશા. ૫૫; ૧૦: ગીત. ૮૫; ૧૨: માર્ક ૪; ૨૭-૨૯.**

**મુખકલમ:** **માત્થી ૬; ૧૧. દિવસની અમારી રોટલી આજ અમને**

વાર્તા.

૧. પરમેશ્વરે નાનાં બીને એવાં બનાવ્યાં છે કે જ્યારે જ્યારે તેમને જમીનમાં વાવવામાં આવે ત્યારે ત્યારે તે ઉગી શકે છે, એ આપણે ગયા પાઠમાં વાંચી ગયા.

૨. પ્રત્યેક દાણો ઉગશે કે નહિ તેની ખેડુતને કાળજી કરવી પડે છે શું? ના, દેવે દરેક ધાન્યનાં બી એવાં બનાવ્યાં છે કે જો તેમને સૂર્યનો તાપ અને વરસાદની ભિનાસ અને સારી કસવાળી જમીન મળે તો તેઓ ઉગ્યા વગર રહેજ નહિ. આ દેશમાં તથા પૃથ્વીના દરેક દેશમાં એમજ થાય છે. જો તડકો, વરસાદ અને સારી ભોંય હોય તો તેઓ ઉગે. એક ઉજડ બેટમાં એક બીનો સારો છોડ કેવી રીતે થયો તે વિષે એક વાત હું તમને કહું કે?

૩. ઉજડ બેટ એટલે શું તે તમે જાણો છો? દરીઆમાં એવી જગ્યા હોય છે કે જ્યાં ટેકરીઓ અને જંગલો તથા પાણીનાં નાળાં કે ઝરા તેમજ જંગલી બકરાં હોય છે, પણ ત્યાં માણસની વસ્તી મુદ્દલે હોતી નથી: એવી જગ્યાને ઉજડ દેશ કહે છે.

આવા એક ઉજડ બેટની પાસેના સમુદ્રમાં જતાં કોઇએક વહાણ ઉપર કોઈએક મુસાફર સફર કરતો હશે. એવામાં મોટું તોફાન થયું, અને વહાણને લાગવાથી તે ભાંગી ગયું અને બધા ખારવાઓ ડુબી મુઆ. પણ મુસાફરને તરતાં આવડતું હતું, માટે યુક્તિ પ્રયુક્તિથી તે આ ઉજડ બેટને કાંઠે જઇ પહોંચ્યો અને એ રીતે તે બચી ગયો. તોફાનને લીધે વહાણ સમુદ્રકાંઠે તણાઇ આવ્યું, અને તોફાન શાંત થયું ત્યારે વહાણમાંથી પોતાને માટે કેટલીએક ચીજો તે મુસાફરે કાઢવા પ્રયત્ન કીધો. તેણે તેમાંથી જુદી જુદી જાતની ઘણી ચીજો કાઢી લીધી, અને ટેકરીમાં એક ગુફા જડી આવી તેમાં તે રહ્યો.

વહાણમાંથી તેણે જે જે ચીજો કાઢી લીધી હતી તેમાં એક જુનો કોથળો હતો. કોથળાને તળીએ ધાન્યના કેટલાક દાણા હતા. મુસાફરને તે કોથળામાં કંઇ ભરવું હતું, માટે કોથળાને ગુફાની બહાર લઈ જઇને ખંખેર્યો, એટલે તેમાં જે દાણા હતા તે ગુફા આગળની જમીન ઉપર પડ્યા.

મુસાફરે આ દાણા તરફ કંઈ ધ્યાન દીધું નહિ. પછી વખત વીતતાં ભારે વરસાદ થયો ત્યારે તે પેલાં ધાન્યનાં બી ઉપર પણ પડયો. વરસાદ ખલાસ થયા પછી સુર્યનો તાપ પડયા કરતો. પછી એક દિવસે તો પેલા મુસાફરે ગુફાની બહાર ફરવા જતાં જમીનમાંથી ઉગતાં લીલાં પાતરાં દીઠાં. પહેલાં તો તેણે તેને સાધારણ ઘાસનાં પાતરાં ધાર્યાં પણ થોડા દિવસ વીત્યા બાદ તેને માલમ પડયું કે સાધારણ ઘાસ કરતાં તેનાં પાતરાં મોટાં છે. બીજા કેટલાએક દિવસ પછી તેણે જોયું ને જુઓ તે તો ધાન્ય હતું. ત્યારે તેને યાદ આવ્યું કે વર્ષાઋતુ પહેલાં તેણે પેલો કોથળો ખંખેરી નાખ્યો હતો તે વખતે તેમાંથી થોડાં બી ઉજડ બેટની ભૂમિ પર પડયાં હતાં. પહેલે વર્ષે તો બહુજ થોડું પાક્યું. પણ મુસાફરે દરેક દાણો સંઘરી રાખ્યો ને બીજે વર્ષે તે વાવ્યા, અને બીજે વર્ષે પાક સારો થયો. આમ બે કે ત્રણ વરસ પછી તો આ ઉજડ બેટમાં તેને ખાવા તથા વાવવા માટે પુરતા દાણા થયા.

પછી તેણે પરમેશ્વરનો વારંવાર બહુજ ઉપકાર માન્યો કેમકે તેણે જાણ્યું કે પરમેશ્વરેજ ધાન્યને એવું બનાવ્યું છે કે જ્યાં જ્યાં તેને તડકો, વરસાદ, અને સારી ભોંય મળે ત્યાં ત્યાં તે ઉગી નીકળે, અને માણસ જાતને આશીર્વાદરૂપ થાય.

૪. વળી આપણે પણ યાદ રાખવું જોઇએ કે પરમેશ્વર આપણ દરેક પર પ્રીતિ રાખે છે ને આપણને દરરોજ ખોરાક મળે એવું તે ઇચ્છે છે, માટેજ તેણે ધાન્યનાં બી, એટલે જવ, ભાત (ડાંગર), બાજરી, ઘઉં, બનાવ્યાં છે, ને બીજા આશીર્વાદ જેવા કે તડકો, વરસાદ અને સારી જમીનને લીધે ઉગી નીકળે છે ને પુષ્કળ પાક આપે છે.

**પ્રશ્નો.**

૧. બીને ઉગવા માટે કયાં ત્રણ વાનાં જરૂરનાં છે?

૨. અને બીને કોણે એવું બનાવ્યું છે કે જો તેને આ ત્રણ વાનાં મળે તો તે ઉગ્યા વગર રહેજ નહિ?

૩. અને આ વાનાં મળે તો બી ઉગે એવું પરમેશ્વરે તેને કેમ બનાવ્યું હશે?

## ૨૯. દેવનું મુલ્યવાન કૃપાદાન—પાણી.

### રણમાં ફળદ્રુપ જગ્યા.

**હેતુ : પાણી કે જે આપણે વગર વિચારે ઘણી વખત વાપરીએ છીએ તે પરમેશ્વર તરફથી આપણને એક બહુજ મુલ્યવાન કૃપાદાન છે, એ વિચાર છોકરા તથા છોકરીઓને કહી બતાવવાનો.**

**શાસ્ત્રભાગ :** નિર્ગ. ૧૫ ; ૨૨-૨૭ : યશાયાહ ૪૧ ; ૧૮ : ૪૩ ; ૨૦.

**મુખકલમ :** ગીતશાસ્ત્ર ૧૦૪ ; ૧૦. "તે ખીણોમાં ઝરા ફેરે છે."

વાર્તા.

૧. એક મુસાફર કે જેનું વહાણ ભાંગી ગયું અને તે એક ઉજડ બેટ ઉપર ઘણાં વરસ સુધી રહ્યો ત્યાં પરમેશ્વરે કેવી રીતે તેને ખોરાક પુરો પાડયો તે આપણે ગઇ વાર્તામાં શીખ્યાં. આજે આપણે મુસાફરોના એક મોટા ટોળા વિષે શિખીશું.

૨. જ્યારે તમે તડકામાં આમતેમ દોડો છો ત્યારે તમને બહુ તાપ લાગે છે, ને ગરમી બહુ લાગે છે, ત્યારે તમે શાની ઇચ્છા રાખો છો ? હા. તમને ઘણી તરસ લાગી હોય છે માટે પાણી માગો છો. તેમજ આખો દિવસ જે માણસ ખેતરમાં કામ કરે છે, તેને પણ બહુ તાપ લાગે છે. તે પણ વારંવાર પીવા સારૂ પાણી માગે છે. વળી એક ગામથી બીજે ગામ મુસાફરી કરતાં મુસાફરને પણ બહુ તરસ લાગે છે.

જો મુસાફરને એવી જગ્યાએ મુસાફરી કરવાની હોય કે જ્યાં કુવા કે ઝરા કે નાળાં ન હોય અને જ્યાં પાણી મળી શકે એવું ન હોય ત્યારે મુસાફરને પોતાની સાથે પાણીની મસક લેવીજ જોઈએ.

૩. હવે મુસાફરના કોઇ એક ટોળાને એક રેતાળ, ઉજડ અને સુકો પ્રદેશ ઓળંગીને જવાનું હતું. તે જગ્યાએ છાંયાવાળું એકે ઝાડ નહોતું. તેમના પગ તળેની રેતી બહુજ ગરમ હતી, ને તેમાં ચાલવું એ બહુ કઠણ હતું. માથા ઉપર સુરજ બહુ તપતો હતો. થોડી વારમાં મુસાફરોને બહુ તરસ લાગી ને તેમની પાસેની મસકમાંનું બધું પાણી તેઓ પી ગયા, અને હજી સૂર્ય તો તપતો હતો. તેઓ બહુ થાકી પણ ગયા હતા. એવામાં રાત પડી, અને તેઓ રેતી પર સુઇ ગયા, અને

ઉંઘમાં તેમને પાણીના કુવા તથા નાળાં વિષે સ્વપ્નો આવ્યાં, પરંતુ પીવા માટે તેમની પાસે કંઇજ ન હતું. પછી તેમના ભોમીઆએ તેમને જગાડયા, અને કહ્યું કે ચાલો, આપણે આ જગ્યાએ પડી રહેવું ન જોઇએ પણ જ્યાં પાણી મળે તેવી જગ્યાએ જલદી જઇને પડાવ નાખીએ. પછી તેઓએ આખો દહાડો મુસાફરી કરી, અને વધારે નિર્ગત થતા ગયા, ને તરસ પણ વધારે ને વધારે લાગતી ગઇ. ભોમીઓ તેમને વારંવાર થાક ખાવા બેસવા દેતો, ને પછી તેમને આગળ જવાનું ભાર દઇને કહેતો હતો. મુસાફરો વખતોવખત પુછતા કે 'પાણી કયાં છે? આપણે પાણીવાળી જગ્યાએ કયારે જઇ પહોંચીશું?' તે આખો દહાડો તેમણે થાક અને તરસ વેઠયાં પણ પાણી મળ્યું નહિ.

બીજી રાતે પણ તેઓ ગરમ રેતી પર નિદ્રાવશ થયા. ત્રીજે દિવસે સવારે ભોમીઆએ તેમને કહ્યું 'હિમ્મત રાખો! જો આપણે આખો દિવસ ચાલીએ તો આજ સાંજે પાણીવાળી જગ્યાએ જઇ પહોંચીશું.'

તે બધા મુસાફરો લગભગ શક્તિહીન થઇ ગયા હતા. તેમના કંઠ સુકાઇ ગયા હતા. તેમનાં મ્હોં જાણે કે ધુળથી ભરાઇ ગએલાં હોય એવાં દેખાતાં હતાં. તેમના હોઠ કાળા પડી ગયા હતા. પણ શું કરે? તેમને ખબર હતી કે જો પાણી વગરની જગ્યાએ થોભીએ તો જરૂર મરી જવાય એમ છે. માટે તેઓએ ધીમે ધીમે આગળ જવાનું ચાલુ રાખ્યું.

તાપ વધારે ને વધારે થયો. જે રેતી પર થઇને તેઓ ચાલતા હતા તે વધુ ને વધુ ગરમ થતી ગઇ. પણ તેઓએ માર્ગ કાપવાનું ચાલુ રાખ્યું કેમકે તેમને એવું લાગ્યું કે 'જો આપણે ધીરજથી મુસાફરી કરીશું તો આજ સંધ્યાકાળે પાણી ભેગા થઇશું અને આપણું બધું દુઃખ નષ્ટ થશે.'

મધ્યાન્હકાળે તેઓએ આરામ લીધો.

પછી તેઓએ આગળ ચાલવા માંડયું. ભોમીઆએ કહ્યું 'માત્ર ત્રણજ કલાક પછી પાણીવાળી જગ્યાએ આવી પહોંચીશું. માટે તેઓએ હિમ્મત પકડી અને સૌથી નબળાએ પણ આગળ ચાલવા માંડયું. થોડી વાર પછી ભોમીઆએ કહ્યું 'બે કલાક પછી આપણને પાણી મળશે.'

ફરી બીજી વાર કહ્યું 'મિત્રો, હવે તો એકજ કલાક રહ્યો છે માટે હિમ્મત પકડો, આગળ ચાલો, ને આપણને પાણી મળશે.'

હવે સંધ્યાકાળ થવા આવતો હતો, સૂર્ય નમવા મંડયો હતો. તૃષિત મુસાફરોને લાગ્યું કે હવે તો તરસના દુઃખે મરી જવાના. તેઓ નિસાસા નાખતા કહેવા લાગ્યા "પાણીવાળી જગ્યા સુધી આપણાથી જઇ શકાય એમ નથી. હવે તો આગળ ચલાતું નથી." એવામાંજ ભોમીઓ બોલી ઉઠયો, "જુઓ, પાણી પેલું રહ્યું." નદી હજુ બહુ દુર હતી, તો પણ નદી જોતાં વારજ સૌથી થાકેલા માણસે પણ દોડવા માંડયું અને નદીના કાંઠા પરથી ઉતરીને પાણીમાં ધસી પડયા. તે પાણી કેટલું શીતળ હતું! કેટલું તાજગી દેનાર! તેમનો સર્વ થાક ઉતરી ગયો ને રેતાળ પ્રદેશની ગરમી વિષે હમણાં ભુલી ગયા. પાણી વગર તેઓ મરી જાત, પણ પાણી મળવાથી તેમને નવું જીવન મળ્યું. પછી તેઓએ ઇશ્વરનો આભાર માન્યો.

૫. આ વાત સત્ય છે. પાણી ન મળે તો આપણે મરી જઈએ. ખોરાક કરતાં પાણી વડે આપણું જીવન વધારે નીભે છે; મતલબ કે ખોરાક વગર ચાલી શકે પણ પાણી વગર તો ચાલેજ નહિ, અને પાણી તો ઇશ્વર તરફથી આપણને એક મુલ્યવાન બક્ષિશ છે. જ્યારે જ્યારે આપણે કુવાનું કે નાળાનું કે નદીનું પાણી પીએ છીએ ત્યારે ત્યારે યાદ રાખવું જોઈએ કે દરેક વખતે દેવ તરફથી કૃપાદાન મળે છે. અરણ્યમાં પેલા મુસાફરના ટોળાએ પાણીને માટે દેવનો ઉપકાર માન્યો તેમ આપણે પણ દેવનો ઉપકાર માનવો જોઇએ.

**પ્રશ્નો.**

૧. મુસાફરોને રણમાં સૌથી વધારે ગરજ શાની હતી?

૨. મુસાફરોને શું થયું હતું?

૩. આપણને પાણીરૂપી કૃપાદાન કોના તરફથી મળે છે?

## ૩૦. દેવનું પાણીરૂપી કૃપાદાન પૃથ્વીને ફળદ્રુપ કરે છે તે વિષે.

**હેતુ:** પરમેશ્વર પાણી આપે છે તેથી ધાન્ય પાકે છે, તે બતાવવાનો.

**શાસ્ત્રભાગ:** નિર્ગ. ૧૫; ૨૨-૭ : યશા. ૪૧ ; ૧૮ : ૪૩ ; ૨૦.

**મુખકલમ:** ગીતશાસ્ત્ર ૧૦૪; ૧૦. "તે ખીણોમાં ઝરા ફોડે છે."

**વાર્તા.**

૧. ગઇ વાર્તામાં, મુસાફરની એક ટોળી જેને પાણી વગરના રણમાં મુસાફરી કરવી પડી, અને ત્રણ દિવસ સુધી તેમને પાણી વગર કેવી આપદા પડી અને આખરે તેઓ એક નદી પાસે આવી પહોંચ્યા ત્યારે પાણી જોઇને કેવા ખુશી થયા તે, મેં તમને કહ્યું હતું.

૨. પાણી ન મળે તેવી જગ્યાએ શેરડી, નાળીએર, ડાંગર, શાકભાજી, અને કેળાં થાય ખરાં કે? ના, તેમને માટે પાણીતો જોઇએજ. કેવી રીતે પાણીના કારણથી એક દેશ બદલાઇ ગયો તે વિષે હું તમને એક વાર્તા કહીશ.

૩. કેટલાંએક વરસ ઉપર આ દેશનો કોઇએક ભાગ પાણી વગરનો પ્રદેશ હશે. ત્યાં વરસાદ ભાગ્યેજ પડતો, અને ત્યાં બીડ, ખેતર કે ઝાડ હતાંજ નહિ, પણ બધે સુકો રેતાળ પ્રદેશ હતો.

થોડે દૂર ડુંગરોમાં એક નદી હતી, પણ રેતાળ મુલકમાં તે નદી બીલકુલ આવી શકતી નહિ. પછી દેશમાં કોઇએક ડાહ્યો પુરૂષ ગયો ને તે દેશના લોકોને કહ્યું 'જો તમે નદીનું પાણી, આ રેતાળ, સુકા રાન જેવા પ્રદેશમાં થઇને વહેવડાવી શકો તો, તેથી કરીને આ બધો નકામો દેશ બહુજ સારો દેશ થશે.' પ્રથમ તો લોકોએ તેનું કહેવું ગણકાર્યું નહિ, પણ પછી તેનું માન્યું. તેઓએ માણસો મોકલીને નદીનું પાણી તેમના દેશમાં વહે એવી રીતે નહેરો ખોદાવી અને બધી નહેરો પુરી થઇ ત્યાર પછી તેઓએ પહાડી પ્રદેશમાં વહેતી નદીના કાંઠા તોડવા માંડયા અને પેલી નહેરોમાં થઇને નદીનું પાણી રાન જેવા પ્રદેશમાં વહેવા લાગ્યું.

પહેલાં તો બહુ ફાયદા જેવું જણાયું નહિ. પાણી ધીમે ધીમે વહેતું હતું અને આખો દેશ હજી સુધી સુકો અને ઉજડ હતો. પછી પેલા ડાહ્યા પુરૂષે કહ્યું "આપણે તે નહેરોની પાસેની જમીન ખેડીને તેમાં વાવેતર

કરીએ." કેટલાએકે કહ્યું, "એમ કરવાથી શો લાભ ? પણ બીજા કેટલાએકે તો તેના કહેવા મુજબ કર્યું. તેમણે ડાંગર, ઘઉં, અને કપાસનું વાવેતર કર્યું, અને નહેરો વાટે પાણી ખેતરમાં લાવવા લાગ્યા, પછી તો તેમનાં વાવેલાં બી ઉગી નીકળ્યાં અને ઘઉં, ડાંગર તથા કપાસ વધવા લાગ્યાં. વળી નહેરોની ચોગરદમ ઘાસ પણ ઉગી નીકળ્યું. પછી ભરવાડોએ સાંભળ્યું કે "જુઓ, રણમાં સારૂં ઘાસ ઉગે છે," તેમનાં ઘેટાંને ત્યાં લાવીને ચાર્યાં. હવે નદીનું પાણી તે અરણ્ય-પ્રદેશમાં લાવવાથી તે દેશ ફળદ્રુપ બનાવવામાં આવ્યો છે એવી ખબર આખા દેશમાં ફેલાઇ ગઇ ત્યારે ઘણા લોકો ત્યાં જઇ ઝુપડાં બાંધીને રહેવા લાગ્યા. અને થોડાં વરસ પછી ઝુંપડાં તોડી પાડીને તેને બદલે સારાં ઘર બાંધ્યાં. આમ જે જગ્યા અગાઉ સુકા રણ જેવી હતી તેમાં થોડા વખત પછી બહુજ આબાદ ગામડાં તથા શહેરો થયાં, અને ત્યાં હજારો સારાં કુટુંબો આવીને વસ્યાં.

અને આ બધો ફેરફાર થવાનું કારણ માત્ર આજ કે ત્યાં પાણી લાવવામાં આવ્યું હતું.

૪. તમે ગમે ત્યાં જાઓ તો તમને માલમ પડશે કે પાણી વગરના દેશમાં માત્ર થોડાં કાંટાવાળાં ઝાડ અને ફાફડા થુવરજ થાય છે, અને જ્યાં જ્યાં પાણી હોય છે ત્યાં ત્યાં, પછી ગમે તો ઝરા કે તળાવ કે નહેર કે નદી કે વરસાદનું પાણી હોય તો પણ ઘાસ, ડાંગર, કપાસ અને ઘણી જુદી જુદી જાતના મેવા પુષ્કળ થાય છે. એ માટે આપણે જ્યારે જ્યારે તે વિષે વિચાર કરીએ ત્યારેં ત્યારે આપણે જોઇએ છીએ કે આપણું બધું ડાંગર, ઘઉં, કેરીઓ, દાડમ, વેંગણ, કેળાં અને બીજી બધી જાતનાં ધાન્ય અને જે જે શાકભાજી આપણે ખાઇએ છીએ તે, તથા ઢોર, ઘોડા અને ઘેટાં બકરાં જે જે ઘાસ ખાય છે, તે તે બધું આપણને પરમેશ્વર તરફથી મળે છે, કેમકે તે બધાંને પાણી પુરૂં પાડે છે, અને જો તે પાણી પુરૂં ન પાડે તો બાંટવાં, છોડવા, તથા ઘાસ એ બધાં સુકાઇ જાય છે. ખેડુત કે માળી ગમે તેટલું સખત કામ કરે, તો પણ બધા ધાન્યને તથા છોડ તથા ઝાડને પાણી તો જોઇએજ, નહિ તો તેઓ બધાં સુકાઇ જાય. તેઓને પાણીની ગરજ પુરી પાડનાર તો દેવ છે.

પ્રશ્નો.

૧. અરણ્ય-પ્રદેશ શાના જેવો હતો ?
૨. તે શાથી બદલાઈ ગયો ?
૩. દેવ તરફથી એક કૃપાદાન આપવામાં આવે છે, અને જો તે આપવા દેવ બંધ કરે તો બધા છોડ, ઝાડ અને ઘાસ સુકાઈ જાય; તે કૃપાદાન કયું હશે ?

---

## ૩૧. દેવનું કૃપાદાન—ઘર.

હેતુ : માબાપની સંભાળ ને ભલાઈ તથા પ્રીતિને લીધે બાળકો જે જે સુખ ભોગવે છે તે બધાં પરમેશ્વરનાં કૃપાદાન છે, તે વિચાર છોકરાંના મનમ ઠસાવવાનો.

શાસ્ત્રભાગ : નિર્ગ. ૨; ૨. (મુસાની મા). ૨ તીમો. ૧ ; ૫ (તીમોથીની મા.

મુખકલમ : ગીતશાસ્ત્ર ૫૨; ૮. "હું સર્વકાળ ઈશ્વરની કૃપા પર ભરોસો રાખું છું.

વાર્તા.

૧. વરસાદ મોકલીને પરમેશ્વર ઘાસ, છોડ, ઝાડ તથા ધાન્ય ઉગાવે છે તે આપણે ગયા પાઠમાં જોઇ ગયાં. આ રીતે તે આપણને ઘણ મોટા આશીર્વાદો આપે છે. તે આપણને એક બીજો મોટો આશીર્વાદ આપે છે કે જેના વિષે આપણે ઘણીવાર વિચાર કરતાં નથી.

૨. નાનું બાળક બહુ લાચાર હોય છે. તે પોતે ખાઈ શકતું નથી. જો રાત્રે ટાઢમાં બાળકને સુવાડી મૂક્યું હોય અને ઝાકળ પડતું હોય તો તે બાળક જીવે ખરૂં કે ?

૩. હું તમને એક બાળક વિષે આજ વાર્તા કહીશ. એક રાતે એક ગરીબ માણસ ખેતરના કામથી પરવારીને ઘેર આવતો હતો. સુરજ આથમી ગયો હતો. જંગલમાંના એક રસ્તે થઇને ઘેર જવાતું હતું. ઝાકળ પડતું હતું અને તે રાત્રે ટાઢ પણ બહુ પડતી હતી. તે બિચારો માણસ બહુ થાકી ગયો હતો. રસ્તે આવતાં આવતાં તેને એમ લાગ્યું કે કોઈ રડે છે. પછી તે મનમાં કહેવા લાગ્યો 'કોણ રડે છે એ જઇને જોવું જોઇએ; પણ, અરે, મને તો થાક બહુ લાગી છે, મારે શા માટે જઇને જોવું જોઇએ ? હું ઘેર જઇશ'. પણ તેણે બુમ ફરી સાંભળી. અને

પછી તેણે કહ્યું 'જો કે હું થાકી તો ગયો છું, પણ તેની ફીકર નહિ, કોણ રડે છે તે મારે જઈને જોવું. તે તો નાના છોકરાના જેવો સાદ જણાય છે.' માટે તે અંધારામાં આમતેમ શોધતો શોધતો ચાલ્યો. તેણે બૂમ ફરી સાંભળી, અને અવાજ આવતો હતો તે ઉપરથી તે જગ્યા શોધી કાઢી શક્યો, ને પછી તે તરફ ધીમે ધીમે ગયો. તમને શું લાગે છે? તેને કોણ મળ્યું હશે? તેણે રસ્તાની કોરે એક નાના બાળકને એકલું પડેલું દીઠું.

તે માણસે બહુ વાર સુધી વાટ જોઈ. કદાપિ તે છોકરાની મા કે તેની બેન થોડીવારમાં તેને લેવા આવશે, પણ કોઈ આવ્યું નહિ, તેથી તેણે તે છોકરાને ઉપાડી લીધો. જંગલમાં નાના બાળકને એકલું રડતું મૂકીને જવું તેને ગમ્યું નહિ, કારણકે રાતને વખતે જંગલમાં શિઆળ અને વાઘ, વરૂ, આદિ હિંસક પશુઓ આવે ને બાળકને ફાડી ખાધા વગર રહેજ નહિ, અને જો તેઓ તેને ફાડી ન ખાય તો પણ ટાઢથી તેનું મરણ નીપજે એમ હતું.

માટે તે ગરીબ માણસ તે બાળકને પોતાની ઝુંપડીએ લઇ ગયો, અને તેણે તથા તેની સ્ત્રીએ તેની સંભાળ લીધી. પ્રથમ તો તેમને એમ લાગ્યું કે છોકરો મરી જવાનો, પણ થોડીજ વારમાં તેમને માલમ પડ્યું કે મરવાને બદલે વધારે ને વધારે મજબૂત થતો ગયો. અને તે આગળ જતાં એક મજબુત, તંદુરસ્ત અને બહુજ ચાલાક છોકરો નીવડ્યો. પોતાના આ વધતા જતા બાળકને બધી ચીજો પુરી પાડવા તથા તેનું ભરણપોષણ કરવા માટે આ ગરીબ માણસને આખો દહાડો સખત કામ કરવું પડતું. તેણે તે છોકરાનું પોષણ કર્યું એટલુંજ નહિ પણ તેને નિશાળે પણ મુકયો. જ્યારે જ્યારે તે છોકરો માંદો પડતો ત્યારે ત્યારે તે ગરીબ માણસ તથા તેની સ્ત્રી તેની બરદાસ્ત કરતાં. તેઓએ આ બાળક આગળ જતાં જ્ઞાની અને મજબુત થાય માટે તેમનાથી બનતું કીધું

અને તે છોકરો નિશાળમાં બહુ શિખ્યો પણ ખરો. એવામાં એવું બન્યું કે એક દિવસે તે દેશના રાજાને તે નિશાળમાં જઇને શિક્ષણ શું અપાય છે તે જાણવાનું મન થયું, માટે તે તે નિશાળમાં ગયો. રાજાએ આ છોકરાને જોયો, તેની સાથે વાત કરી ને માલમ પડ્યું કે તે છોકરો

બહુજ હોશિઆર હતો. માટે રાજા આ છોકરાને પોતાને મહેલે લઈ ગયો, ને તેને પોતાનો એક મંત્રી બનાવ્યો ને પછી તેને પોતાનો મુખ્ય પ્રધાન બનાવ્યો. આવી રીતે જંગલમાં પડી રહેલું બાળક આખા રાજ્ય ઉપર અધિકાર પામ્યો.

પોતાનો જીવ બચાવનાર પેલા ભલા પુરૂષ તથા તેની સ્ત્રીને, આ મોટા રાજાનો મંત્રી આ વખતે ભુલી ગયો? ના. હમણાં તે ગરીબ માણસ તથા તેની સ્ત્રી બન્ને બહુજ દુર્બળ અને ઘરડાં થઇ ગયાં હતાં. તેઓ બહુ અભણ હતાં પણ રાજાના મુખ્ય પ્રધાને કહ્યું, 'જ્યારે હું નિરાધાર નાનો બાળક હતો ત્યારે આ બે જણે મારી સંભાળ કરી, અને જો કે તેઓ ઘણાં ગરીબ હતાં છતાં પણ મને મોટો કર્યો. હાલમાં મારી પાસે જે જે છે તે બધાંને માટે હું તેમનો ઋણી છું.' માટે તેણે તેમને પોતાને મહેલે તેડી મંગાવ્યાં, અને ઘડપણમાં તેમની સંભાળ કરી, તેમજ જ્યારે તે જંગલમાં હતો ત્યારે આ ગરીબ કુટુંબની મારફતે તેના ઉપર પરમેશ્વરે જે દયા દેખાડી હતી તેને માટે દરરોજ તેનો ઉપકાર માનવા લાગ્યો.

૪. તમારો બાપ તમારા પર શા માટે મમતા રાખે છે? તમારી મા તમારી સંભાળ કેમ લેતી હશે વારૂ? તમે નાનાં હતાં ત્યારથી તમારી મા તમારી ચિંતા કરતી હતી ને કરે છે, તેમજ તમારી સંભાળ લે છે, અને તમારે માટે મહેનત કરે છે. તમારી મા અને તમારો બાપ તમને રોજ રોજ કેમ ખવાડે છે? તેઓ તમને શા માટે નિશાળે મોકલતાં હશે? કારણ એજ કે પરમેશ્વરે તેમનાં છોકરાં માટે તેમના અંતઃકરણમાં પ્રેમ મૂકયો છે, માટે તેઓ તેમને માટે એ બધું કરે છે. તમે તેમની ભલાઇ માટે તેમનો ઉપકાર માનો છો, તેમજ તે બદલ તેમના ઉપર પ્રીતિ રાખો છો. તેઓ પગારને માટે કંઇજ કરતાં નથી, પણ તમારા ઉપર તેમની પ્રીતિ છે માટેજ. જ્યારે તમે મોટાં થાઓ ને તેઓ ઘરડાં થાય ત્યારે તમારે તેમને માન આપવું ને તેમની સંભાળ લેવી જોઇએ. હા, અલબત, કેમકે તે સારૂં છે. પણ તમારા પર પ્રેમ રાખે માટે પરમેશ્વરે મા તથા બાપ પેદા કર્યાં એ સારૂ પરમેશ્વરનો ઉપકાર માનવાનું કદી ભૂલતાં ના.

પ્રશ્નો.

1. તે ગરીબ માણસને જંગલમાંથી શું જડયું ?
2. ગરીબ માણસે તે બાળકની સંભાળ શા માટે લીધી ?
3. કોની દયા તથા કૃપાને લીધે માબાપ તમારા પર પ્રીતિ કરે છે તથા તમારી સંભાળ લે છે ?

---

## ૩૨. મેરી શ્લેસર અને કાલાબાર દેશનાં જોડકાં બાળક.

**હેતુ :** પરમેશ્વર સર્વ ઉપર પ્રીતિ રાખે છે, માટે તે ગરીબ, નિરાધાર પ્રત્યે દયા દેખાડવાની બીજાંના મનમાં પ્રેરણા કરે છે, એ છોકરાંઓને કહેવાનો.

**શાસ્ત્રભાગ :** ગીતશાસ્ત્ર ૨૭ ; ૧૦.

**મુખકલમ :** ગીતશાસ્ત્ર ૫૨ ; ૮. "હું સર્વકાળ સુધી યહોવાહની કૃપા પર ભરોસો રાખીશ."

વાર્તા.

૧. કોઇએક બાળકને કોઇએ જંગલમાં એકલું મૂકી દીધું હતું તેને એક ગરીબ માણસ જોઇને પોતાને ઘેર લઇ ગયો ને તેની કેવી સંભાળ લીધી તે આપણે ગયા. પાઠમાં શીખી ગયાં. આજે, બીજાં કેટલાંએક બાળકની સંભાળ લેવામાં આવી તે વિષે હું તમને કહી સંભળાવીશ.

૨. દીપડા, વાઘ, અને શિયાળવાં કયાં રહેતાં હશે ? જંગલમાં. ખોરાકની શોધ કરવા કયારે આમતેમ ભટકવા નીકળતાં હશે ? રાતની વખતે. જો તેમને રાતે જંગલમાં એ બાળક મળે તો તે તેમને ફાડી ખાઇ જાય નહિ વારુ ? હા. તમે રાતની વખતે જંગલમાં નહિ જાઓ ખરું કે નહિ ? વારુ, ત્યારે આજની વાર્તા એક બાઇ કે જે રાતની વખતે જંગલમાં એકલી ગઇ તેના વિષે છે.

૩. જે જંગલ વિષે હું હમણાં કહીશ તે તો આ દેશનું નથી, તે તો અહિંથી બહુજ છેટે આવેલું છે. પણ તે બહુ મોટું જંગલ હતું ને તેમાં સાપ, તરસ, વાઘ, સિંહ તથા ચિત્તા પુષ્કળ હતા. (સુચના: પ્રાણીઓનું ભાન છોકરાંઓને કરાવવા સારૂ "પ્રાણીઓનો પ્રમાણસહિત ચિત્રપટ" વાપરવો. તરસ માટે નંબર ૧૮ જોવો. ભા. ક.)

અને જો એક રાતે એ જંગલમાં તમે ગયા હોત તો, હાથમાં એક ફાનસ લઇને કોઇએક બાઇ આમતેમ રખડતી તમારા જોવામાં આવત. તરસ ને કોલ્હાંની ભયંકર ચીસોની તેને કંઈ દરકાર હતી નહિ, વળી તેને સાપની પણ રજ માત્ર બીક નહોતી. કાંટાવાળાં ઝાડોની પણ મુદ્દલ દરકાર કર્યાં વિના તે પોતાને રસ્તે આગળ ને આગળ ચાલતી, અને આખે રસ્તે, બધો વખત તે ઝાડની ડાળીઓ નીચે, અને ખડકોની વચ્ચેનાં કોતરો મધ્યે, અંધારામાં કંઇ શોધતી હતી. કોઇ કોઇ વખતે તે ઉભી રહીને તથા કાન માંડીને સાંભળતી હતી.

એમ લાગતું હતું કે જાણે તે કોઇને શોધતી હતી અથવા કોઇની બુમ સાંભળવા ચહાતી હતી. તે શું શોધતી હશે? શું જંગલમાં તેણે કંઇ પૈસા કે ઘરેણું ખોઈ નાખ્યું હતું ને તે શોધતી હતી? ના. પણ તે બાઇ બે નાનાં નિરાધાર બાળકોની શોધ કરતી હતી.

શું તે બાળક તેનાં હતાં? ના. વારૂ ત્યારે, તે તેમને કેમ શોધતી હશે? કારણકે તે દેશમાં બહુ ક્રુર અને જંગલી માણસો વસતાં હતાં. તેઓની માન્યતા એવી હતી કે જો કોઇ બાઇને બે બાળક સાથે અવતરે, ને જો તે બાળકોને જીવતાં રાખવામાં આવે તો તેમને લીધે તેમના કુળમાં બહુજ દુઃખ આવે. માટે જો કોઇ બાઇને જોડકાં બાળક થતાં તો તેઓ એકદમ તેની ઝુંપડીએ માણસ મોકલીને તે બાળકોને તેની પાસેથી છીનવી લેતાં ને પછી બાળકોને ગામથી ઘણે દૂર આવેલા જંગલમાં મૂકી આવતા એ માટે કે જંગલી જનાવરો ત્યાં તેમને ફાડી ખાય.

હવે આ બાઇ કે જેનું નામ મેરી સ્લેસર હતું તેના સાંભળવામાં એવું આવ્યું હતું કે તે દિવસે કોઇએક ગરીબ બાઇને જોડકાં છોકરાં થયાં હતાં અને તેના કુળનાં માણસોએ તેમના ક્રુર રિવાજ મુજબ તે બિચારાં, નિર્દોષ બાળકોને રાત પડયા પહેલાં જંગલમાં મૂકી આવ્યા હતા. અને જ્યારે મેરી સ્લેસર જે એક બહુ બહાદુર અને ભલી બાઇ હતી, તેના સાંભળવામાં એ આવ્યું ત્યારે જંગલમાં તે છોકરાં જ્યાં કંઇ નાખી દેવામાં આવ્યાં હોય ત્યાંથી તેમને શોધી કાઢવા તથા લાવવાનો તેણીએ દૃઢ નિશ્ચય કર્યો. તે જાણતી હતી કે જંગલમાં જંગલી પશુઓ તથા સાપ હોય છે, તો પણ તેમની દરકાર કર્યાં વિના તે જંગલમાં રાતે ગઇ. ઘણા વખત

સુધી તેણીએ બાળકોની શોધ કર્યાં કીધી. વારંવાર તેને એમ લાગતું હતું કે હવે તો શોધ કરવી નકામી છે, કેમકે તેઓ જડી શકે એમ લાગતું નથી. પણ તે હિમ્મત હારી બેઠી નહિ. અને જ્યાં જ્યાં તેમની શોધ કરી શકાય, ત્યાં ત્યાં બધે તેમની તપાસ કરી; અને આખરે તેણીએ એક નાના બાળકને રડતું સાંભળ્યું. જે બાજુએથી સાદ આવ્યો તે બાજુએ તે દોડી ગઇ, અને તેને બે બાળક જડયાં.

તે કેટલી ખુશી થઇ હશે! તેણીએ તે બન્નેને તેના હાથમાં ઉપાડી લીધાં અને ઝડપથી ઘેર ગઇ? ઘેર જઇને તેણીએ તે બાળકોને થોડું દૂધ પાયું ને તેમની સારી સંભાળ લીધી, અને તેઓ મોટાં થયાં ત્યારે બહુ સારાં અને ઉપયોગી થયાં.

૪. તે તજી દીધેલાં બાળકોને રાતે જંગલમાં શોધવા મેરી શ્લેસર કેમ ગઇ હશે? તે તેમને ઓળખતી નહોતી, તેમજ અગાઉ તેમને દીઠાં એ નહોતાં. આ અજ્ઞાન લોકોએ તે છોકરાંને જંગલમાં મૂકી દીધાં હતાં તેથી પરમેશ્વરને ઘણું માઠું લાગ્યું અને પરમેશ્વર બધાં નાનાં છોકરાં ઉપર પ્રીતિ રાખે છે તથા તેમની સંભાળ કરે છે, એમ તે જાણતી હતી. એ માટે જો તે તેમને શોધવા જાય ને તેમના જીવન બચાવવા યત્ન કરે તો પરમેશ્વર સંભાળ કરશે એવું ને જાણતી હતી, માટે તે તેમને શોધવા જંગલમાં રાતની વખતે ગયાં હતાં.

પ્રશ્નો.

1. રાતે જંગલમાં તે બાઈ શું કરતી હતી?
2. તે બે નાનાં બાળકને જંગલમાં કેમ નાખી દેવામાં આવ્યાં હતાં?
3. મેરી શ્લેસરે રાતને વખતે તેમને શોધવાની છાતી કેમ ચલાવી હશે?

---

## ૩૩. દેવનું કૃપાદાન—હાથ તથા આંગળાં.

**હેતુ:** હાથ તથા આંગળાંરૂપી દેવનાં કૃપાદાન કેવળ સારાં કામને માટેજ વાપરવા પરમેશ્વરે આપેલાં છે, ભુંડા કામને માટે નહિ, એ છોકરાંઓને કહેવાનો.

**શાસ્ત્રભાગ:** દષ્ટાં. ૧૦; ૪: ૧૯; ૨૪: ૨૪; ૩૩: ૨૬; ૧૫: ૩૧; ૧૯. સભા. ૪; ૫: ૯; ૧૦: ૧૦; ૧૮.

**મુખપાઠ:** દષ્ટાં. ૧૦; ૪. "ઉદ્યોગીનો હાથ ધનવાન બનાવે છે."

વાર્તા.

૧. કેટલાએક વખત ઉપર મેં તમને કમાડવાળા ગોખલામાં વસતા બે સારા મિત્રો વિષે કહ્યું હતું. ચારે બાજુ તપાસ રાખીને શું શું થાય છે તે બધાની ખબર તે મિત્રો મને આપે છે.

તેઓ કોણ છે તે તમને યાદ છે?

આપણી બે આંખો. હા.

આપણા પ્રત્યેક હુકમને આધીન થનાર આપણા દશ નોકરો વિષે તમને કહેવાનો આજે મારો ઇરાદો છે.

૨. તે દશ નોકરો કોણ હશે? વારૂ, હું તમને કહું છું કે તેમની બે ટોળી હોય છે, અને દરેક ટોળીમાં પાંચ પાંચ નોકર હોય છે, અને પ્રત્યેક ટોળીનો દરેક નોકર કદમાં એક બીજા કરતાં જુદો હોય છે. અને તે ટોળીમાંનો કોઇ નોકર એકબીજાથી કદી જુદો પડતો નથી. તેઓ પોતે કંઇ ઘણું કામ કરી શકતા નથી. કંઇ સારૂં કામ કરવું હોય તો બધાંએ સાથે મળીને કરવું એવો તેમનો નિયમ હોય છે. જો કંઇ અકસ્માત થયો ન હોય અથવા લડાઇમાં નુકશાન થયું ન હોય તો બધાંને આ દશેદશ નોકર હોય છે.

૩. હું મારા ગામને રસ્તે જતો હતો, તેવામાં, મેં એક સુથારને કામ કરતાં દીઠો. તે ગાડું બનાવતો હતો. બધાં પાટીઆં તૈયાર હતાં, પણ જો આ દશ નોકર ન હોત તો તે તેમને દુકાનમાં લાવી શકત નહિ; જ્યારે તેને લાકડું મળ્યું ત્યારે આ દશ નોકરોને પાટીઆં તેમની લંબાઇ પ્રમાણે માપસર કાપવાં પડયાં, તેમજ તેમને રંદો મારવો પડયો અને ખીલા પણ તેમનેજ મારવા પડયા. એક શબ્દ પણ સુથાર બોલ્યો નહિ તો પણ તેણે આ દશ નોકરોને ગાડાનું પૈડું બનાવવાનું કહેવું પડયું હતું.

લુહારે આ પૈડાને માટે લોખંડની વાટ બનાવી. તેણે વાટને લાલ-ચોળ કરવા માટે ભઠી તૈયાર કરી હતી, પણ તેના દશ નોકરોને ટાઢી વાટને ઉપાડીને ભોંય ઉપર મૂકવી પડી, તેમજ તેની આજુબાજુ દેવતા કરવો પડયો, અને પછી લાકડાના પૈડાની આજુબાજુ લાલચોળ વાટ બેસાડવામાં મદદ કરવી પડી.

મેં એક નાળબંધને બળદને નાળ મારતાં દીઠો, અને ખરેખર તેના દશેદશ નોકરોને સખત મજુરી કરવી પડતી હતી. આગળ જતાં એક હજામને એક છોકરાનું માથું બોડતાં દીઠો, તેના દશ નોકરો બહુ કામ કરતા હોય એવું દેખાયું નહિ, પણ તેઓ કાળજી રાખતા હતા કેમકે જો તેઓ એમ ન કરે તો છોકરાનું માથું અસ્ત્રાથી કપાઈ જાય.

બજારને રસ્તે જતાં મેં એક સોનીને તેના ઘરના ઓટલા પર દીઠો. આગળ એક નાની સગડી હતી તેમજ કેટલાંએક હથીયાર જેવાં કે કાનસ, ટાંકણું, જતરડો વગેરે પડેલાં હતાં. તે સોનાનું કોઇ એક ઘરેણું બનાવતો હતો. તેણે પેલા દશેદશ નોકરોને બહુ સખત હુકમ આપ્યા એટલે તેઓ બહુ ધીમેથી પણ કાળજી રાખીને ઘરેણું કરવા મંડી પડયા, અને જુઓ તેઓ જે ઘરેણું બનાવતા હતા, તે એટલું તો સુંદર હતું કે તે જોઇને રાજપુત્રી પણ તેને લેવા લોભાઇ જાય.

પછી હું નિશાળમાં ગયો તો જુઓ ત્યાં પણ સૌથી નાનામાં નાના છોકરા તથા છોકરીને પણ તે દશ નોકર હતા. મેં જોયું તો જુઓ, છોકરો જ્યારે તેનો પાઠ વાંચવા ઉભો થયો ત્યારે તેના દશ નોકરો પાસે ચોપડી પકડાવવી પડી. અને તે લખતો હતો ત્યારે તેના કેટલાએક નોકરો પાટી પકડી રાખતા હતા ને બીજા પત્થરપેન (કલમ) પકડી રાખતા હતા. વળી સૌથી નાનાં છોકરાં રેતી પર અક્ષર શિખતાં વખતે. એક નોકર પાસે અક્ષર કઢાવતાં ને બીજા નોકરો પાસે રેતી એકસરખી પથરાવતાં.

અને જ્યારે છોકરાં નિશાળેથી ઘેર ગયાં ત્યારે આ નોકરો પૈકી કેટલાક તેમનાં મ્હોમાં ભાત મૂકતા હતા, અને જો આ દશ નોકર ન હોત તો તેમને બહુ મુશ્કેલી પડત.

કોઇ કોઇ વખતે તો જ્યારે આ નોકરોમાંના કોઇને કાંટો વાગે છે અથવા વીંછી કરડે છે ત્યારે જે છોકરા કે છોકરીના આ દશ નોકર હોય છે તે છોકરો કે છોકરી આખો દિવસ કંઇજ કામ કરી શકતાં નથી. કોઇ કોઇ વખતે તો જ્યારે પોતાના કોઇ નોકરને ઇજા થાય છે ત્યારે તેનો શેઠ રડે છે.

આ દશ નોકરો કોણ હશે? કેમ તમે બધા જાણો છો—તે તો આપણી દશ આંગળીઓ.

૪. જેમ તમારા બાપને હળ ખેડવા અને ગાડું હાંકવા બળદની જોડ વેચાતી લેવી પડે છે તેમ તમે આ દશ નોકરોને વેચાતા લીધા છે કે? જેવી રીતે સુથાર ગાડું બનાવે છે તેમ તમે તેમને બનાવ્યા છે શું? ના. જ્યારે તમને જન્મ દીધો તેજ વખતે પરમેશ્વરે આ દશ નોકરો તમને આપ્યા. આપણને મદદ કરવા તથા આપણી ચાકરી કરવા પરમેશ્વરે આપણને આ દશ નોકર આપ્યા છે.

**પ્રશ્નો.**

૧. સુથાર તથા સોનીના દશ નોકરો શું કામ કરે છે?
૨. તમારા દશ નોકર તમારું શું કામ કરે છે?
૩. આ દશ નોકરોના શેઠ તમને કોણે બનાવ્યા?

---

## ૩૪. દશ નોકરોએ કરેલાં કામ.

**હેતુ :** પરમેશ્વર આપણને હાથ, અને આંગળાં કૃપાદાન તરીકે આપે છે, માટે આપણે તેની ઈચ્છા વિરૂદ્ધ હોય એવું કોઈ પણ કામ તેમનાથી કરવું જોઈએ નહિ.

**શાસ્ત્રભાગ :** દૃષ્ટાં. ૧૦ ; ૪ : ૧૯ ; ૨૪ : ૨૪ ; ૩૩ : ૨૬ ; ૧૫. સભા. ૪ ; ૫ : ૯ ; ૧૦ : ૧૦ : ૧૮.

**મુખકલમ :** દૃષ્ટાં. ૧૦ ; ૪. "ઉદ્યોગીનો હાથ ધનવાન બનાવે છે."

**વાર્તા.**

૧. પરમેશ્વરે આપણ દરેકને દશદશ નોકર આપ્યા છે, એ વાત આપણે આગલા પાઠમાં જોઈ ગયાં છીએ. આ દશ નોકરોએ શું કરવું જોઇએ તે, તથા શું ન કરવું જોઈએ, તે વિષે આજે આપણે સાંભળીશું.

૨. હવે આપણે થોડી વાર સુધી વિચાર કરીએ કે સારો નોકર કોને કહેવો. જો કોઇ શેઠ તેના નોકરને ખેતરમાં જઇને હળ ખેડવાનું કહે પણ નોકર તેમ કરે નહિ તો આપણે એમ કહીશું કે તે ખરાબ નોકર છે. વળી જો શેઠ તેને ખેતરમાં જઇને હળ ખેડવાનું ના કહે તો પણ તે શેઠના હુકમ વગર જઇને તેમ કરે તો આપણે તેને સારો નોકર કહીશું? ના.

જે ચાકર તેના શેઠના બધા હુકમ માને છે, ને કેવળ તેનો શેઠ જે કરવાનું કહે તેજ કરે તે ચાકર સારો કહી શકાય.

ચાકરને કરવાનાં કામ કોણ ઠરાવી આપે છે? ઢોરોને ચારનાર ગોવાળીઆને ગાયો તથા ઘેટાં બીડમાં ચારવા લઇ જવાનું કોણ કહે છે? ફસલ લણવાનો હુકમ કોણ આપે છે?

શેઠ હુકમ આપે છે. નોકર શેઠના હુકમ પ્રમાણે કરે છે.

૩. **દાખલો ૧લો.** કોઇએક નાનો છોકરો રસ્તે જતો હશે. તેણે કાંટાથી ભરેલા ફાફડા થુવેરના એક કટકાને રસ્તા પર પડેલો દીઠો. છોકરાએ તે ફાફડા થુવેર તરફ નજર કરી, ને પોતાના મનમાં કહેવા લાગ્યો 'જો આ કકડો રસ્તા ઉપરજ પડ્યો રહે ને રસ્તા ઉપર કોઇ જતું હોય તો તેનો પગ આના ઉપર પડે ને કાંટા તેના પગમાં વાગે ને તે બિચારો દુઃખી થાય. હું તેને ઉંચકી લઇને રસ્તાની એક બાજુએ કોઇને ઇજા થાય નહિ તેવી જગ્યાએ નાખી દઇશ.' પછી તેણે તેના દશ નોકરોને આજ્ઞા આપી ને તેઓએ એકદમ સંભાળ રાખીને ફાફડા થુવેરના તે કડકાને ઉપાડી લીધો, કેમકે જો સંભાળથી ન ઉંચકે તો કાંટા તેમનેજ વાગી બેસે, પછી તેઓએ તેને રસ્તાની એક કોરે નાખી દીધો.

હવે તે છોકરાએ તેના દશ નોકરોને સારો હુકમ આપ્યો કે નહિ તે વિષે તમે શું ધારો છો? હા, તેણે સારો હુકમ આપ્યો અને જે જે લોકો રસ્તે થઇને આવજા કરતા હતા તેમના ઉપર તેમણે ઉપકાર કર્યો.

**દાખલો ૨ જો.** પણ બીજે દિવસે તેજ છોકરો તેનેતેજ રસ્તે જતો હતો, અને એક બીજો છોકરો પણ તેજ રસ્તે સામો આવતો હતો. પેલા બીજા છોકરાના હાથમાં કેળું હતું, પહેલે છોકરે તે કેળું જોયું ને પોતાના નોકરોને હુકમ આપ્યો. હુકમ મળતાં વારજ નોકરોએ શું કર્યું હશે? તેમણે પેલા બીજા નાના છોકરાને મારીને તેના હાથમાંથી પેલું કેળું પડાવી લીધું.

હવે પેલા બીજા છોકરાના હાથમાંથી કેળું છીનવી લેવાનો જે હુકમ પહેલે છોકરે આપ્યો તેમાં તેણે સારૂં કર્યું? ના, તેણે તેમના નોકરો પાસે ખોટું કામ કરાવ્યું.

**દાખલો ૩ જો.** કોઇ એક ઘરમાં એક નાનું છોકરૂં હશે, તે બહાર જવાના બારણા સુધી પેટે ચાલ્યું, ઉંબરા સુધી ઘુંટણીએ પડીને પરસાળ સુધી આવ્યું. પરસાળને કેટલાંક પગથીઆં હતાં ને તે પગથીએ થઇને રસ્તા પર જવાતું હતું. છોકરૂં પગથીઆ લગી તો ઘુંટણે પડીને ગયું, પણ કેવી રીતે પગથીએ થઇને રસ્તા પર જવાય છે તે તે જાણતું નહોતું, માટે તે નીચે ગબડી પડ્યું ને તેના માથામાં વાગ્યું ને તે રડવા મંડ્યું. એવામાં એક મોટી છોડી આવતી હતી, તેણે બાળકને ઇજા થઇ હતી તે દીઠું. તેણીએ પોતાના દશે નોકરોને હુકમ આપ્યો. તેણે તેમને કેવો હુકમ આપ્યો હશે? અલબત, તેણીએ તેમને હુકમ આપ્યો કે તેઓ તે બાળકને એકદમ ઉપાડી લે, અને હળવે રહીને ઘરમાં તેને તેની મા પાસે લઇ જવાનું કહ્યું. છોકરીએ તેના નોકરોને સારો હુકમ આપ્યો, નહિ વારૂ? હા.

**દાખલો ૪ થો.** કોઇ એક નાનો છોકરો નિશાળે જતો હતો. તેના હાથમાં એક ચોપડી હતી. એક દહાડો ચોપડી વાંચવાનું તેનું મન ન હતું, પણ શિક્ષકે કહ્યું કે વાંચવુંજ પડશે. નાનો છોકરો બહુ ગુસ્સે થયો. તેણે પોતાના દશ નોકરોને કેવો હુકમ આપ્યો? તેણે ચોપડી ફાડી નાખવાનો હુકમ આપ્યો ને તેમણે તેમ કર્યું. તે ખરાબ હુકમ હતો, નહિ વારૂ?

૪. આપણે આપણા દશ નોકરોને હુકમ આપતાં પહેલાં ખુબ સંભાળ રાખવી જોઈએ. જો આપણા હુકમ ખોટા હોય તો તેઓ ખોટાં કામ કરશે. જો આપણે તેમને સારા હુકમ આપીએ તો તેઓ સારૂંજ કરશે. પરમેશ્વરે સારૂં કરવા માટે આપણને આ દશ નોકર આપ્યા છે, ભુંડું કરવા માટે નહિ. માટે પરમેશ્વર ભલો છે અને તે એવું ઇચ્છે છે કે આપણે આપણા આ દશ નોકર પાસે સારાંજ કામો કરાવીએ, માટે હમેશાં આપણે ખુબ સંભાળ રાખવી જોઇએ કે આપણે આપણા દશ નોકરોને ખોટાં કામ કરવાનો નહિ પણ સારાં કામ કરવાનો હુકમ આપીએ કે જેથી બીજાનું ભલું થાય.

**પ્રશ્નો.**

1. **નોકરની ફરજ શી હોય છે?**
2. **જો આપણે આપણા આ દશ નોકરોને ખોટું કરવાનો હુકમ આપીએ તો તેઓ ખોટું કામ કરે કે નહિ?**
3. **આપણે શા માટે આપણા દશ નોકરોને સારૂંજ કરવાનો હુકમ આપવો?**

## ૩૫. વાર્તાપાઠ ૨૫–૩૪નું પુનરાવર્તન.

હેતુ : પુનરાવર્તનની ખાસ મતલબ નીચે પ્રમાણે છે :—
**પરમેશ્વર આપણ દરેકમાં આનંદ માને છે, અને તે દરેક ઉપર પ્રીતિ રાખે છે, અને તેણે આપણને આંખ, અજવાળું, ખોરાક, પાણી, ઘર, હાથ, આંગળાં, ધાન્ય વગેરે કૃપાદાનો આપ્યાં છે, એટલુંજ નહિ પણ તે હમેશાં આપણને સંભારે છે એ વિચાર સ્પષ્ટ રીતે છોકરાંનાં મનમાં ઠસાવવાનો.**

પરમેશ્વર આપણાથી દૂર છે, આપણી ગરજો વિષે તે બેદરકાર છે, આપણા પર તે દુઃખ તથા સંકટ લાવે છે, એ અને એના જેવા બીજા વિચારો આપણે પરમેશ્વર વિષે છોકરાંના મગજમાં ઠસાવવા માગતા નથી, પણ પરમેશ્વર દરેકને કૃપાદાન આપે છે, ને દરેક ઉપર પ્રીતિ રાખે છે તથા દરેકનું ભલું ઇચ્છે છે, એવા સારા વિચાર છોકરાઓના મગજમાં પરમેશ્વર વિષે શિલાલેખ પેઠે ચોંટે ને ઠસી જાય એવું ચાહીએ છીએ, માટે તે ઠસાવવા પ્રયત્ન કરવો.

મુખકલમો ફરી સાંભળી જવી.

---

## ૩૬. ચુંટી કાઢેલી વાર્તાઓનું પુનરાવર્તન.

હેતુ : ૨૫-૩૪ પૈકી વાર્તાઓમાંથી શિક્ષકે સૌથી ઉપયોગી વાર્તાઓ ચુંટી કાઢવી, અથવા જે વાર્તા છોકરાં ફરી ફરી સાંભળવા માગતાં હોય તેવી ચુંટી કાઢવી. આ પુનરાવર્તન યાંત્રિક પુનરાવર્તન જેવું ન કરો કે તેવું થવા ન દો. વળી સૌથી અગત્યની વાત, છોકરાં વાર્તાઓ સારી રીતે યાદ રાખે એમ તો નહિ પણ તેઓ વાર્તામાં રહેલી મતલબ કે તેનો સાર સારી રીતે સમજે તે ઉપર પુષ્કળ ધ્યાન આપો.

મુખકલમો ફરી સાંભળી જવી.

---

## ૩૭ હું કેટલો બધો તવંગર!

હેતુ : છોકરાં કને અતિ મુલ્યવાન ખજાના છે અને તે બધા પરમેશ્વર તરફથી મળેલા છે એ સમજાવવાનો.

શાસ્ત્રભાગ : અયૂબ ૩૪ ; ૩. ગીત. ૧૯ ; ૧૪. દૃષ્ટાં. ૨ ; ૧ : ૧૦ ; ૩૧ : ૧૮ ; ૧૫ : ૨૦ ; ૧૨. સભા. ૭ ; ૧૯.

મુખકલમ : દૃષ્ટાં. ૨ ; ૬. "યહોવાહ જ્ઞાન આપે છે."

**વાર્તા.**

૧. આપણે પાછળ એક વાર્તામાં પરમેશ્વર કેવી રીતે દયા કરીને આપણને દશ નોકર આપે છે તે જોઈ ગયાં, જો મારે ત્યાં દશ નોકર હોય તો હું બહુ ભાગ્યશાળી કહેવાઉં.

૨. પણ જો હું તમને એમ પુછું કે તમે ધનવાન છો, તો તમો શું કહેશો? તમે હસશો ને કહેશો કે "ખરી વાત, મારે દશ નોકર છે, પણ તે તો મારી દશ આંગળીઓજ ને બીજા કોઇ નહિ, અને મારે દશ આંગળીઓ છે તેથી કંઇ હું પોતાને ધનવાન ગણતો નથી. વાંદરાંને દશ આંગળાં હોય છે પણ તે ધનવાન નથી." વારૂ, પણ એક વાતે તમે ધનવાન છો. પણ તમારે દશ નોકર છે તેથીજ તમે ધનવાન છો એમ મેં તમને કહ્યું નથી. પણ બીજી વાતે તમે ધનવાન છો. હવે તે વિષે આપણે વાત કરીએ.

૩. દાખલો ૧ લો. મેં એક વખત કોઇએક ગરીબ માણસને એક મેળાવડામાં જોયો. તે આમ કે તેમ હાલીચાલી શકતો નહોતો, તેથી તેણે પોતાને માટે એક નાની ગાડી બનાવી હતી. તે ગાડીમાં બેસતો અને જ્યારે તેને રસ્તા પર જવું હોય ત્યારે તે ગાડીનાં પૈડાં પકડતો અને તેમને ખેંચતો અને એવી રીતે ગાડી રસ્તા પર હળવે હળવે અને બહુજ મુશ્કેલીથી ખસતી ખસતી જતી હતી. પણ જો રસ્તામાં રેતી આવતી અથવા ટેકરા ઉપર થઇને જવાનું હોય ત્યારે તે બિચારા માણસને બીજાની મદદ પર આધાર રાખવો પડતો, ને મદદને માટે બીજાઓને હાંક મારવી પડતી હતી, કેમકે તેનાથી ગાડી ટેકરી ઉપર થઇને લઈ જવાય એમ નહોતું. વળી તે તેની નાની ગાડીમાંથી બહુ જોઇ શકતો નહિ. ગાડીનાં પૈડાં બહુ નાનાં હતાં માટે તેમાં બેસનાર તે ગરીબ માણસ લગભગ બધો વખત નીચે જમીન પર રહેતો. વળી રસ્તાપર લોકોની આવજા પણ ઘણી હતી અને ધૂળ તે નાની ગાડીમાં બેઠેલા માણસની આંખો પુરી નાખતી.

હું ધારૂં છું કે જ્યારે જ્યારે તે બિચારા અપંગ માણસે ગાડીમાં બેસીને રસ્તાપર ઝડપથી છોકરાંને આમતેમ દોડતાં જોયાં હશે ત્યારે ત્યારે તેણે એમ કહ્યું હશે કે ચાલવા તથા ઉભા રહેવાને જેમને પગ છે તેઓ ખરેખર ધનવાન છે.

**દાખલો ૨ જો.** એક મોટા કસ્બામાં બજારમાં જવાના રસ્તા પર એક માણસ દરરોજ સાદડી પર બેઠેલો હોય છે. આવતા જતા લોકોથી રસ્તો ખીચોખીચ ભરાઇ જાય છે. લોકો આવે છે ને જાય છે. દૂકાનેથી કેટલાએક કંઇ ચીજ વેચાતી લે છે અને બીજા કેટલાએક દૂકાને કંઇ વેચવા જાય છે. બજારમાં મેવો વેચનારા, કપડાં વેચનારા તથા શાકભાજીવાળાની દૂકાનો હોય છે. આજુબાજુનાં ગામડાંમાંથી માખણ વેચવા આવે છે. બીજા લોકો કેળાં તથા શાકભાજી લાવે છે. બળદગાડાં, ઘોડાગાડીઓ, વખતે ઉંટ તથા હાથી પણ રસ્તે થઇને જાય છે, પણ સાદડી પર બેઠેલો માણસ તેમને જોઇ શકતો નથી. સાંજે તેને લેવા માટે એક નાની છોકરી આવે છે અને તે તેને દોરી લઇ જાય છે. આ વખતે દૂકાનોમાં દીવાની સુંદર રોશની કરવામાં આવે છે, પણ આ માણસ તેને દેખી શકતો નથી.

તે માણસ શા માટે આખો દહાડો સાદડી પર બેસી રહેતો હશે? આવતા જતા લોકોની તેને કેમ દરકાર નથી? છોકરી આવીને સાંજે તેને ઘેર દોરી લઇ જાય ત્યાં સુધી તેને કેમ વાટ જોવી પડતી હશે?

આવતા જતા લોકો આગળ તે કેવી બુમ પાડે છે તે સાંભળો. તે બૂમ મારતાં કહે છે કે "ધર્મરાજ! મહારાજ! આંધળા ઉપર દયા કરો." હા, તે એમને એમજ કહ્યા કરે છે. તે આંધળો છે. હવે મને એમ લાગે છે કે તે આંધળો માણસ વખતોવખત એમ કહેતો હશે કે જે છોકરા છોકરીઓને આંખ છે ને જેઓ જોઇ શકે છે તેમને પરમેશ્વરે બહુ મોટો ખજાનો આપીને આશીર્વાદિત કીધાં છે.

**દાખલો ૩ જો.** મારી સાથે એક તવંગર માણસને ઘેર ચાલો. તેને એક બહુ મોટું ઘર છે. ઘરમાં ચાકરો પણ ઘણા છે. ઘરને એક સુંદર માળ છે. તેની પાસે ઘણા ઘોડા ને ગાડીઓ તેમજ ત્રણ મોટરગાડી પણ છે. વળી તેના મોટા ઘરની ચારે બાજુ મોટાં મોટાં ઝાડ તથા ફુલઝાડોથી ભરેલી સુંદર વાડી છે. અમારે તે ધનવાન માણસને મળવું છે. તે કયાં છે. કોઇ જણ આપણને એમ કહે છે કે શેઠ તેમના મોટા ઘરની અગાશી ઉપર છે. આપણે ઉપર જઇએ. હા, આપણે તેને જોઇ

શકીએ છીએ. પણ તે તો એક સાદડી પર પડેલા છે. તેના હાથે જાણે
આગ બળતી હોય એમ લાગે છે. તેની આંખો ફાટી ગએલી દેખાય
તે કંઈજ ખાઇ શકતો નથી. તેને વારે વારે બહુ તરસ લાગે
થોડી વાર પછી તો જાણે કે તેને બહુ ટાઢ વાતી હોય તેમ ધ્રુજે
હવા તો જોઇએ તેટલી ગરમ છે; સૂર્ય પણ ઠીક પ્રકાશતો દેખાય
તો પણ તે ઓઢવા માટે કામળો માગે છે. વળી થોડી વાર પછી પ
બળવા મંડે છે. કેમ, તેને શું થયું છે? તેને તાવ આવ્યો છે. વૈદ
દવા આપે છે, તેથી તાવ વખતોવખત ઉતરી જાય છે, પણ પ
આવ્યાજ કરે છે, અને જો તમે તેને પૂછો તો તે તમને કહેશે
મોટરગાડી, ઘણા પૈસા તથા મોટા ઘર કરતાં તંદુરસ્તી વધારે કીં
છે. તંદુરસ્તી અમુલ્ય ખજાનો છે.

૪. જો આપણે આવા ખજનાનો વિચાર કરીએ તો આપણી પ
એવા બહુ ખજાના છે. જોવાને આંખ, સાંભળવાના કાન, બોલવાની જી
લખવામાં કામ આવતી આંગળી, દોડવાના પગ, તે સર્વ ઉપરાંત સ
શકે તેવું મન. આ બધી બહુ ભારે મિલકત છે.

જો કોઇ પૈસાદાર માણસ તમને સોનામહોર આપે તો તમે :
નહિ કહો કે તે તમારી ચિંતા કરે છે? અને પરમેશ્વરે આપણને આં
કાન, જીભ, આંગળીઓ, પગ અને મન આપીને બહુજ ધનવાન બના
છે. આ ઉપરથી તે આપણી કેટલી બધી ચિંતા કરે છે તે સિદ્ધ થાય

**પ્રશ્નો.**

૧. તમારી પાસે શું છે એ વિષે ગાડીમાં બેઠેલો અપંગ શું કહેશે?

૨. આંધળાને મન સૌથી ભારે મિલકત કયી હશે?

૩. આવી જાતના ખજાના આપીને આપણને કોણે ધનવાન કર્યા?

## ૩૮. દેવનાં કૃપાદાનોનો ખંતથી ઉપયોગ કરવા વિષે.

**હેતુ :** તંદુરસ્તી, આંખો, અને બીજાં જે કીમતી દાન દેવ આપણને ભેટ દાખલ આપે છે તેમનો આપણે ખંતથી ઉપયોગ કરવો પણ તેમનો દુરૂપયોગ કરવો નહિ. એ છોકરાંને બતાવવાનો.

**શાસ્ત્રભાગ :** અયૂબ ૩૧; ૩. ગીત. ૧૯; ૧૪. દૃષ્ટાં. ૨; ૬ : ૧૦; ૩૧ : ૧૮; ૧૫. સભા. ૭; ૧૯.

**મુખકલમ :** દૃષ્ટાં. ૨; ૬. "**યહોવાહ જ્ઞાન આપે છે.**"

**વાર્તા.**

૧. ગઇ વાર્તામાં આપણે શીખી ગયાં કે પૈસાથી વેચાતી મળે નહિ એવી અમુલ્ય ચીજો, એટલે આંખ, કાન, ચાલવાની શક્તિ, અને તંદુરસ્તી આપીને પરમેશ્વરે આપણને ધનવાન કર્યા છે.

૨. જો કોઇ પુરૂષ તેની સ્ત્રીને એક સુંદર રેશમી સાડી લાવી આપે, પણ બૈરી તે સાડી પહેરવાને બદલે એમ કહે કે "હું તે સાડી બહુજ સંભાળથી રાખી મૂકીશ," અને જમીનમાં દાટી મૂકે, તો તે સાડીનું શું થાય? તમે જાણો છો કે થોડાજ વખતમાં સાડીને ઉધઇ ખાઇ જશે, તે સુંદર સાડી બગડી જશે, ને બીલકુલ નીરૂપયોગી થઇ જશે.

૩. **દાખલો ૧ લો.** કોઇએક પૈસાદાર માણસની વાડીમાં જુદી જુદી જાતનાં મેવાનાં તથા જુદી જુદી જાતનાં ફુલઝાડ પુષ્કળ હતાં. તે પૈસાદાર માણસને એક દીકરો હતો, અને તેણે તેના છોકરાને વાડીની સંભાળ કેવી રીતે લેવી તે શિખવ્યું હતું.

પછી એક દિવસ બાપે છોકરાને બોલાવ્યો ને તે આવ્યો ત્યારે બાપે તેને કહ્યું, 'મારા દીકરા, મારે દૂર કોઇ એક કસ્બામાં જવાનું છે અને ત્યાં કેટલાંક અઠવાડીઆં ગાળવાનાં છે. વાડીની સંભાળ શી રીતે રાખવી તથા માળીને કેવા કેવા અને શા શા હુકમ આપવા તે બધું મેં તને શિખવ્યું છે, માટે મારી ગેરહાજરીમાં હું તારા હાથમાં વાડીનો બધો કારભાર સોંપી જાઉં છું.' આમ કહીને બાપ મુસાફરીએ નીકળી પડયો.

પણ તે છોકરો આળસુ હતો, અને સવારમાં માળી ઝાડને પાણી પાય છે કે નહિ તે જોવા તે ઉઠતો નહિ, તેમજ વાડીમાં આમતેમ ફરીને કોઇ જગ્યાએ વાડમાં છીંડાં છે કે નહિ તેની પણ તે

તપાસ રાખતો નહિ. બકરાં આવીને ઉગતાં મેવાનાં ઝાડ તથા ફૂલ નુકશાન ન કરે માટે તેને સમરાવતોએ નહિ. વળી જ્યારે ફળતાં ત્યારે વાગોળ, ખીસકોલી અને પક્ષીઓ ફળ ખાતાં અટ કંઇ જાળ બાંધવાની પણ દરકાર કરી નહિ. તે માત્ર ઝાડની તળે જઈને સુઇ જતો, માટે આ તકનો લાભ લઇને બધા માળી કામ કરવું પડતું મૂક્યું.

દરેકે મરજીમાં આવે તેમ કરવા માંડયું. તેથી થોડી વારમાં વાડી જંગલ જેવી થઇ ગઇ. ખીસકોલી, વાગોળો, અને બીજાં પ આવીને ઝાડ પરનાં બધાં ફળ ખાઇ જવા લાગ્યાં, અને કેળને પાણી પાયું નહિ માટે ઉન્હાળામાં તે સુકાઇને મરી ગઇ. વાડમાં બકરાં, ભેંસ, ગાયો આદિ ઢોરોએ આવજા કરવા માંડી, ને મેવાઝાડ તેમજ ફૂલઝાડ ખાઇ નાખ્યાં.

મોટા કુવા ઉપરનો રેંટ કુવામા પડી ગયો અને કોઇએ તેને કાઢયો નહિ. બધે કાટાંવાળાં ઝાડ ઉગવા લાગ્યાં.

અને બાપ પાછો આવ્યો તે અગાઉ તો તેની સુંદર વાડી જંગલરૂપ થઇ ગઇ હતી. પોતાનો દીકરો આવો આળસુ અને બે નીકળ્યો તે જાણીને તથા વાડીની આવી ખરાબ સ્થિતિ જોઇને કેટલો ગુસ્સો આવ્યો હશે ને તેને કેટલું ખોટું લાગ્યું હશે !

આ સુંદર વાડીનું નામ તમને ખબર છે? જે આળસુ કે છોકરી પરમેશ્વરે આપેલાં કૃપાદાનો જેવાં કે, આંખ, પગ, અને મનનો ઉપયોગ કરતાં નથી તેમના **મનરૂપી** વાડી એ છે.

**દાખલો રજો.** કોઇએક ગરીબ આંધળી છોકરી હતી. શું કર્યું હશે? શું તેણે એમ કહ્યું કે "હું તો બીલકુલ આંધળી છું મારે કંઇ પણ શીખવાને પ્રયત્ન કરવો તે તો પવન પાછળ ફાંફાં જેવું છે?" ના, તેણીએ કોઇને એમ કહેતાં સાંભળ્યું કે એક અક્ષર છે અને આંધળાં પણ તે વાંચી શકે છે. તે અક્ષરો ઉ હા, મોટા ઉપસેલા અક્ષરો હોય છે, અને આંધળું તેમને શકે નહિ પણ પોતાની આંગળી અક્ષર ઉપર ફેરવીને તેમના

કહી શકે. આ આંધળી છોકરીને આ વાત અજાયબ જેવી લાગી, પણ તેણીએ કહ્યું "તે વાત ખરી છે કે નહિ તેની હું તપાસ કરીશ." માટે તેણે બહુ લાંબી મુસાફરી કરી અને જતાં જતાં રસ્તે પગલે પગલે લાકડી પછાડતી પછાડતી બહુ ધીમે ધીમે જે નિશાળે એક ભલાં બાઈ આંધળાંને આ વાંચવાની ચમત્કારિક વિદ્યા શિખવતાં હતાં ત્યાં ગઇ. પછી તે આંધળી છોકરીએ કહ્યું "ભલાં બાઇ સાહેબ, હું આંખે આંધળી છું તો પણ તમારી નિશાળે વાંચતાંલખતાં શીખવા આવી છું." આ સાંભળીને તે ભલાં બાઇ બોલ્યાં "અંદર આવ, અને જો કે તું આંખે આંધળી છે તો પણ હું તને વાંચતાં શિખવીશ." અને પ્રથમ તો શીખવાનું તે આંધળી છોડીને જરા કઠણ લાગ્યું પણ ધીમે ધીમે તે છોકરી પેલા ઉપસેલા અક્ષરોના આકાર શીખી, અને આખરે વાંચતાં પણ શીખી. તેણી પોતાની મેળે ઘણાં પુસ્તકો વાંચી ગઇ અને બહુજ જ્ઞાની થઇ, અને જો કે તે તેની આંખો વડે એકે અક્ષર જોઇ શકતી નહોતી તોપણ આખરે તે બીજી આંધળી છોકરીઓની તેમજ કેટલાંએક દેખતાંની પણ શિક્ષિકા થઇ શકી.

તે આંધળી છોકરીને જો કે આંખરૂપી રત્નો નહોતાં તો પણ સાંભળવાનાં, ચાલવાનાં, બોલવાનાં અને આંગળીઓરૂપી જે ઉત્તમ સાધનો પરમેશ્વરે તેને આપ્યાં હતાં તેમનો તેણે સદુપયોગ કર્યો, અને તે જ્યારે ઉપસેલા અક્ષરો વાંચતાં શીખી ત્યારે આંખો સિવાય તેની પાસે બીજાં જે જે કૃપાદાનો હતાં તેમાં તેણે વાંચનનો ઉમેરો કર્યો.

૪. તે આળસુ છોકરાએ તેને આપેલાં કૃપાદાનોનો ઉપયોગ કર્યો નહિ તેથી તે વાડી ઉજડ થઇ ગઇ અને તેથી તેના બાપને બહુ ખોટું લાગ્યું.

તે મહેનતુ આંધળી છોકરી પાસે જો કે આપણા જેટલાં કૃપાદાનો હતાં નહિ તો પણ તેની પાસે જેટલાં હતાં તેટલાંનો તેણીએ સદુપયોગ કર્યો અને તેથી બીજાઓને લાભ પમાડી શકી એટલુંજ નહિ પણ પોતાનું પણ ભલું કરી શકી.

પૈસાદારના છોકરાનું આળસુપણું કે આંધળી છોકરીની ખંત—આ બેમાંની કયી વાત તમને સારી લાગે છે? આંધળી છોકરીની ખંત.

શા માટે વારૂ? કારણ કે તેણીએ ઈશ્વરનાં આપેલાં કૃપાદાનોનો ઉપ
કર્યો. પૈસાદારના છોકરાનું આળસુપણું ખોટું, કેમકે આપણે આ
થઈએ તેટલા માટે પરમેશ્વર આપણને આ કૃપાદાનો આપતો નથી.

**પ્રશ્નો.**

૧. તે આળસુ છોકરાએ કયી વાડી પર ધ્યાન આપ્યું નહિ?
૨. તે આંધળી છોકરીએ શું કર્યું?
૩. આપણને જોવાની, સાંભળવાની, ચાલવાની, હાથ પગ વાપરવ
શક્તિઓ આપવામાં ઈશ્વરનો શો હેતુ હશે?

---

## ૩૯. પરમેશ્વરનાં આપેલાં કૃપાદાનોનો સદુપયોગ કરી ત્યારે આપણો આકાશવાસી બાપ ખુશી થાય છે તે વિષે.

**હેતુ:** પરમેશ્વરે આપણને અમુક શક્તિઓ આપેલી છે. તેનાં આ કૃપાદાનોનો જ્યારે આપણે વાજબી ઉપયોગ કરીએ છીએ ત્યારે તે થાય છે, એ છોકરાંને બતાવવાનો.

**શાસ્ત્રભાગ:** નિર્ગ. ૩૫; ૨૯.

**મુખકલમ:** ૧ કાળ. ૨૮; ૯. "સંપૂર્ણ અંતઃકરણથી તથા રાજી મનથી સેવા કર."

**વાર્તા.**

૧. પરમેશ્વરે આપણ દરેકને કંઈ ને કંઈ સારાં કૃપાદાનો આ
છે તે આપણે ગઈ વાર્તામાં શીખી ગયાં. આજે તેનાં કૃપાદાનોનો સ
ઉપયોગ કરીને આપણે તેને કેવી રીતે રાજી કરી શકીએ, તે વિષે શીખ

૨. જો કોઈ તમને કંઈ બક્ષિશ આપે તો તમે તેનો આ
માનો છો, ખરૂં કે? બક્ષિશ આપનારનો જે ઉપકાર ન માને તે ન
કહેવાય છે. જ્યારે તમારી મા તમને ખાવાનું આપે છે ત્યારે તે ત
માટે તસ્દી લઈને રાંધે છે, અને તમને ખવાડે છે માટે તમે તેનો ઉપ
માનો છો.

જ્યારે તમારો બાપ બજારમાંથી મીઠાઈ અથવા કોઈ બીજી ચ
લાવવા માટે તમને કંઈ પૈસા આપે છે ત્યારે તેનો ઉપકાર માન્યા વ
શું તમે એકદમ દોડી જાઓ ખરા કે? ના, તમે એમ કહો છો

"બાપા, આ પૈસા આપ્યા માટે હું તમારો બહુજ ઉપકાર માનું છું."

પરમેશ્વરે આપણને ઘણાં કૃપાદાનો આપ્યાં અને તે બધાંને માટે તેનો ઉપકાર માનવો એ વાજબી છે કે નહિ?

૩. પણ પ્રભુએ જે કૃપાદાનો આપ્યાં છે તે માટે તેનો ઉપકાર કેવી રીતે માની શકાય તે વિષે વિચાર કરીએ.

(૧) એક ગામમાં કુવા બહુ થોડા હતા, અને તેમાંનું પાણી વળી ખારૂં ને પીનારની તબિયત બગાડે એવું હતું. તે દેશમાં એક સારો રાજા રહેતો હતો. જ્યારે તેણે સાંભળ્યું કે તે નગરના લોકોને સારૂં પાણી મળતું નથી, ત્યારે તેણે સારા પાણીની તપાસ કરવા સારૂ માણસો મોકલ્યાં. તે માણસોએ શોધ કરી તો તેમને ગામની પાસે એક પહાડમાં મીઠા પાણીનો એક ઝરો મળી આવ્યો. પછી રાજાએ ખડકમાં તથા મેદાનમાં નહેરો ખોદાવી અને પેલા પહાડમાંથી તે ગામના મધ્ય ભાગમાં એક તળાવ ખોદાવી રાખ્યું હતું તેમાં મીઠા પાણીનો પ્રવાહ આણ્યો, અને આ પ્રમાણે તે ગામના લોકોને સારૂં પાણી મળ્યું.

રાજાએ તે ગામના લોકો પર મહેરબાની કરીને ગામના મધ્ય ભાગમાં એક તળાવ ખોદાવીને તેમાં મીઠું પાણી આણ્યું હતું માટે તેઓ જ્યારે તેમાંથી પાણી ભરી જાય ત્યારે તેના મહેલે જઇને તેનો આભાર માને, એવી તેની ઇચ્છા હતી શું? ના, ના, પણ જે મીઠા પાણીનું સાધન તેણે તેમને પુરૂં પાડયું હતું તેનો તેઓ ઉપયોગ કરે તો રાજાને સંતોષ થાય.

બાપ પોતાના દીકરા પર મહેરબાની રાખે છે ને તેના હિતને માટે તેને નિશાળે મોકલે છે, તેને માટે છોકરો બાપનો કેવી રીતે ઉપકાર માને છે? શું આમતેમ આખો દિવસ દોડવાથી અને રમ્યા કરવાથી? શિક્ષક જે જે શિખવે તે બધું ભૂલી જવાથી? ના, વખતસર નિશાળે જવાથી, જે ચોપડીઓ તેને વાંચવાનું કહેવામાં આવે છે તે વાંચવાથી, તેમજ શિક્ષક તેને જે શિખવે છે તે બધું યાદ રાખવાથી, છોકરો પોતાના બાપનો નિશાળે મોકલવા માટે ઉપકાર માને છે.

એવીજ રીતે ઇશ્વરે આપણને જે જે કૃપાદાનો આપ્યાં છે તેનો સદુપયોગ કરીને તેનો ઉપકાર માનીએ એવી તેની ઇચ્છા છે.

જે આંખો પરમેશ્વરે આપણને આપી છે, કે જે વડે આપણે સ્પષ્ટ રીતે જોઇ શકીએ છીએ તેને માટે આપણે ઈશ્વરને કંઇ પણ બદલો આપી શકતાં નથી, પણ વાંચવામાં તેમનો ઉપયોગ કરવાથી, તેમજ સારાંજ પુસ્તકો વાંચવામાં આપણે તેમને વાપરીએ, તો એથી આંખોને માટે આપણે તેનો ઉપકાર માનીએ છીએ એવું દેખાય. જ્યારે આપણે ઘેર હોઇએ ને મા આપણને બજારમાંથી થોડાં મરચાં લઇ આવવાનું કહે ત્યારે જો આપણે ખુશીથી દોડતા જઇએ તો તે વખતે પરમેશ્વરે આપણને આપેલા પગને માટે તેનો ઉપકાર માનીએ છીએ, એવું દેખાય.

જ્યારે મા આપણી પાસે પાણી માગે ત્યારે માના માગતાની સાથેજ આપણે પાણીનો લોટો લાવી આપીએ તો આપણને પરમેશ્વરે હાથ આપ્યા છે માટે આપણે તે વખતે તેનો ઉપકાર માન્યો એમ દેખાય.

(૨) જે લોકોને માટે રાજાએ નિર્મળ પાણી તળાવ ખોદાવીને પુરૂં પાડયું તે લોકો એકબીજાની સાથે કજીયો કરતી વખતે તે પાણી એકબીજા ઉપર છાંટે અથવા જે માણસની સાથે તેમને અદાવત હોય તેને તે તળાવમાં ડુબાડી દે તો શું તે રાજા ખુશી થાય ખરો કે? ના, તેમજ આપણે પણ પરમેશ્વરનાં આપેલાં કૃપાદાનો માત્ર સારાં કામો કરવામાંજ વાપરવાં જોઇએ. જ્યારે કોઇ બે બાયડીઓ લડતી હોય ને ગાળાગાળી કરતી હોય, તે વખતે તમે ત્યાં જઇને તે અશુદ્ધ શબ્દો સાંભળવા તમારા કાન ઉઘાડા રાખો છો તો જાણો કે તમે દેવના આપેલા કાનરૂપી કૃપાદાનનો સારો ઉપયોગ કર્યો કહેવાયજ નહિ.

જો કોઇ માણુસ તમારા પર ગુસ્સે થયો હોય ને તમે તેને ગાળ દેવામાં તમારી જીભ વાપરો, તો શું પરમેશ્વરે આપેલા જીભરૂપી કૃપાદાનનો ઉપયોગ તમે સારો કર્યો કહેવાય?

જો તમે ધૂળ ને પત્થર લઈને કોઇ છોકરા કે છોકરી ઉપર નાખો તો પરમેશ્વરે જે કામને માટે તમને હાથરૂપી કૃપાદાનો આપ્યાં છે તે કામ કરવામાં તમે તેમનો ઉપયોગ કર્યો એમ કહી શકાય ખરૂં કે?

૪. હા, પરમેશ્વરે આપણને આપેલાં ઉત્તમ દાનો માટે તેનો આભાર માનવા સારૂ આપણે જે દાનોનો ઉપયોગ કેવળ સારાં કામોમાંજ

કરવો જોઇએ. આંખ, કાન, હાથ, પગ અને અક્કલ વગેરે પરમેશ્વરે આપણને જે જે આપ્યું છે તે બધાંનો આપણે સદુપયોગજ કરવો જોઇએ.

**પ્રશ્નો.**

1. રાજાએ મીઠા પાણીનું સાધન પુરૂં પાડયું માટે લોકોએ કેવી રીતે રાજાનો ઉપકાર માન્યો?
2. પરમેશ્વરે મને આપેલાં ઉત્તમ દાનોને માટે હું કેવી રીતે તેનો ઉપકાર માની શકું?
3. પરમેશ્વરે આપેલાં ઉત્તમ દાનો મારે કેવાં કામ કરવામાં વાપરવાં જોઈએ?

---

## ૪૦. દેવ પાસેથી મળેલાં કૃપાદાનોનો જ્યારે બીજાને લાભ આપીએ છીએ ત્યારે આપણે દેવને રાજી કરીએ છીએ.

**હેતુ:** આપણા આકાશવાસી પિતા પરમેશ્વરે આપણને આપેલાં કૃપાદાનો કેવળ આપણા પોતાના ઉપભોગ માટેજ વાપરવાં નહિ એ છોકરાંને કહેવાનો.

**શાસ્ત્રભાગ:** માર્ક ૧૨; ૪૨.

**મુખકલમ:** ૧ કાળ. ૨૮; ૯. "સંપૂર્ણ અંતઃકરણથી તથા રાજી મનથી તેની સેવા કર."

**વાર્તા.**

૧. આપણે ગયા પાઠમાં પરમેશ્વર આપણા આકાશવાસી બાપને રાજી કરવાની તથા તેનો ઉપકાર માનવાની એક રીત વિષે શીખી ગયાં, એટલે કે તેણે આપેલાં કૃપાદાનોનો જ્યારે આપણે સદુપયોગ કરીએ છીએ ત્યારે આપણે તેનાં આપેલાં કૃપાદાનોને માટે તેનો ઉપકાર માનીએ છીએ તેમજ તેને રાજી રાખીએ છીએ. આજે તેનો ઉપકાર માનવાની એક બીજી રીતનો વિચાર કરીએ.

૨. ગઇ વાર્તામાં એક દયાળુ રાજાએ પોતાના ગામના લોકોને પીવા માટે મીઠું પાણી મળતું ન હતું તેથી ગામના મધ્ય ભાગમાં એક તળાવ ખોદાવીને પહાડમાંથી મીઠું પાણી પુરૂં પાડયું એ માટે કે બધા તે પાણીનો ઉપયોગ કરે તે વિષે આપણે શીખી ગયાં. તે નગરમાં ત્યાર પછી કંઇક બનાવ બન્યો તે વિષે આજે હું તમને કહીશ.

૩. **દાખલો ૧ લો.** એક દિવસ દૂર દેશથી તે નગરમાં માણસોનો એક મોટો સંઘ આવ્યો. તેઓ બહુ લાંબી મુસાફરી કરીને આવેલા, માટે અલબત, તેમને બહુ તરસ તથા થાક લાગ્યાં હતાં. તેમણે ઉંટ પર સ્વારી કરીને લાંબી મજલ કાપી હતી, માટે ઉંટ પણ તરસ્યાં થયાં હતાં તેમજ થાકી પણ ગયાં હતાં. તે બધાંએ શહેરમાં આવીને પાણીની શોધ કરી. તપાસ કરતાં તેમણે ગામના મધ્યભાગમાં પેલા દયાળુ રાજાએ જે તળાવ ખોદાવ્યું હતું તે દીઠું, ને પાણીને માટે તળાવપર ગયાં.

તે ગામના એક માણસનું મન બહુજ નિર્દય હતું. તળાવ પર પાણી પીવા સારૂ પેલા મુસાફરો આવ્યા ત્યારે તે માણસ પણ ત્યાં આવેલો હતો. તે તેમને જોઇને લાલપીળો થઇ ગયો, અને ગામના લોકોને કહેવા લાગ્યો, "શા માટે આપણે આ પરદેશી લોકોને તથા તેમનાં ઢોરઢાંકને આપણાં તળાવનું પાણી વાપરવા દેવું જોઇએ ? એ તો રાજાએ આપણે માટેજ ખોદાવ્યું છે, માટે આપણે તેમને આપણા તળાવમાંથી પાણી લેતાં અટકાવવા જોઇએ."

પણ ગામના લોકોનાં મન દયાળુ હતાં. તેઓએ તે ગુસ્સે થએલા માણસને જવાબ દેતાં કહ્યું, "આ પરદેશીઓ તરસ્યાં છે. તેમનાં ઉંટ પણ તરસ્યાં છે. તળાવમાં પાણી પુષ્કળ છે. તેં તારા ખપજોગું પાણી તળાવમાંથી લીધું છે. આ માણસોને પણ તેમની ગરજજોગું પાણી લેવા દે. આપણે આ તળાવમાં પાણી આણ્યું નથી, પણ માત્ર આપણા દયાળુ રાજાની કૃપાને લીધેજ આપણે તેનો લાભ લઇ શકીએ છીએ; માટે આપણે સ્વાર્થી ન બનતાં આ પરદેશીઓને પણ રાજાની દયાનો લાભ આપવો જોઈએ," અને આમ તે ગામના લોકોએ રાજાના તરફથી તેમને મળેલી ભેટનો પેલા પરદેશી માણસોને પણ ભાગ આપ્યો. અને જ્યારે રાજાએ સાંભળ્યું કે તેના ગામના લોકોએ, તેણે જે પાણી તેમને માટે આણ્યું હતું તેનો વાજબી ઉપયોગ કર્યો એટલુંજ નહિ પણ તેમાંથી પરદેશીઓને પણ લાભ પમાડયો, ત્યારે તે બહુ ખુશી થયો.

પરમેશ્વરે આપણને જે કૃપાદાનો આપ્યાં છે તેમાંથી બીજાઓને શી રીતે ભાગ આપી શકીએ ? શું આપણે તેમને આપણી એક આંખ કે એક આંગળી અથવા એક હાથ આપવાથી ? ના.

દાખલો ૨ જો. કોઇએક ગરીબ ડોસી હતી. તે બરાબર જોઇ શકતી નહોતી, અને એક નાના ઝુંપડામાં એકલીજ રહેતી હતી. એક નાની છોકરી રોજ નિશાળે જતી આવતી વખતે આ ડોસીના ઘર પાસે થઇને જતી હતી. નાની છોકરી જાણતી હતી કે બિચારી ડોસી બહુ અશક્ત છે અને બરાબર જોઇ શકતી નથી માટે એક દિવસ સવારે નિશાળે જતી વખતે તેણે ડોસીમાને પૂછયું, "હું આવીને તમારૂં ઘર તમારે બદલે વાળી કાઢું ?" પછી તે વૃદ્ધ ડોસીમા બોલ્યાં, "નાની છોકરી, તું આવીને વાળી કાઢે તો બહુ મહેરબાની, કેમકે હમણાં હું બહુ વૃદ્ધ થઇ છું અને મારાથી બરાબર દેખી પણ શકાતું નથી." પછી નાની છોકરીએ કહ્યું, "આજ સાંજે નિશાળેથી ઘેર જતાં હું તમારે ઘેર આવીશ ને વાળીને સાફ કરીશ." અને તે નાની છોકરીએ તેમ કર્યું પણ ખરૂં. તેણીએ ઘર વાળીને તેને બહુજ સાફ કીધું. તે છોકરી દરરોજ તે ડોસીનું ઘર વાળીને સાફ કરતી. ઘાસનાં તણખલાં અને જે ધુળ પવનથી ઉડીને ડોસીના ઘરમાં આવતાં હતાં તે તે નાની છોકરી જોઇ શકતી હતી, અને તેમને જોવામાં તેણીએ તેની આંખનો ઉપયોગ કર્યો, કેમકે પેલી ડોસીની આંખે ઘડપણને લીધે ઓછું દેખાતું હતું. આમ તે નાની છોકરીએ તેની આંખમાંથી કંઇક ભાગ તે ઘરડી ડોસીને આપ્યો. વળી તે ઉપરાંત તેણીએ ઘરને વાળી સાફ કરવામાં સાવરણી હાથથી પકડવામાં તેના હાથોનો પણ કંઇક હિસ્સો તે ડોસીને આપ્યો. એ સર્વ ઉપરાંત તેણીએ દોડતાં દોડતાં ડોસીના ઝુંપડા તરફ જવામાં તેના ઉતાવળથી દોડવા સારૂ આપેલા પગોનો પણ ઉપયોગ કર્યો હતો.

૪. હા, પરમેશ્વરે આપણને જે જે કૃપાદાનો આપ્યાં છે તેનો જો આપણે વિચાર કરીએ, તેમજ તે બદલ તેનો ઉપકાર માનવા ઇચ્છીએ તો આપણે હમેશાં કોઇને મદદ કરવાની તક શોધ્યા કરવી, અને જ્યારે આપણને તેમ કરવાનો પ્રસંગ મળે ત્યારે તેમ કરવા ચુકવું નહિ. જો આપણે કોઇ છોકરાને નિશાળે લાવવામાં, કે કોઈ નાના ભાઇ કે નાની બેનની સંભાળ લેવામાં, કે ઘરના કામમાં માને મદદ કરી શકીએ અથવા કોઇ આંધળાને થોડું પાણી આપી શકીએ તો નક્કી જાણો કે જે આંખો, મજબુત હાથ અને જલદી દોડવા સારૂ પગો આદિ જે

કૃપાદાનો દેવ આપણા સ્વર્ગીય પિતાએ આપણને આપ્યાં છે તેમને માટે આપણે તેનો ઉપકાર માનીએ છીએ.

**પ્રશ્નો.**

1. જ્યારે પેલા પરદેશીઓ નગરમાંના તળાવ પર પાણી લેવા ગયા ત્યારે પેલા નિર્દય માણસે તેમને કેમ રોકયા ?
2. પેલી નાની છોડીએ પોતાની આંખોમાંથી કંઈક હિસ્સો તે વૃદ્ધ ડોસીમાને કેવી રીતે આપ્યો ?
3. પરમેશ્વરે આપણને આપેલાં કૃપાદાનો બીજાંને મદદ કરવામાં શા માટે વાપરવાં જોઈએ ?

---

## ૪૧. બીજાઓ વિષે વિચાર કરવાથી આપણા આકાશવાસી બાપને રાજી કરવા વિષે.

હેતુ: બીજાઓના કલ્યાણ માટે વિચાર કરવો તે આપણા આકાશવાસી પિતાને ખુશી કરવાની એક રીત છે, એ બતાવવાનો.

**શાસ્ત્રભાગ :** લુક ૬ ; ૩૫ : ૧ કરીં. ૧૩ ; ૪ : યાકુ. ૨ ; ૮.

**મુખકલમ :** ૧ યોહા. ૩ ; ૧૧. "આપણે એક બીજા ઉપર પ્રેમ રાખવો જોઇએ."

**વાર્તા.**

૧. એક નાની છોકરીએ તેના નાના હાથ વડે એક ગરીબ ડોસીનું ઘર દરરોજ વાળીને સાફ કરવામાં તેના હાથોમાંથી કંઇક હિસ્સો તે ડોસીમાને આપ્યો તે વિષે આપણી ગઇ વાર્તા હતી. આજે એક જ્ઞાની માણસે, પરમેશ્વરે તેને જ્ઞાનરૂપી જે કૃપાદાન આપ્યું હતું તે બીજાઓને મદદ કરવામાં વાપર્યું અને એમ કરવાથી તેણે પરમેશ્વરનો તેની કૃપાને માટે ઉપકાર માન્યો તે વિષે તમને કહીશ. બીજાઓના કલ્યાણ વિષે વિચાર કરવો તે પરમેશ્વરને રાજી કરવાનો સર્વોત્તમ માર્ગ છે.

૨. જો તમે રાતના વખતે ગમે તેવા સારા રસ્તા પર મુસાફરી કરો તો સાથે ફાનસ લીધા વગર તમારાથી દિવસના જેવી ઝડપથી મુસાફરી કરી શકાશે નહિ.

અને જો તમારે અંધારામાં પુષ્કળ ખાડાટેકરાવાળા ખરાબ રસ્તા પર જવાનું હોય તો તમારે બહુજ ધીમે ધીમે જવું પડે.

૩. એક મુસાફર કોઇએક કસ્બામાં કંઇ અગત્યના કામ સારૂ ગયો હતો ત્યાંથી પરવારીને પોતાને ગામ જવા બપોર પછી નીકળ્યો. તેણે સાંજ પડતાં પહેલાં ઘેર જવા માટે નીકળવાનો ઠરાવ કીધો હતો, પણ તેને કામમાં એટલું બધું રોકાવું પડયું કે છેક ભાણુ બુડતી વખતેજ તે નીકળી શકયો.

રસ્તામાં ઘણા ખાડા હતા તેમજ પત્થર પણ ઘણા હતા માટે તે મુસાફરને ધીમે ધીમેજ ચાલવું પડયું. જેમ જેમ અંધારૂં થતું ગયું તેમ તેમ તેને બહુજ ધીમે ધીમે ચાલવું પડયું. તે રાતે ચંદ્ર બિલકુલ ઉગ્યો નહોતો, અને તેથી તેને રસ્તામાં વધારે મુશ્કેલી નડી, તો પણ તેણે તો આગળ ચાલવાજ માંડયું. થોડીવાર પછી અંધારાને લીધે તે રસ્તો ચુકી ગયો અને જંગલમાં તેને આમતેમ આથડવું પડયું.

પછી એકાએક વિજળીનો ચમકારો થયો અને તેથી મુસાફરને ખબર પડી કે પોતે બહુ જોખમવાળી જગ્યાએ આવી લાગ્યો હતો, કે જ્યાં આગળ સલાટોએ પત્થરો કાઢવા સારૂ જમીનમાં બહુજ ઉંડી એક મોટી ખાઇ કરી હતી, અને જો તે મુસાફરે એકજ પગલું આગળ ભર્યું હોય તો બહુ ઉંડા કુવા કરતાં ઉંડી બેખડમાં પડી ગયો હોત. વિજળીના ચમકારાને લીધે તે તે જગ્યા જોઇ શકયો. પછી તે ત્યાં આગળ જરા થોભ્યો ને બહુજ સંભાળ રાખીને ધીમે ધીમે પાછો રસ્તા પર ગયો, ને મધરાતે ઘેર પહોંચ્યો.

સ્વર્ગીય પિતા પરમેશ્વરે વિજળીદ્વારા તેને તે મોટી ખાઇ બતાવી માટે તે મુસાફરે પરમેશ્વરનો બહુજ આભાર માન્યો અને જે દયા તેના તરફ બતાવવામાં આવી હતી તે માટે કૃતજ્ઞ થવાની તેની બહુજ ઇચ્છા હતી. તેણે બહુ ઉંડો વિચાર કરીને કહ્યું, "તે રસ્તે આવતા જતા મારા જેવા બીજા મુસાફરો તે ખાડામાં પડતાં અટકે એવું કંઇક મારે કરવું જોઇએ." ઘણો વિચાર કર્યા પછી તેણે તે ગામના ખ્રીસ્તી દેવળના બુરૂજ ઉપર એક ઘંટ ટાંગ્યો અને તે ઘંટ દર રાત્રે વગાડવાને એક માણસને પગાર ઠરાવીને રાખ્યો એ માટે કે મુસાફરો તે ઘંટ સાંભળે અને ઘંટનો અવાજ સાંભળવાથી ગામ કયાં છે તે જાણી શકે, અને આમ જે જગ્યાએ સલાટોએ પત્થર કાઢીને એક મોટી ખાઈ કરી હતી તે તરફ રખડતાં ને પડતાં તેઓ બચી જાય ને ખરે રસ્તે ગામમાં આવી શકે.

આમાં તમારી નજરે ત્રણ બાબતો આવશે.

પ્રથમ, તો તે મુસાફર મોતથી બચી જવા પામ્યો. બ
પરમેશ્વરે તેને સહિસલામત રાખ્યો માટે તેણે તેનો ઉપકાર મ
ત્રીજું, તે આભાર પ્રદર્શિત કરવા માટે તેણે બીજાને તે જોખમ
બચાવવાનો વિચાર કર્યો. બીજાઓના વિષે વિચાર કરવાથી
પરમેશ્વરનો ઉપકાર માન્યો.

૪. પરમેશ્વર આપણા આકાશવાસી બાપનાં આપેલાં કૃપા
જેવાં કે તંદુરસ્તી, હાથ, પગ અને આંખોનો બદલો બીજાઓ
વિચાર કરવાથી કેવી રીતે વાળી શકીએ? તેમના વિષે વિચાર ક
તેમજ તેમની મદદ કરવામાં તે કૃપાદાનોનો ઉપયોગ કરવાથી.

**દાખલો ૧ લો.** કોઇએક નાનો છોકરો એક વખત રસ્તે
હતો. પરમેશ્વરે આપેલી આંખોનો તે ઉપયોગ કરતો હતો. તેણે રસ
એક મોટો પત્થર પડેલો દીઠો. આ પત્થર એક ગાડામાંથી પડી
હતો. પછી તેણે પરમેશ્વરે આપેલી વિચારશક્તિનો ઉપયોગ
માંડયો. તે જાણતો હતો કે જો કોઇ માણસ તે રસ્તે થઇને બાઇ
પર બેસીને જાય તો અજાણતાં એકદમ તેનું પૈડું તે મોટા પત્થ
ફરી વળે ને તેથી બાઇસીકલ ભાંગી જાય ને તે ઉપર બેઠેલો માણ
જાય એટલુંજ નહિ પણ તેને ઇજા થયા વગર રહે નહિ. તે પત્
મોટો ને છોકરો તો નાનો હતો તોપણ તેણે કહ્યું, "વાપરવા 
પરમેશ્વરે મને બે હાથ આપ્યા છે," એમ કહીને તેણે તે મોટા પ
ગબડાવ્યો ને ધકેલવા લાગ્યો. એમ કરતાં કરતાં તે પત્થરને
રસ્તાની એક કોરે ગબડાવી મૂકયો.

**દાખલો ૨ જો.** બીજો એક છોકરો જંગલમાંથી ઘેર આ
હતો, અને તે આવતો હતો ત્યારે તેણે રસ્તાપર ગામના એક
માણસની ગાય જોઇ. તે ગાય ગામથી ઘણે દૂર જંગલમાં આ
ભટકયા કરતી હતી. છોકરાને ખબર હતી કે તે ભમતી ગાયને
બહુ મુશ્કેલ છે. જો તે તેને પકડે નહિ તો ગાય બહુ દૂર નીકળી
ને તેથી તે બિચારા ગરીબ માણસને બહુ નુકશાન થશે, કેમકે તે

એકની એકજ ગાય હતી માટે તે છોકરો તે ગાયની પાછળ દોડવા મંડયો, અને કાંટા તથા પત્થરોમાં થઇને દોડીને આખરે તે ગાયને પકડી પાડી ને પછી તે ગરીબ માણસ પાસે લઈ ગયો. બીજાઓના ભલા માટે વિચાર કરવાની તથા મદદ કરવાની આ ઉત્તમ રીત હતી.

અને આપણો આકાશવાસી પિતા પરમેશ્વર આપણા પોતાનાજ હિતને માટે આપણને મજબુત અને તંદુરસ્ત કરતો નથી, તેમજ પગ, હાથ, આંખ અને કાન આપણે પોતાનેજ રાજી રાખીએ માટે આપતો નથી. જે સારાં દાનો તે આપણને આપે છે તેને માટે જો આપણે તેને રાજી રાખવા તથા તેનો ઉપકાર માનવા ઇચ્છતા હોઇએ તો તેણે આપણને આપેલાં દાનોનો લાભ બીજાઓને આપવાની તકનો હમેશાં ઉપયોગ કરીએ તેમજ બીજાઓ વિષે વિચાર પણ કરીએ.

**પ્રશ્નો.**

૧. મુસાફર ખાઈમાં પડવાથી બચી જવા પામ્યો તે માટે તેણે કેવી રીતે આભાર માની બતાવ્યો ?
૨. રસ્તા પર આવતા જતા લોકોનો તે છોકરે કેવી રીતે વિચાર કર્યો ?
૩. ગરીબ માણસની રખડતી ગાયને પાસે પાછી ઘેર લઈ જવામાં તે બીજે છોકરે કયું સારૂં કામ કર્યું ?

---

## ૪૨. આપણા ઘરનાં માણસો વિષે વિચાર કરવાથી આપણા આકાશવાસી બાપને રાજી કરી શકીએ છીએ તે વિષે.

**હેતુ :** આપણાં માબાપના હુકમને આધીન રહેવામાં, ને તેમનું સન્માન કરવામાં દેવનાં આપેલાં બધાં કૃપાદાનોનો આપણે જ્યારે ઉપયોગ કરીએ છીએ ત્યારે આપણાં તે કામોથી દેવ સંતુષ્ટ થાય છે તે વિચાર છોકરાંનાં મન પર ઠસાવવાનો.

**શાસ્ત્રભાગ :** દ૰ર્શા. ૧૦ ; ૧ : ૨૩ ; ૨૪, ૨૫.

**મુખકલમ :** ૧ યોહા. ૩ ; ૧૧. "આપણે એક બીજા પર પ્રેમ રાખવો જોઈએ."

**વાર્તા.**

૧. ગઇ વાર્તામાં આપણે બે છોકરાઓએ પરમેશ્વરનાં આપેલાં બે દાનો એટલે આંખ તથા મનનો સારો ઉપયોગ કર્યો એટલે એક છોકરાએ રસ્તે આવતા જતા લોકોને મદદ કરી, અને બીજાએ ગામના એક

ગરીબ માણસને મદદ કરી તેમના વિષે શીખી ગયાં, અ
આ બે છોકરાઓને દેવે જે સારાં દાન આપ્યાં હતાં તેમનો
ઉપયોગ કરવાથી તેઓ પરમેશ્વરનો ઉપકાર માની શક્યા તેમજ
પણ રાખી શક્યા.

૨. રસ્તે આવતા જતા લોકોનો તથા જે ગરીબ માણ
ભટકતી હતી તેનો વિચાર કરવામાં તે બે છોકરાઓએ સારૂં
પરમેશ્વરને રાજી રાખવા સારૂ ને તેણે આપેલાં સારાં દાનનો
કરવા સારૂ આપણે બીજા કોના વિષે વારંવાર વિચાર કરવો
તેઓ તો આપણા ગામ કે શેરામાંજ રહે છે. જે ઘરમાં આપ
છીએ તેમાં પણ તેઓ રહે છે, અને તેઓ તો આપણાં માબા

પણ માબાપને રાજી રાખવા માટે આપણે આપણી અ
આપણા હાથ અને મન તથા પગો શી રીતે વાપરી શકી
ત્યારે, સાંભળો.

૩. **દાખલો ૧ લો.** એક બાપે તેના દીકરાને પોતા
બે માઇલ પર આવેલા બીજા ગામની નિશાળે મોકલવાનો
કર્યો. કોઇ કોઇ વખતે નિશાળે એકલોજ જતાં તે છોકરો
પ્રકાશતા સૂર્યને નીહાળતો. વળી બીજાં છોકરાંને રમવા જ
અને તેમને રમતાં જોઇને તેમની સાથે જવાનું તેને પણ મન થઇ
તે વારંવાર મનમાં બોલતો, "મારે આજે નિશાળે શા માટે જવું
આજે પુસ્તકો વાંચવાનું મારૂં મન નથી. હું બીજા છોકરાએ
જંગલમાં આમતેમ દોડી જઇને રમવા તથા નદીમાં તરવા
આજનો દહાડો તો હું નિશાળે જવાનું માંડી વાળીશ. મા
તેની કંઇજ ખબર પડવાની નથી. શિક્ષક એમ જાણશે કે
દુખતું હશે અથવા બાપની સાથે ક્યાંક ગયો હોઇશ." પછી
પણ વિચાર કરતો હતો, " આજનો દહાડો તો હું રમવામાંજ ગ
પણ મારા બાપની ઇચ્છા તો એવી છે કે મારે નિશાળેજ
મારે મારા બાપની આજ્ઞાને આધીન થવું જોઇએ, જો કે મારે
કંઇ બીજું કરવાની હોય, તો પણ મારા બાપની ઇચ્છા પ્રમાણે

જોઇએ." માટે તેણે દરરોજ નિશાળે જવાનું ચાલુ રાખ્યું અને તેના બાપને છેતર્યો નહિ.

તે છોકરે તેના બાપની લાગણીનો વિચાર કર્યો અને તેને દેવ તરફથી અપાએલાં કૃપાદાનો એટલે મન, હાથ, પગ, કાન અને આંખને પોતાના બાપને ખુશી કરવાના સદ્ઉપયોગમાં લીધાં, અને હું ધારૂં છું કે જ્યારે પરમેશ્વરે જોયું કે તે છોકરે પોતાની ઇચ્છા પ્રમાણે તો નહિ પણ તેના બાપની ઈચ્છા પૂર્ણ કરી ત્યારે પ્રભુ તેના પર બહુ પ્રસન્ન થયો; હા, તેના બાપનો વિચાર કરવાથી તે છોકરો પરમેશ્વરને રાજી રાખી શક્યો.

**દાખલો ૨ જો.** એક એવી છોકરી હતી કે જેના તરફ જોઇને તેની મા હમેશાં ખુશી થતી. શા માટે? શું તે છોકરીના બધા વાળ છુટા ને ગુંચવાયલા હતા? શું તેની ઘાઘરી ફાટેલી હતી? અથવા શું તે આખો દિવસ બહાર રમવા દોડી જતી હતી? ના, જે છોકરી મેલી હોય, અને જેનાં બધાં કપડાં ફાટી ગએલાં હોય અને જે આખો દિવસ બહાર રમવા દોડી જતી હોય તો શું એવી છોકરીને જોઇને તેની મા કદી પણ ખુશી થાય ખરી કે?

ના, જે છોકરી વિષે હું તમને કહું છું તે ગંદી કે બેદરકાર નહોતી. જ્યારે તેની મા રાંધતી હોય ત્યારે તે બહુ ધ્યાનથી બધું જોતી ને લક્ષમાં રાખતી. તે ઘણીવાર પોતાની માને થાકી જતી જોતી. માને થોડો વિસામો મળી શકે માટે તે કેટલીક વખત પોતે રાંધવાનું કામ કરતી. તે સવારમાં વહેલી ઉઠીને માના ઉઠ્યા પહેલાં તો કુવે પાણી ભરવા જતી અને માથે બેડાં ઉપાડીને ઘેર લાવતી. વળી તે ઉપરાંત તે શિવણકામ પણ શીખી હતી, અને તે સારી રીતે શીખતાં તેને ઘણો વખત લાગ્યો હતો, પણ ધીમે ધીમે તે ઘણીજ સારી રીતે સિવતાં શીખી શકી, અને જ્યારે જ્યારે તેની ચોળી કે બદીઆન કે ઘાઘરી ફાટી જતી ત્યારે ત્યારે તે ઘણીજ સારી રીતે તેમને સમારતી હતી. વળી તે પોતાના નાના ભાઈની પણ બહુજ સંભાળ કરતી. તેની મા જાણતી હતી કે તે છોકરી તેના નાના ભાઇને ચુલા પાસે અને કુવા પાસે કદી જવા દેતી ન હતી.

તે છોકરીએ તેને દેવ પાસેથી મળેલાં કૃપાદાનોનો ઉપયોગ ે રાજી કરવા તો નહિ પણ પોતાની માને રાજી કરવા તથા તેને મદદ માટે વાપર્યાં હતાં, અને તેની મા એવી છોકરીને જોઇને હમેશાં થાય તેમાં શી નવાઇ ?

૪. અને જેમ તે છોકરીને જોઇને તેની મા રાજી થતી પરમેશ્વર પણ રાજી થતો, કારણ કે તે સ્વાર્થી નહોતી, પણ તેની રાજી કરવા તથા તેને મદદ કરવા પ્રયત્ન કરતી.

**પ્રશ્નો.**

૧. છોકરે પોતાના બાપને કેવી રીતે રાજી કર્યો ?
૨. છોકરી કેવી રીતે માને રાજી રાખી શકી ?
૩. શા માટે પરમેશ્વર તે છોકરા તથા છોકરીથી રાજી થયો ?

---

## ૪૩. પરમેશ્વર આપણા આકાશવાસી પિતાએ જે પ્રા બનાવ્યાં છે તેમની ઉપર દયા રાખવાથી આપણે તેને રાજી ક છીએ તે વિષે.

હેતુ : આપણે પ્રાણીઓ ઉપર દયા રાખવી જોઇએ એવી પરમેશ્વરની ઇચ્છ વિચાર વર્ગને કહી બતાવવાનો.

**શાસ્ત્રભાગ :** અયૂબ ૧૨ ; ૭-૧૦. દષ્ટાં. ૬ ; ૬-૧૧ : ૩૦ ; ૨૪-૨૮.

**મુખકલમ :** પુન. ૨૫ ; ૪. “ પારે ફરતા બળદના મ્હો પર તું શીંકી ન

**વાર્તા.**

૧. જેઓ આપણાં ઘરમાં વસે છે, તથા જેઓ આપણા છે તેઓનું ભલું કરવાનો વિચાર કરવાથી તથા તેમને મદદ ક આપણે કેવી રીતે પરમેશ્વરને રાજી રાખી શકીએ છીએ તે ર પાઠમાં શીખી ગયાં.

૨. ઘરમાં તથા ઘર બહાર આપણા કેટલા બધા ચોપગા છે તે વિષે તમે કદી વિચાર કર્યો છે ?

૩. જો મારો કોઇ મિત્ર મારા પર મમતા રાખતો હોય કે સેવા બજાવતો હોય તો હું તેને કંઇ નુકશાન કરૂં ખરો કે ?

**દાખલો ૧ લો.** કોઇએક શ્રીમંત જમીનદાર પાસે ઘણા ઘોડા હતા. ઘોડા બહુ સુંદર તેમજ બહુ મજબુત અને રૂષ્ટપુષ્ટ હતા. જમીનદાર તેમને પોતાની ગાડીએ જોડતો અને તેઓ બહુ જલદીથી દોડતા. તમે જાણો છો કે ઘોડાઓ એકબીજા સાથે માહોમાંહે વાતચિત કરી શકે છે? હા, તેઓ વાત કરી શકે છે ખરા, પણ તેઓ શું કહે છે તે આપણે સમજી શકતાં નથી.

એક રાતે જમીનદારને સ્વપ્ન આવ્યું. તેને એમ લાગ્યું કે તેની પાસે તેના બે ઘોડા ઉભા રહીને એક બીજાની જોડે વાત કરતા હતા, અને તે તેમની વાત સમજી શકતો હતો. તેઓ નીચે મુજબ વાત કરતા હતા.

ધોળા ઘોડાએ ભુરા ઘોડાને કહ્યું: "શું તને એમ લાગે છે કે આપણો શેઠ જમીનદાર આપણી કંઇ દરકાર કરે છે."

ભુરાએ કહ્યું, "હા, તેણે આપણી સંભાળ લેવીજ જોઇએ, કેમકે તે આપણે માટે સેંકડો રૂપીઆ ખરચે છે."

ધોળાએ કહ્યું, "વારૂ, જો તે આપણી ચિંતા કરતો હોય તો એમ કેમ કે ઘણુંખરૂં અઠવાડીઆંથી મને તો જરા પણ મીઠું મળતું નથી, અને વળી કોણ જાણે કેમ ચણા પણ અડધા કાચા પાકા આપવામાં આવતા હશે?"

પછી જમીનદાર જાગી ઉઠયો, પણ રાતે થએલું સ્વપ્ન તે વિસરી ગયો નહોતો. તેણે કહ્યું, "હું મારા ઘોડાને માટે મીઠું આપું છું, તેમજ તેમના ચણા બાફવા સારૂ પુષ્કળ લાકડાં પણ આપું છું, પરંતુ વાંક મારો પોતાનોજ છે કે હું તેમને મીઠું કે સારી રીતે બાફેલા ચણા મળે છે કે નહિ તેની જાતે તપાસ કરતો નથી. તેઓ મારી સેવા સારી રીતે કરે છે, માટે મારે તેમના કલ્યાણની કાળજી હરદમ રાખવી જોઇએ." તે દિવસથી તે કાળજી કરવા લાગ્યો.

**દાખલો ૨ જો.** હું તમને એક બીજા માણસના સ્વપ્ન વિષે કહું કે? તે માણસ તો એક ગાડાવાળો હતો. ગાડું ખેંચવા માટે તેની પાસે બે બળદ હતા. એક રાતે ગાડાવાળાને બહુ ભયંકર સ્વપ્ન આવ્યું. તેને એમ લાગ્યું કે જાણે તે એક મોટી ઉંડી રેતાળ ખાઇમાં હતો, ને તેના પગ રેતીમાં કળી ગયા હતા તેથી તે ત્યાંજ ચોંટી રહ્યો હતો.

પછી તેને એમ લાગ્યું કે જાણે કોઇએ આવીને તેના માથા પર બહુ ભારે વજન મુકયું, અને તે આવનારે તેને આગળ જવાનું કહ્યું. તેણે પ્રયત્ન કર્યો. તેને લાગ્યું કે વજન બહુજ ભારે છે અને જો તેમાંથી અડધો બોજ કાઢી નાખવામાં આવે તો કદાચ તેનાથી આગળ ચાલી શકાય. પછી તો તે માણસ તેનો હાથ પકડીને તેને અમળાવવા લાગ્યો, તેમજ ચાબુકના ફટકા તેને ક્રુર રીતે મારવા લાગ્યો. અતિશય દુ:ખને લીધે તે કુદવા ને દોડવા મંડયો, અને એમ રેતીમાંથી તેનો પગ બહાર કાઢી શકયો ને બોજ લઇ જઇ શકયો, પણ તેને બહુ દુ:ખ વેઠવું પડયું હતું. પછી તે જાગ્યો.

પહેલાં તો જાગ્યા પછી તેને માલમ પડયું કે તેનું બહુ દુ:ખ તો માત્ર સ્વપ્નજ હતું અને તેને કોઇએ માર્યો નહોતો તેમજ કોઇએ તેનો હાથ પણ અમળાવ્યો નહોતો ને તેથી તો તે ખુશી થઇ ગયો.

પછી એકાએક તેને એક વિચાર આવ્યો. તેને યાદ આવ્યું કે ત્રણેક દિવસ ઉપર તે ગાડામાં પુષ્કળ દાણા ભરીને લઇ જતો હતો. થોડો રસ્તો સારો હતો, પણ બીજો કેટલોક ભાગ તો બહુજ ખરાબ હતો. પછી જ્યારે તે ખરાબ રસ્તા આગળ આવી લાગ્યો, ત્યારે તેણે બળદને માર્યા હતા, અને તેમને લાતો મારી હતી, તેમજ રેતીમાંથી ગાડું આગળ હાંકી જાય માટે તેમનાં પુછડાં ખુબ અમળાવી કાઢયાં હતાં, અને તેમના પ્રત્યે બહુ નિર્દયતાથી વર્ત્યો હતો. આ વાત યાદ આવતાં તે ગાડાવાળાને બહુ શરમ લાગી અને કહ્યું, "હું મારા બળદો તરફ કેટલી નિર્દયતા બતાવું છું તેનું મને હમણાં ભાન થાય છે. હવે પછી હું તેમની સાથે એવી રીતે વર્તીશ નહિ, પણ જ્યારે જ્યારે રસ્તો ખરાબ આવશે, ત્યારે ત્યારે હું બોજ હલકો કરીશ, એ માટે કે તેઓ સહેલાઇથી ગાડું ખેંચી શકે."

૪. પુરાતનકાળના લોકો કહેતા, "જે પોતાનાં ઢોર પ્રત્યે માયાળુ હોય છે તેને દયાળુ જાણો." અને તે વાત ખરી છે. જો કોઇ માણસ તેનો ઘોડો, બળદ, ઉંટ, ગધેડું કે તેના કુતરા પર દયા રાખતો ન હોય તો તેવો માણસ દેવની દયાને માટે આશા કેવી રીતે રાખી શકે?

ખરેખર દેવ જે પોતે દયાથી ભરપુર છે તે, જેઓ પ્રાણી પ્રત્યે નિર્દય હોય છે તેમને ધિક્કારે છે. પણ તેથી ઉલટું પ્રાણીઓ ઉપર દયા દેખાડવી એ દેવની દૃષ્ટિમાં બહુ સારૂં છે, અને તેને રાજી રાખવાની એ એક રીત છે. કારણ કે તેણે આપણને એ માટે ઉત્પન્ન કર્યા છે કે આપણે મુંગા પ્રાણી ઉપર દયા દેખાડીએ અને જો આપણે તેમના પર દયા રાખીએ તો આપણે તેમના ઉપર દયા દેખાડીએ છીએ એટલુંજ નહિ પણ એમ કરવાથી આપણે દેવને પણ રાજી રાખી શકીએ છીએ.

**પ્રશ્નો.**

૧. જમીનદારના ઘોડાને કેમ દુઃખ પડતુ હતું ?
૨. પોતાના સ્વપ્ન મારફતે પેલો ગાડાવાળો કયી શિખામણ પામ્યો ?
૩. મુંગાં પ્રાણી પ્રત્યે આપણે કેવી રીતે દયા દેખાડવી જોઈએ ?

---

## ૪૪. પક્ષીઓ તથા જીવજંતુઓ પર દયા રાખવાથી દેવ રાજી થાય છે એ વિષે.

હેતુ : જીવજંતુઓ તથા પક્ષીઓ તરફ નિર્દયપણે વર્તવું એ ખોટું છે, અને દેવને રાજી રાખવા માટે આપણે તેમના પર દયા રાખવી જોઇએ, એ છોકરાંને કહેવાનો.

**શાસ્ત્રભાગ :** અયૂબ ૧૨ ; ૭-૧૦. દૃષ્ટાં. ૬ ; ૬-૧૧ : ૩૦ ; ૨૪-૨૮.

**સુખકલમ :** પુન. ૨૫ ; ૪. "**પારે ફરતા બળદના મ્હો પર તું શીંકી ન બાંધ.**"

**વાર્તા.**

૧. આપણે બળદ તથા ઘોડા જેવાં પ્રાણી ઉપર દયા રાખવાથી આપણા આકાશવાસી પિતા પરમેશ્વરને રાજી કરી શકીએ છીએ એવું આપણે આગલા પાઠમાં શીખી ગયાં.

૨. પણ ઘોડા તથા બળદ કરતાં પણ નાનાં બીજાં જાનવરો છે ને તેઓ ઉપર પણ આપણે દયા રાખવી જોઇએ.

૩. **દાખલો ૧ લો.** દૂર જંગલમાં એક જાતનું ઝાડ થાય છે, ને તે મોટું થાય છે. તે ઝાડ ઉપર પોપટની એક જોડ રહેતી હતી. તેઓ ઝડપથી આમથી તેમ ચારે બાજુએ ઉડતાં હતાં ને બહુ સુખી હતાં, ને દરરાતે તેઓ આ મોટા ઝાડ પર પાછાં આવતાં. ત્યાર પછી તેઓએ

ત્યાં એક માળો બાંધ્યો, પછી મેનાએ તેમાં ઇંડાં મૂકયાં, તે તેમનું બહુ જતન કરતી, અને પછી ધીમે ધીમે તેમાં થોડા લીલા પોપટ થયા.

હવે તે જંગલમાં એક શિકારી હતો. તેણે પેલા મોટા ઝાડ પરનો માળો દીઠો. પછી એક દિવસે જેવાં તે નાનાં બચ્ચાં ઉડવા જતાં હતાં તે વખતે તે ગયો ને જંગલમાં જાળ પાથરીને પાસ બાંધ્યા, અને થોડાંક બી તથા ફળ જમીનપર પાથરેલી જાળ નીચે નાખ્યાં.

નાનાં બચ્ચાં અજ્ઞાન તેમજ ભોળાં હતાં, અને જ્યારે તેમણે જમીનપર ફળ તથા બી જોયાં ત્યારે તેઓ નીચે ઉડી આવ્યાં ને ટપોટપ વિણવા મંડી ગયાં અને આમ તે જાળમાં સપડાઇ ગયાં. પછી પારધી તેમને પકડીને લઇ ગયો. પછી તેણે તેમને નાના પાંજરામાં ઘાલ્યાં ને ગામમાં લાવીને તેમને વેચ્યાં.

જે લોકોએ તે નાના પીંજરામાંના પોપટને વેચાતા લીધા, તેઓ તેમની સાથે નિર્દયપણે વર્તવા માગતા હતા એમ ધારવું નહિ, પણ તેમણે તે પોપટને પાળ્યા ને તેમને ફરી કદી પવનની થંડી લહેરોમાં ઉડવા દીધા નહિ. કોઇ કોઇ વખત તેઓ તેમને ખાવા આપવાનું ને વખતોવખત પાણી પણ આપવાનું ભુલી જતા.

હવે, પોપટને ઝડપથી ઉડવા માટે કોણે લાંબી લાંબી પાંખો આપી હશે? પરમેશ્વરે? હા. તે બધાં તેનાં પક્ષી છે. હવે જો આપણે તેનાં પક્ષી તરફ માયા બતાવીએ નહિ, ને તેમને નાનાં પાંજરાંમાં પુરી મુકીએ ને તેમને ખાવા તથા પાણી આપવા વિસરી જઇએ, તો આપણે પરમેશ્વરને માન આપીએ છીએ એમ કહી શકાય? ના, પરમેશ્વરનાં બનાવેલાં પક્ષીઓને ઇજા કરવાથી આપણે તેનું અપમાન કરીએ છીએ.

વારુ ત્યારે, યાદ રાખજો કે આપણે તથા બીજા જે લોકો પોતાનાં ઘરોમાં, પોપટ તથા બીજા જે પક્ષીઓને પાંજરામાં પુરી રાખે છે તેમણે તેમના પર દયા દેખાડવી ને એમ કરવાથી પરમેશ્વરને રાજી રાખી શકાય.

**દાખલો ૨ જો.** બે નાના છોકરા જંગલમાં આમતેમ આથડતા હતા. સૂર્ય ઘણો પ્રકાશતો હતો, અને છોકરાઓ બહુ સુખી હતા. એકાએક ગણુ-ણુ-ણ અવાજ સાંભળ્યો અને એક સુવર્ણરંગી આખે શરીરે

લીલારંગનું એક સુંદર પતંગીઉં પાસે થઇને ઉડતું તેઓએ દીઠું. છોકરાઓ બૂમ પાડી ઉઠયા 'આહા! કેવું સુંદર પતંગીઉં.' એકે કહ્યું 'ચાલો આપણે તેની પુઠે પડીને તેને પકડીએ, અને જ્યારે તે ફરી મારી પાસે થઇને ઉડશે, તેવોજ હું તેને મારી ધોતી મારીશ, પછી આપણે દોરીના કકડાવડે તેને બાંધીશું, એટલે તે ફરી ઉડી શકશે નહિ, પછી તો આપણે તેના બધા સુંદર રંગ બહુ સારી રીતે જોઇ શકીશું, ને તેને આમતેમ હિચકાવીશું, અને તેનો ગણ–ણ–ણ અવાજ સાંભળીશું.

પણ પેલે બીજે છોકરે કહ્યું, "ના, આપણે પતંગીઆને પકડવું જોઇએ નહિ. જો તું તેને ધોતીથી મારે તો તેને ઇજા થશે અને જો તું તેને દોરીથી બાંધે અને તેને આમતેમ હિચકાવે તો તેથી તેને બહુજ દુઃખ થાય અને તે થોડીજ વારમાં મરી જાય."

હવે છોકરા તથા છોકરીઓ, તમે કોઇ વખતે સુવર્ણરંગી પતંગીઉ કે બીજી જાતનાં પતંગીઆં પકડતાં હશો અને તેમને દોરીથી બાંધીને આમતેમ હિંચકાવીને 'ગણ–ણ–ણ' અવાજ કરાવતાં હશો.

તમે બીજી વાર તેમ કરો તે અગાઉ હું તમને એક વાત યાદ રાખવાનું કહું છું. આ સુંદર પતંગીઆં કોણે બનાવ્યાં? અને જ્યારે તેઓ સુખી હોય ત્યારે 'ગણ–ણ–ણ' અવાજ કરીને તડકામાં આમ તેમ ઉડતાં કોણે શિખવ્યું હશે? હા, જેમ બધાં પક્ષીઓ દેવનાં પક્ષીઓ છે તેમ બધાં પતંગીઆં પણ દેવનાં પતંગીઆં છે.

૪. પરમેશ્વરનાં પતંગીઆંને ઇજા કરવાથી તમે તેને રાજી કરી શકો શું? ના, પણ જ્યારે તેમને આમતેમ ઉડતાં જુઓ ત્યારે એમ બોલો કે, "જુઓ, પેલું નાનું સોનેરી પતંગીઉં કેવું સુંદર છે, ને તે કેટલું સુખી છે, હું તેને ઇજા કરીશ નહિ. પરમેશ્વર તેના ઉપર હેત રાખે છે, અને હું પણ તેના પર દયા રાખું એવું દેવ ઇચ્છે છે. તેને રાજી રાખવા તથા તેને માન આપવા હું જરૂર તેનાં બનાવેલાં નાનાં પ્રાણીઓ ઉપર દયા રાખીશજ."

**પ્રશ્નો.**

૧. **કેમ જંગલમાં પોપટ સુખી હતા?**
૨. **ઘરમાં તેઓ કેમ દુઃખી હતા?**
૩. **મારે પતંગીઆંને શા માટે દુઃખ દેવું નહિ?**

## ૪૫. વાર્તાપાઠો ૩૭-૪૪નું પુનરાવર્તન.

હેતુ : આ વાર્તા-પાઠોમાં ખાસ કરીને ચાર મુખ્ય વિચારો સમાએલા છે. પહેલો. પરમેશ્વરે મને પૈસા કરતાં વત્તાં સારાં દાન આપીને ધનવા છે. આંખ, મારાં આંગળાં વાપરવાની શક્તિ, અને જે બીજું બધું પાસે છે, તે સર્વ સારાં કૃપાદાન મારા સ્વર્ગીય પિતા ઈશ્વર આવેલાં છે.

બીજો વિચાર એ છે કે આ કૃપાદાનોની સાથે મારે માથે મારે જવા રહેલી છે. મારે આ દાનોનો માત્ર વાજબીજ ઉપયોગ કરવો અને એમ કરવાથી હું મારા સ્વર્ગીય પિતાને ખુશી રાખી શકું છું. ત્રીજો વિચાર એ છે કે મારે આ દાનોનો ઉપયોગ મારા પોતાના કરવાનો નથી, પણ બીજાઓને મદદ કરવામાં વાપરવાથી મારા વાસી બાપને હું રાજી રાખી શકું છું.

ચોથો વિચાર આ છે કે પરમેશ્વરે પેદા કીધેલાં નાનાં નાનાં પ્રાણીએ દયા રાખવાથી હું મારા આકાશવાસી બાપને રાજી રાખી શકું છું.

આ વિચારો કદાપિ નાનાં છોકરાંને માટે અઘરા માલમ પણ જો તેમનું લક્ષ વાર્તાઓ તરફ ખેંચી શકો તો વાર્તાઓ તેઓ આ વિચારોનું ગ્રહણ કર્યાં વિના રહેશેજ નહિ.

મુખકલમો ફરી બોલી જવી.

---

## ૪૬. ચુંટી કાઢેલી વાર્તાઓનું પુનરાવર્તન.

હેતુ: વાર્તાપાઠ ૨૪ જુઓ.

મુખકલમો ફરી બોલી જવી.

---

## ૪૭. મદ્યનિષેધક પાઠ.

### જે ઘરમાં આપણે રહીએ છીએ તેમાં ઘુસી આવવા શોધનાર સર્પ.

હેતુ: તાડી, દારૂ, અને બીજાં કેફી પીણાં ઝેરી સાપના જેટલાં નુકશાનક એટલુંજ માત્ર છોકરાંનાં મન પર ઠસાવવાનો.

શાસ્ત્રભાગ: દૃષ્ટાં. ૨૩ ; ૩૨.

મુખકલમ: દૃષ્ટાં. ૨૩ ; ૩૨. "આખરે તે સાપની પઠે કરડે છે ને પેઠે ડસે છે."

## વાર્તા.

૧. આપણે ગયા પાઠોમાં ઘોડા, હાથી, પક્ષીઓ, કીડીઓ, તથા બીજાં પ્રાણી અને જીવજંતુઓ વિષે શીખ્યા છીએ. તેમાંનાં કેટલાંક તો આપણને બહુ ગમે છે, અને કેટલાંકને તો આપણે આપણા મિત્રો કહીએ છીએ.

૨. પણ એક એવું પ્રાણી છે કે જેને આપણે કદી મિત્ર કહી શકતા નથી ને કહેવા માગતા પણ નથી. તે બહુ મોટું તથા બહુ બળવાન હોતું નથી, પણ આપણને ખબર છે કે તે એક ક્ષણમાં આપણને ઘણું નુકશાન પહોંચાડી શકે છે, અને કોઇ કોઇ વખતે તો એકજ બચકામાં આપણો જીવ લઇ શકે છે. તે શું હશે? તે લાંબું તથા પાતળું હોય છે, અને અજવાળી રાતે જો તે રસ્તાપર પડી રહ્યું હોય તો દોરડીના કકડા જેવું દેખાય છે. સાપ, ઝેરી સાપ? હા, તેજ.

૩. કોઇએક મોટા બંગલામાં એક નાનો છોકરો તેનાં માબાપ સાથે રહેતો હતો. બંગલાની ચારેબાજુ ખુલ્લી જમીન હતી. તે બંગલો જુનો હતો, અને કોઇ કોઇ ઠેકાણે ભીંતમાંથી ઈંટો નીકળી જવાને લીધે ભીંતમાં મોટા ખાડા પડયા હતા. તે વાડામાં એક મોટો નાગ રહેતો હતો. તેને કેટલાક લોકો 'નાગ દેવતા' કહેતા હતા, પણ તેના મ્હોમાં જીવલેણ ઝેર ભરેલું હતું.

બંગલામાં રહેનાર આ છોકરાને પેલો સાપ વારંવાર જોતો ને તેને ધ્યાનમાં રાખતો અને વિચારતો કે, "જો હું બંગલામાં જઇને આ નાના છોકરાને કરડું તો તે મરી જાય અને તેથી તેનાં માબાપ દુ:ખી થઇને આ ઘર મૂકીને જતાં રહે, પછી તે ખાલી પડશે એટલે હું તેમાં રહીશ. વળી તેમાં ઉંદર પણ જોઈએ તેટલા છે એટલે મને ઠીક ફાવશે, અને હું બહુ એશઆરામમાં રહી શકીશ."

અને તે વાડામાં એક નોળીઓ પણ રહેતો હતો. તમે જાણો છો કે નોળીઆને તથા સાપને બહુ વેર હોય છે ને જો તે સાપને જુએ તો તેની સાથે લડીને તેને મારી નાખે છે.

આ નોળીઆએ સાપનો પેલો વિચાર જાણી લીધો ને સાંજના વખતે તે બંગલે ગયો, ને પરસાળ પર આમતેમ ફરવા લાગ્યો. નોળીઆને જોઇને છોકરાએ ધાર્યું કે તે એક મોટો ઉંદર છે. પણ તેના બાપે કહ્યું કે એ તો નોળીઓ કહેવાય. અને જો સાપ ઘરમાં આવે તો તો નોળીઓ તેની સાથે લડે ને તેના બાર વગાડી દે. માટે છોકરો નોળીઆને જોઇને ખુશી થયો, અને તે ખાઇ શકે તેવી જગ્યાએ તેને ખાવા માટે છોકરાએ પોતાના ખાવામાંથી થોડું નીચે મૂક્યું.

પછી નોળીઆ શિવાય બીજાં બધાં નિદ્રાવશ થઇ ગયાં. તેણે અંધારામાં આમતેમ ચોકી કરવા માંડી. લગભગ મધરાતે તેણે ઘર બહાર રેતીમાં સાપના આવવાનો સુસવાટ કરતો અવાજ સાંભળ્યો. નોળીઓ જાણતો હતો કે સાપ પેલા નાના છોકરાને કરડવા આવતો હતો. માટે તે જે જગ્યાએ પેલો નાનો છોકરો સુતો હતો ત્યાં તેની ઓરડીમાં ગયો. તે છોકરાની ઓરડી પાસે ન્હાવાની એક કોટડી હતી, અને પાણી બહાર નીકળી જાય માટે તે ઓરડીમાં એક મોરી રાખી હતી. સાપ આ બધું બરાબર જાણતો હતો, અને બહારથી પેલી મોરીમાં પેઠો અને ત્યાં થઇને પેલો છોકરો જ્યાં સુતો હતો તે ઓરડીમાં જઇને તેને કરડવાનો વિચાર કર્યો. નોળીઆને પણ મોરીની બરાબર ખબર હતી, અને જ્યારે પેલો સાપ મોરીમાં થઇને માંહે પેઠો ત્યારે તેનો આવકાર કરવાને નોળીઓ આગળથીજ ત્યાં વાટ જોઇને બેઠેલો હતો.

અને જેવું તે સાપે કાણામાંથી માથું માંહે ઘાલ્યું કે તરતજ નોળીઓ તેને ભેટી પડયો ને તેને પકડી લીધો, અને જ્યારે નોળીઓ કંઇ દાંતથી પકડે છે ત્યારે તે તેને છોડતોજ નથી. સાપે આમતેમ માથું હલાવ્યું ને દીવાલ સાથે નોળીઆને ઘણીવાર પછાડયો, પણ નોળીએ તેને છોડયોજ નહિ. પછી સાપનું જોર કમી થવા લાગ્યું, ને થોડી વારમાં તો તે નિર્ગત થઇને મરી ગયો. આમ તે નોળીઆએ પેલા નાના છોકરાનો જીવ બચાવ્યો. તે છોકરાના માબાપે સાપ તથા નોળીઆ વચ્ચે જે ઝપાઝપી થતી હતી તેનો અવાજ સાંભળ્યો. તેઓ હાથમાં ફાનસ લઇને દોડતાં દોડતાં આવ્યાં. તેઓને માલમ પડયું કે છોકરો સહિસલામત છે. પછી તેઓએ સાપને જમીન પર મુએલો

દીઠો, ને નોળીઓ તેની પાસેજ ઉભેલો હતો. પછી બાપે કહ્યું "જો આ બહાદુર નોળીઆએ આપણા છોકરાનો જાન બચાવ્યો છે. કદાપિ સાપ છોકરાને કરડવા આવતો હશે; ઘરમાં સાપ કરતાં બીજો કોઇ મોટો દુશ્મન હોય નહિ."

૪. તાડીની દુકાને શું વેચાય છે? દારૂની દુકાને શું વેચવામાં આવે છે? વિલાયતી દારૂની દુકાને શું વેચાતું હશે? હવે હું તમને આ એક વાત કહું છું. જે સાપે તે બંગલાની કોટડીમાં પેસી જઇને નાના છોકરાને કરડવાનો પ્રયત્ન કર્યો તે કરતાં તાડી, દારૂ, અરક, જીન, બીર, અને બધાં કેફી પીણાં વધારે ઝેરી અને નુકશાનકારક છે; કેમકે આ ખરાબ પીણાં પુરૂષ કે સ્ત્રીના મનને વિષમય કરી નાખે છે. તેઓ સારા માણસને દુષ્ટ બનાવી દે છે, અને પતિવ્રતા સદ્‌ગુણી સ્ત્રીને બેશરમી ને નિર્લજ્જ સ્ત્રી કરી મૂકે છે. પ્રમાણિક માણસને ચોર કરે છે. દયાળુ માતાને નિર્દય બનાવે છે. સાપ આવીને તમને કરડે એવું તમે ચાહતા નથી, નહિ વારૂ? માટે યાદ રાખો કે આ ખરાબ પીણાં તમારાં મ્હોમાં કદી પેસે નહિ, કેમકે જેમ સાપ કરડવાથી તમારૂં શરીર નાશ પામે છે તેમ આ ખરાબ પીણાં તમારાં મનને કરડીને તેને ઝેરી બનાવી દેશે.

**પ્રશ્નો :**

૧. સાપે શું કરવાનો વિચાર કર્યો હતો?

૨. કેવી રીતે નોળીઆએ નાના છોકરાને બચાવ્યો?

૩. કયી રીતે કેફી દારૂ કે પીણાં સાપ કરતાં વત્તાં ઝેરી હોય છે?

# દ્વિતીય અર્ધ વર્ષ.

હેતુ: ઈસુ માણસોના દૈનિક જીવનમાં પ્રવેશ કરે છે તે, અને તેનું જીવન માયાળુપણા તથા મદદના ઉત્તમ નમુનાથી કેવું ભરેલું છે તે, તથા માણસો તેની ભક્તિ કરે એવા તેના આમંત્રણ વિષે કહેવાનો.

---

## હવે પછીની ૪૭ વાર્તાના વિભાગ:—

1. વાર્તા ૪૮--૭૧. ઇસુ ખ્રીસ્ત માણસોના ઘરમાં કેવી રીતે આવ્યો તે વિષે.
2. વાર્તા ૭૨–૯૩. મદદરૂપ સેવાથી ભરેલું જીવન, ઇસુ તથા તેના સગા યોહાનની વાર્તાઓ.
3. વાર્તા ૯૪. એક મદ્યનિષેધક વાર્તા.

---

## ૪૮. ઈશ્વરનું ઉત્તમોત્તમ દાન.

હેતુ: ઈશ્વર આપણી દૈહિક ગરજો કરતાં બીજી વત્તી સારી વાતોની આપણે માટે કાળજી કરે છે. અને આપણે તેની ઇચ્છા જાણી શકીએ માટે તેણે ઈસુ ખ્રીસ્તને આપણી મધ્યે મોકલ્યો એ બતાવવાનો.

**શાસ્ત્રભાગ:** લુક ૧; ૨૬-૩૨ : ૨ ; ૧-૨૦.

**મુખકલમ:** માત્થી ૧ ; ૨૧. "તું તેનું નામ ઈસુ પાડશે; કેમકે જે પોતાના લોકોને તેઓનાં પાપથી તારશે તે એજ છે."

**વાર્તા.**

૧. આપણે અત્યાર સુધી જે વાર્તાઓ શીખ્યાં તેમાં આપણા આકાશવાસી પિતા પરમેશ્વરે આપણને જે કૃપાદાનો આપ્યાં છે, અને તે કેવળ આપણનેજ નહિ પણ પક્ષીઓ, પ્રાણીઓ તથા જીવજંતુઓને પણ તેજ કૃપાદાનો આપ્યાં છે તે વિષે વિચાર કર્યો.

૨. ધારો કે નામદાર મહારાજા સાહેબ આ નિશાળમાં આવીને તમને એમ કહે કે, "તમે જે માગો તે હું તમને આપીશ" તો તમે શું માગશો? ખોરાક? પૈસા? ઘરેણાં?

૩. **દાખલો ૧ લો.** એક દયાળુ રાજા હતો. તે દર સવારે પોતાના મહેલ આગળ આવીને જેટલા ભીખારી માગતા હતા તે બધાને તે અન્ન આપતો હતો. તે રાજા સારૂં કામ કરતો હતો, પણ તમે શું ધારો છો? અન્ન કરતાં બીજું કંઇ સારૂં કૃપાદાન લોકોને તે આપી શકે એમ નહોતું?

એક દિવસ ભીખ માગવા આવેલાઓમાંના એકને જોઇને આ સારા રાજાએ કહ્યું, "હું તેને અન્ન કરતાં વત્તું સારૂં દાન આપીશ. તે મારા મહેલમાં રહેશે ને તે મારા દીકરા જેવો થશે. અને હું તેનો બાપ થઇશ. હું તેની કાળજી કરીશ. હું તેના ઉપર પ્રીતિ રાખીશ."

હવે જ્યારે તે માયાળુ રાજાએ તે માણસ પર પ્રેમ રાખ્યો ત્યારે તે માણસને શું રાજાએ સર્વોત્તમ દાન આપ્યું નહોતું? જો રાજા તે માણસ ઉપર પ્રેમ રાખતો હતો તો તેને બધાં જોઇતાં વાનાં આપશેજ આપશે અને તે માણસ સુખી થશે અને તેને કદી બીક લાગશે નહિ.

હા, ખરી વાત, રાજા પાસે ઉત્તમમાં ઉત્તમ દાન તે તો પ્રેમ છે. જો તે તમને પોતાનો પ્રેમ આપે તો પ્રેમની સાથે બીજાં બધાં વાનાં પણ આપશે, અને આપણે કહી શકીએ છીએ કે આપણા આકાશવાસી પિતા પરમેશ્વરનું ઉત્તમ કૃપાદાન તે તો તેનો અલૌકિક પ્રેમ છે. તેનો આપણા પર પ્રેમ છે માટેજ તેણે આપણને આંખ, હાથ, પગ, તંદુરસ્તી અને અક્કલ બક્ષ્યાં છે.

**દાખલો ૨ જો.** પણ આપણે કેવી રીતે જાણી શકીએ કે દેવ આપણને ચાહે છે? હું તમને બીજા રાજા વિષે એક વાર્તા કહીશ.

કોઇ એક રાજા પોતાના હાથી ઉપર સવારી કરીને તેના શહેરના રસ્તા પર જતો હતો, એવામાં તેણે એક આંધળા ભીખારીને બજારના રસ્તા પર ભીખ માગતો બેઠેલો દીઠો. તુરતાતુરત તો રાજાને મહેલમાં કંઇ અગત્યના દરબારી કામસર જવાનું હતું માટે તે વખતે તો તેણે તે ભીખારીને કાંઇ કહ્યું નહિ. પણ સાંજે જ્યારે તે દરબારી કામથી પરવારી રહ્યો અને તેને થોડી ફુરસદ મળી ત્યારે તેને પેલો ભીખારી સાંભરી આવ્યો, અને પોતે કહેવા લાગ્યો, "હું તે ભીખારી પ્રત્યે મહેરબાની

દેખાડીશ." પછી તેણે શું કર્યું? તેણે તેના એક માણસને બોલાવીને તેને બજારમાં પેલા આંધળાને બોલાવવા મોકલ્યો. પછી બજારમાં ઘણે ઠેકાણે શોધ કર્યાં બાદ પેલો ભીખારી તેને મળી આવ્યો, તેણે તેને કહ્યું "રાજા તારા પર પોતાની કૃપાદષ્ટિ બતાવવા ચાહે છે, ઉઠ, મારી સાથે રાજાને મહેલે આવ."

પણ ભીખારીને બીક લાગતી હતી. તેણે રાજાના નોકરને કહ્યું "હું તો માત્ર એક આંધળો ભીક્ષુક છું. રાજા કદી મારા વિષે વિચાર કરેજ નહિ. વળી હું તને ઓળખતો પણ નથી. હું તો તારી સાથે નહિ આવું."

પછી આજુબાજુ એકઠા થએલા લોકોએ કહ્યું, "ઓ ભીખારી, આ તો રાજા તરફનો માણસ છે. તે સત્ય વાત બોલે છે. નિઃસંદેહ રાજાએ તને બોલાવ્યોજ હશે. ઉઠ, ને કંઇ પણ બીક રાખ્યા વિના તેની સાથે જા."

પણ હજુએ તે આંધળા ભીખારીને બીક લાગતી હતી. તેણે કહ્યું. "વળી રાજા મારા સંબંધી ચિંતા કરે ખરો કે! રાજાઓ એમ કરતા હોય એ વાત મારાથી તો મનાય એમ નથી. હું તો જવાનો નહિ," અને નોકરને ભીખારીને સાથે લીધા વગર રાજાને મહેલે એકલાજ પાછા ફરવું પડયું.

રાજાએ તેને પૂછયું કે, "ભીખારી કેમ આવ્યો નહિ?" હજુરી-આએ કહ્યું, "હે મહારાજા, તમે તેની ચિંતા કરતા હો એમ તેને લાગ્યું નહિ, ને તેને આપ નામદારની હજુરમાં આવતાં બીક લાગી."

રાજાએ થોડીવાર સુધી વિચાર કર્યો ને પછી પોતાના રાજકુંવરને બોલાવ્યો, ને તે આવ્યો ત્યારે તેને કહ્યું, "પ્રિય વત્સ, તું જા ને પેલા ભીખારીને તેડી લાવ. પછી રાજકુંવર ગયો અને તેણે તે આંધળા ભીક્ષુક આગળ ઉભા રહીને તેને કહ્યું, "ચાલ ઉઠ, રાજા તને તેડે છે ને તારાપર કૃપાદષ્ટિ બતાવવા ચાહે છે." તે ભીક્ષુકે ફરી કહ્યું, "આ સંદેશા પર વિશ્વાસ કરતાં મને બીક લાગે છે, એક મહાન રાજા એક આંધળા ભીક્ષુકની ચિંતા કેવી રીતે કરી શકે?"

અને રાજપુત્રે કહ્યું, "હું રાજાનો પુત્ર છું, અને તેના મનમાં શું છે તેથી હું અજ્ઞાત હોઇ શકું? હું તને કહું છું કે રાજા તારા ઉપર કૃપાદષ્ટિ કરવા ઇચ્છે છે, ને તે તને તેની પાસે તેડે છે."

પછી તે આંધળે વિશ્વાસ કીધો, કેમકે રાજાએ તેને તેડવા માટે પોતાના પુત્રને મોકલ્યો હતો. તે ઉઠીને તેની સાથે રાજમહેલે ગયો, ને મનમાં કંઇજ બીક રાખી નહિ, અને રાજાની મહેરબાનીનો ઘણોજ આભારસહિત સ્વીકાર કીધો.

૪. આપણે જાણીએ છીએ કે દેવ બાપે આપણા પર મહેરબાની દેખાડી છે. તેણે જુદે જુદે પ્રસંગે જુદા જુદા માણસોને ચુંટી કાઢીને તેમના મનમાં પોતાની ઇચ્છા પ્રમાણેનાં વચન બીજાઓની આગળ કહેવા મૂક્યાં, અને આવી રીતે માણસોને દેવે પોતાના એલચીઓ બનાવ્યા. આ એલચીઓ વિષે આગળ જતાં હું તમને ઘણી વાત કહીશ.

પરંતુ તેની મરજી સ્પષ્ટ જણાવવા સારૂ અને આપણને મદદ કરવા સારૂ દેવ આપણા આકાશવાસી પિતાએ આ જગતમાં તેના પુત્રને મોકલ્યો. તેનો પુત્ર માણસો મધ્યે આવી ગએલો છે. તેના પુત્રે આપણને કહી બતાવ્યું છે કે દેવની ઇચ્છા એવી છે કે આપણે બધાં આશીર્વાદિત થઇએ.

શી રીતે દેવનો દીકરો માણસો મધ્યે રહ્યો તે હું તમને હવે પછીની વાર્તાઓમાં કહીશ.

**પ્રશ્નો.**

1. **રાજા ઉત્તમમાં ઉત્તમ કયું દાન આપી શકે છે?**
2. **તે ભલો, માયાળુ રાજા એક આંધળા ભીખારી પર કૃપાદષ્ટિ બતાવવા ચહાતો હતો તે તેણે કેવી રીતે સાબિત કરી આપ્યું?**
3. **આપણા આકાશવાસી પિતાએ પોતાની આપણા પરની મહેરબાની વિષે શી રીતે જણાવ્યું છે?**

## ૪૯. દૂતોનું ગીત.

**હેતુ:** ઇસુ ખ્રીસ્ત માણસો મધ્યે બાળક થઇને કેવી રીતે આવ્યો, એ વિષે છોકરાંને કંઇક કહેવાનો.

**શાસ્ત્રભાગ:** લુક ૧ ; ૨૬-૩૨ : ૨ ; ૧-૨૦.

**મુખકલમ:** માત્થી ૧ ; ૨૧. "તું તેનું નામ ઇસુ પાડશે."

**વાર્તા.**

૧. રાજાએ પોતાની કૃપાદષ્ટિ વિષે આંધળા ભીખારીને કહેવાને પોતાના દીકરાને તેની પાસે એલચી તરીકે મોકલ્યો, તે આપણે ગયા પાઠમાં શીખી ગયાં. વળી આપણે એ પણ શીખી ગયાં કે એવીજ રીતે પરમેશ્વર આપણા આકાશવાસી પિતાએ આપણા પર મહેરબાની રાખી છે તે જણાવવાને તેણે તેના પુત્ર ઇસુ ખ્રીસ્તને એલચી તરીકે આ જગતમાં મોકલ્યો.

૨. જો કોઇ મહારાજાનો કુંવર આ જગ્યાએ આવે તો તે એક સુંદર ઘોડા કે હાથી ઉપર સવાર થઇને અથવા તો મોટરગાડીમાં બેસીને આવે. વળી તે સુશોભિત વસ્ત્ર પહેરીને ને સાથે તેના પુષ્કળ ચાકરો તથા સાથીઓના ભારે રસાલા સાથે આવે. આપણે બધા તેને જોઇને કહી શકીએ કે તે મહારાજાનો કુંવર છે. સઘળા રાજાઓ કરતાં દેવ આપણો આકાશવાસી બાપ સહુથી મોટો રાજા છે. પણ જ્યારે તેણે તેના દીકરાને આપણે સારૂ આપણી મધ્યે એલચી તરીકે મોકલ્યો ત્યારે તે મોટા ઠાઠમાઠ સાથે કે ઘણા નોકરચાકર અને મિત્રોને પોતાની સાથે લાવ્યો નહિ, અને આજે હું તમને તે કેવી રીતે આવ્યો તે વિષે કહીશ.

૩. આપણા દેશથી ઘણે દૂર આવેલા એક દેશમાં શિઆળાની એક રાતે ભરવાડો પોતાનાં ઘેટાંને બેથલેહેમ નામના એક ગામ પાસેની ટેકરીઓમાં ચરાવતા હતા. વરસાદ પડતો હતો, અને તે જગ્યાએ ઘાસ-ચારો સારાં હતાં. ભરવાડોએ તેમનાં ઘેટાં તે બીડમાં લાવીને આખો દહાડો ચરાવ્યાં હતાં. પછી જ્યારે રાત પડી ત્યારે વાડામાં બધાં ઘેટાંને

પૂર્યાં, અને કોઇ વરૂ કે ચોર આવીને તેમને કંઇ નુકશાન ન કરે માટે તેમને તેઓ સાચવતા હતા.

રાત્રી નિર્મળ હતી, અને પ્રકાશીત તારા ગગનમંડળને દીપાવી રહ્યા હતા. બધે શાંતિ પ્રસરી રહેલી હતી, અને થોડે દૂર આવેલા બેથલેહેમ ગામનાં ઘરોમાંના દીવા અંધારામાં ભરવાડોની નજરે પડતા હતા. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ ઘરના લોકો એક પછી એક દીવા હોલવી નાખવા લાગ્યા.

થોડીવાર પછી તો ભરવાડો કેવળ ઉપરનું તારાનુંજ અજવાળું જોઇ શકયા, અને આજુબાજુ બધે ઘોર અંધકાર વ્યાપી રહ્યો હતો. થોડા ભરવાડ સુઇ ગયા જ્યારે બીજા ઘેટાંને સાચવવા સારૂ જાગતા રહ્યા. રાતના અંધકારમાં શાંત ચુપકી હતી, પરંતુ કંઇક થયું કે જેથી જાગતા ભરવાડો ચમકી ઉઠયા, ને તેઓએ પેલા સુતેલા ભરવાડોને જગાડયા.

એકાએક તેમની આસપાસ ભારે પ્રકાશ ચમકયો. જો તમે અંધારામાંથી મોટી બત્તીના અજવાળામાં જાઓ તો એકદમ તમારી આંખો અંજાઇ જાય, ને તમે બરાબર જોઇ શકો નહિ. શું તમને કોઇ વાર એવો અનુભવ નથી થયો?

વારૂ, તે પ્રકાશથી તેઓ અંજાઇ ગયા. પહેલાં તો ભરવાડો કંઇજ જોઇ શકયા નહિ, પણ પછી તેઓએ જોયું તો તેમની આગળ દેવનો મોકલેલો એક દૂત ઉભો હતો. આ જોઇને ભરવાડો તો ભયભીત થયા.

પણ દૂતે તેમને માયાળુપણે કહ્યું, "બીહો મા; કેમકે જુઓ, હું તમને મોટા આનંદની સુવાર્તા કહું છું, અને તે સર્વ લોકોને સારૂ થશે."

ભરવાડોએ આ શબ્દો સાંભળ્યા ત્યારે તેમને બહુજ અચંબો લાગ્યો. આ વધામણી તે શી હશે? તેઓએ બહુજ ધ્યાન દઇને સાંભળ્યું.

પછી દૂતે તેમને કહ્યું, "તે સારી વધામણી આ છે કે, પરમેશ્વરના પ્રેમ વિષે તથા આપણા ઉપર તેની જે મહેરબાની છે, તે વિષે આપણને કહેવાને બેથલેહેમમાં એક છોકરો જનમ્યો છે."

આ વાત સાંભળીને તો ભરવાડોને બહુ નવાઇ લાગી.
જ્યારે દૂતે તેમને કહ્યું કે, "તે બાળક રાજમહેલમાં તો નહિ, પણ ગભાણ
જનમ્યું છે" ત્યારે તેઓ વળી વધારે નવાઈ પામ્યા.

દૂતના બોલી રહ્યા પછી કંઇ અદ્‌ભુત બનાવ બન્યો. એકાએ
તે પ્રકાશમાં દૂતની સાથે બીજા દૂતોની સેના પ્રગટ થઈ ને માણસો
દેવના પ્રેમ વિષે કહેવાને એક છોકરો જનમ્યો માટે તેની સ્તુતિ ક
હતા, તથા ગીત ગાતા હતા. પછી પ્રકાશ બંધ થયો, અને તે
સાથે દુતોના સાદ પણ બંધ પડયા અને ભરવાડો ફરી પાછા અંધાર
એકલા પડયા.

થોડીવાર સુધી તેઓ છાના રહ્યા. પછી તેઓએ માંહોમ
એક બીજાને કહ્યું, "ચાલો, આપણે બેથલેહેમ જઇએ, ને આ વાત
તપાસ કરીએ; માટે તેઓ તેમનાં ઘેટાંને ટેકરી પર મૂકીને બેથલેહેમ
ગયા. તેઓ જાણતા હતા કે જે ઘેર છોકરું અવતરે ત્યાં અજવાળું
હોવુંજ જોઇએ, અને સ્ત્રીઓ જણનાર બાઇને મદદ કરવા તથા બાળક
સારવાર કરવા આમતેમ દોડધામ કરતી હશેજ. માટે કયા ઘરમાં અ
બળે છે તેની તેઓ તપાસ કરવા લાગ્યા, પણ એવું ઘર તો તેમ
દીઠામાં આવ્યું નહિ. આખરે તેઓ ધર્મશાળામાં ગયા અને ત્યાં
બધે અંધકાર હતો તથા ચુપકી પસરેલી હતી અને બધાં ગાઢ નિદ્રા
હતાં. શું કરવું એ તેઓને સુઝયું નહિ, અને તેઓ ટોળા પાસે પા
ટેકરી પર જવાનો વિચાર કરતા હતા એવામાં તેઓએ જોયું કે ગભાણ
અજવાળું દેખાતું હતું. તેઓએ ગભાણ આગળ જઇને હાંક મા
એટલે એક માણસ બહાર આવ્યો ને તેમને કહ્યું કે તે તથા તેની બાય
તે જગ્યાએ થોડીવાર પર આવ્યાં હતાં, ને તેઓ અજાણ્યાં હતાં,
તેમને ત્યાં હમણાંજ એક છોકરો અવતર્યો હતો. અને આ સાંભળતાં
ભરવાડોને ખાત્રી થઇ કે જે છોકરાને પરમેશ્વરે તેના પ્રેમ વિષે કહેવ
મોકલ્યો છે તે આજ બાળક છે. તેઓએ તે માણસને કહ્યું કે, "અમ
મહેરબાની કરીને તે બાળક બતાવશો?" અને તેણે કહ્યું, "આવ
જુઓ." પછી તેઓ ગભાણ પાસે ગયા, ને તે બાળકને સુતેલું જો

કોઇ કોઇ લોકો બાળકને ગભાણમાં જોઇને મનમાં ઓછું લાવે અને તેઓ એમ કહે કે, "જો આ બાળક દેવ તરફથી મોકલાયું હોય તો રાજમહેલમાં જનમવું જોઇતું હતું પણ આવી જગ્યાએ નહિ, અને તેનાં માબાપ આ ગરીબ સ્ત્રીપુરૂષ તો નહિ પણ રાજા તથા રાણી હોત," અને આમ કહીને તેઓ ચાલ્યાં જાય.

પણ દૂતની કહેલી બધી વાત ભરવાડોને યાદ આવી, ને તેઓએ જોયું કે અક્ષરેઅક્ષર દૂતના કહેવા પ્રમાણેજ હતું, અને તેઓએ વિશ્વાસ કીધો કે ગભાણમાં સુતેલું બાળક દેવ તરફથી તેનો પ્રેમ તથા કૃપા માણસોમાં પ્રગટ કરવા સારૂ મોકલાએલું હતું. વિશ્વાસ કરીને તેઓએ પોતાનાં માથાં નમાવ્યાં ને તેનું ભજન કર્યું.

પછી તે જગ્યાના લોકોએ તેમને તેમ કરવાનું કારણ પુછ્યું, અને તેઓની આગળ ટેકરી પર દૂતે ઉભા રહીને તેમને જે જે કહી સંભળાવ્યું હતું તે બધું તેમને જણાવ્યું, અને તે જગ્યાના લોકો અને તેમાં ખાસ કરીને બાળકની મા આ વાતો સાંભળીને બહુ નવાઇ પામી.

પછી દેવે તેમને જે સંદેશો આપ્યો હતો, તથા તેણે જે જોયું હતું તે બધાને માટે ભરવાડો દેવની સ્તુતિ કરતા કરતા તેમને ઘેર પાછા ગયા.

૪. આવી રીતે સૌથી પહેલાં લોકોને ખબર અપાઇ હતી કે બીજાં બાળકોની પેઠે એક નાનું બાળક સર્વ માણસો ઉપર દેવની પુષ્કળ કૃપા તથા દયા વિષે માણસોને કહેવા માટે જન્મ પામ્યું છે.

**પ્રશ્નો.**

1. **ભરવાડોએ ટેકરી પર શું દીઠું ?**
2. **ગામમાં ભરવાડોને કોણ જડયું ?**
3. **કોની સ્તુતિ કરતા કરતા ભરવાડ તેમને ઘેર પાછા ગયા ?**

---

## ૫૦. પૂર્વના જ્ઞાની (માગી) લોકો.

**હેતુ :** બેથલેહેમમાં જનમેલું બાળક રાજા થવા સારૂ અવતર્યું હતું તે છોકરાંને કહેવાનો.

**શાસ્ત્રભાગ :** માત્થી ૨ ; ૧-૧૨.

**મુખકલમ :** માથ્થી ૨ ; ૧૧. "તેઓએ પોતાની જોગણી છાડીને તેને નજરાણ કીધાં."

**વાર્તા.**

૧. દૂતોએ દેવનો પ્રેમ તથા માણસજાત ઉપર તેની કૃપા વાત કહેનાર બાળકના જન્મ વિષે કહ્યું તેથી બેથલેહેમના ગરીબ ભરવાડે બાળકને શોધવા બેથલેહેમ શી રીતે ગયા તે આપણે ગઇ વાર્તા સાંભળી ગયાં છીએ. આજે, ભરવાડોના ગયા પછી થોડી વાર કેટલાએક જ્ઞાની માણસો બાળકનું ભજન કરવા માટે આવ્યા તે વા તમને કહીશ.

૨. જો તમારે આ ગામથી બીજે ગામ જવાનું હોય તો શું ત રાતની મુસાફરી પસંદ કરો ખરા કે ? ના. નહિજ કરો. રસ્તો દેખા માટે આપણે દિવસે મુસાફરી કરીએ છીએ.

હું તમને કેટલાએક માણસો કે જેમણે રાતે મુસાફરી કરીને દિવ આરામ લીધો તેમના વિષે આજે વાત કહેવાની ઇચ્છા રાખું છુ તેઓએ કેમ રાતે મુસાફરી કરી હશે વારુ ?

૩. ગઈ વાર્તામાં આપણે જે બાળકના જન્મ વિષે સાંભળ્યું તે જન્મ થયા અગાઉ ઇરાન દેશમાં ત્રણ જ્ઞાની માણસો રહેતા હત તેઓએ ઘણા જુદા જુદા વિષયોનો અભ્યાસ કર્યો હતો. તેમના આપ દેશના લોકો તેમને વિદ્વાન ગણતા. તેમણે જે જે વિષયોનો અભ્યા કર્યો હતો તેઓ પૈકી આકાશના તારાઓનો બહુજ બારીક અભ્યા કર્યો હતો. તારાઓ સંબંધી જ્ઞાન મેળવવા સારૂ તેઓ આખી રા સુધી જાગતા હતા, અને તેમના ઘરના ધાબા ઉપર બેસીને સાંજ માંડીને સવાર સુધી તારાઓની બરાબર તપાસ રાખતા હતા, અને તે જે જે જોતા તે વિષે એક બીજાને કહેતા હતા.

એક રાતે તપાસ કરતી વખતે એક બહુજ પ્રકાશિત તારો તેમ જોવામાં આવ્યો. એવો તારો પહેલાં કદી તેમના જોવામાં આવ્યો નહોતે તે બહુજ પ્રકાશવાળો હતો તેથી તેઓ તે વિષે એક બીજા જોડે વા કરવા લાગ્યા.

તેઓ એક બીજાને પુછવા લાગ્યા કે આનો શો અર્થ હશે? અને તેમને એમ લાગ્યું કે તેમાં બે અર્થ સમાએલા હોય એમ લાગે છે. પ્રથમ એ કે કોઈ પણ જગ્યાએ દેવથી મોકલેલો કોઇ મહાન રાજકુંવર જનમ્યો છે, અને બીજું એ કે આકાશમાં જે બાજુ તારો ખસે છે તે બાજુએ તે જનમેલો હોવો જોઇએ.

અને એ વાતો એમજ છે કે નહિ તે વિષે તેમને નવાઇ લાગવા માંડી અને પછી તેઓએ કહ્યું, "જો એ વાત ખરીજ હોય કે દેવે એક મહારાજકુંવરને આ જગતમાં મોકલ્યો છે તો તે બાળરાજકુંવર કયાં જગ્યાએ અવતર્યો છે તેની આપણે તપાસ કરીએ ને ત્યાં તેને જોવા ને તેને પ્રણામ કરવા જઇએ તો સારૂં," અને એ વાત તેમને બધાંને સારી લાગી. માટે જો તે મહારાજકુંવર તેમને જડે તો તેને નજરાણું કરવા સારૂ થોડી ચીજો અને તેમને પોતાને માટે રસ્તામાં જોઇતી ચીજો અને પોતાને બેસવા માટે ઉંટ વેચાતાં લીધાં અને તેમના મિત્રોને કહ્યું, "અમે લાંબી મુસાફરીએ જવાના છીએ." અને જ્યારે તેમના મિત્રોએ તેમને પુછયું, "તમે કઇ દિશા તરફ જાઓ છો" ત્યારે તેઓએ કહ્યું કે, "અમે પોતેજ તે વિષે બરાબર જાણતા નથી પણ અમે આકાશમાં એક તારો જોયો છે અને જેમ જેમ તે તારો ખસતો જશે તેમ તેમ અમે પણ તેની પાછળ પાછળ જઇશું. આ કરતાં અમે કંઇ વત્તું તે વિષે જાણતા નથી."

આ પ્રમાણે બધી ગોઠવણ કરીને તેઓ મુસાફરીએ જવા નીકળી પડયા, પણ જેમ બીજા મુસાફરો દિવસે મુસાફરીએ નીકળે છે તેમ તેઓ દિવસે તો નહિ પણ રાતે મુસાફરીએ નીકળ્યા. તારા વગર તેમનો બીજો કોઈ માર્ગદર્શક નહોતો રાતોનીરાત તેઓ ઉંટ ઉપર બેસીને જે દિશામાં તારો ખસતો હતો તે દિશા તરફ જવા લાગ્યા. જ્યારે પ્રભાત થતું ને તે તારો અદ્દશ્ય થતો ત્યારે તેઓ ઉંટ પરથી ઉતરીને રસ્તાની કોરે, સાંજે ફરી તારો દેખાય ત્યાં સુધી, મુકામ કરતા ને ફરી પાછા તારાની પાછળ પાછળ જતા.

આમ તેઓએ ઘણી રાત સુધી મુસાફરી કરી. આખરે જે બેથલેહેમ ગામમાં જઇને ભરવાડોએ બાળકને તબેલામાં જોઇને તેને

માન આપ્યું હતું, તેની પાસેના એક મોટા નગરમાં આવી લાગ્યા. જ્ઞાની લોકોએ આ મોટા શહેરને જોઇને તેમના રિવાજ પ્રમાણે આરામ લેવા તે દહાડે ત્યાં પડાવ કર્યો, અને જ્યારે તેમણે સાંભળ્યું કે તે નગરમાં રાજા રહે છે ત્યારે તેઓએ પુછ્યું કે, "શું થોડા દહાડા ઉપર અહીં કોઈ છોકરો જનમ્યો છે?" વળી તેઓએ કહ્યું, "દેવથી મોકલેલો કોઇએક મહાન રાજકુંવર આ દેશમાં જનમ્યો છે; અને અમને તે વાત પ્રગટ કરનાર એક તારો છે; માટે તે બાળ રાજકુંવરનું ભજન કરવા અમે આવ્યા છીએ."

હવે તે નગરમાં તો એક બહુ વૃદ્ધ ને દુષ્ટ રાજા રહેતો હતો. અને નાના પ્રકારનાં ઘણાં દુષ્ટ કૃત્ય કરવામાં તેણે પાછી પાની કરી નહોતી; અને જ્યારે તેણે માગીઓના આવવા વિષે જાણ્યું તથા જે અદ્ભુત વાત તેઓએ કહી તે તેના સાંભળવામાં આવી ત્યારે તેને બહુજ બીક લાગી, કેમકે તેને એમ જણાયું કે તેને તેનાં ભુંડાં કામોની શિક્ષા કરવા સારૂ આ રાજકુંવર જનમ્યો હશે. પણ તે રાજા કપટી તથા બીકણ હતો, અને એ વાત સાંભળીને તેને બીક લાગી હતી એમ તેણે તે માગીઓને કહ્યું નહિ, પણ તેથી ઉલટું તેણે તેમને એમ કહ્યું કે થોડા દિવસ પછી તે રાજકુંવરને જોવાની તથા તેનું ભજન કરવાની તેની ઘણી ઇચ્છા હતી, અને એ બાબતની તેના મંત્રીઓ અને શાસ્ત્રીઓ મારફતે તેણે તપાસ કરાવી, અને તેમણે કહ્યું કે તેમનાં પુરાતન પુસ્તકોમાં એમ લખેલું છે કે એક રાજકુંવર બેથલેહેમ ગામમાં જનમવો જોઇએ. અને જ્યારે તે દુષ્ટ ઘરડા રાજાએ એ સાંભળ્યું ત્યારે તેણે જ્ઞાનીઓને બેથલેહેમ મોકલ્યા ને તેમને કહ્યું, "તમે જઇને તે બાળક સંબંધી સારી પેઠે શોધ કરો, ને જડ્યા પછી મને ખબર આપો, એ માટે કે હું પણ આવીને તેનું ભજન કરૂં." પણ તેના મનનો દુષ્ટ ભાવાર્થ એ હતો કે જ્ઞાની લોકોને તે બાળકનો પત્તો લાગ્યા પછી તે તેના સિપાઇઓને મોકલીને તેને મારી નંખાવે.

૪. દુષ્ટ રાજાના મનનો કપટી હેતુ જ્ઞાનીઓ જાણી શકયા નહિ, અને જ્યારે રાતે તેઓએ તારો ફરી જોયો અને તે તેમની આગળ

આગળ ચાલ્યો, ત્યારે હવે થોડી વારમાં આપણે તે રાજકુંવરને જોઇશું એ આશાથી તેમનાં અંતઃકરણમાં આનંદ આનંદ વ્યાપી રહ્યો.

**પ્રશ્નો.**

૧. તારાને જોઇને જ્ઞાની લોકોએ શું ધાર્યું?
૨. માહોમાંહે વાત કર્યા પછી તેઓ કયા નિર્ણય પર આવ્યા?
૩. તે દુષ્ટ વૃદ્ધ રાજાનો હેતુ શો હતો?

---

## ૫૧. જ્ઞાની લોકો બાળ–ઈસુનું ભજન કરે છે.

**હેતુ:** બેથલેહેમના તબેલામાં જનમેલો બાળક રાજા થવા સારૂ આવ્યો હતો તે છોકરાને જણાવવાનો.

**શાસ્ત્રભાગ:** માત્થી ૨; ૧-૧૧.

**મુખકલમ:** માત્થી ૨; ૧૧. "તેઓએ પોતાની જોગણી છોડીને તેને નજરાણું કીધું."

**વાર્તા.**

૧. કેવી રીતે માગીઓ તારાને જોતા જોતા પોતાને દેશથી બીજે દેશ ઘણી રાતની બહુ લાંબી મુસાફરી કરી પહોંચ્યા તે, અને તેઓએ તે દુષ્ટ રાજાને જે વાત કહી તે તથા જે નગરમાં ભરવાડોએ પહેલાં જઇને તબેલામાં બાળકનું ભજન કીધું હતું તે નગરમાં તેઓ ગયા તે બધું આપણે ગઇ વાર્તામાં શીખી ગયાં છીએ.

૨. જો તે ઉમદા દેખાવના જ્ઞાની લોકો આ નિશાળમાં રાતે આવીને પુછે કે, "દેવથી મોકલાએલો રાજકુંવર ક્યાં છે," તો આપણને કેટલી બધી નવાઇ લાગે!

૩. (अ) વારૂ, જે નગરમાં તે દુષ્ટ રાજા રહેતો હતો તે નગરથી બેથલેહેમ ગામ બહુ દૂર નહોતું, અને થોડી વારમાં માગીઓ ત્યાં જઇ પહોંચ્યા. તેઓ રાતે ગયા, અને જ્યારે તેઓ જતા હતા ત્યારે તેઓએ ઉપર જોયું, ને જુઓ, પેલો તારો પૂર્ણપણે તે નગર ઉપર થંભી રહ્યો, અને હવે મુસાફરીનો અંત આવ્યો છે એ જાણીને તેઓ બહુ ખુશી થવા લાગ્યા. પછી તેઓ ગામની ધર્મશાળામાં ગયા અને જેમ તે દુષ્ટ રાજાના નગરમાં પુછપરછ કરતા હતા કે, "દેવનો મોકલેલો રાજકુંવર

કયા ઘરમાં છે?" તેજ સવાલ ત્યાં ધર્મશાળામાં પણ પુછવા લાગ્યા. આ સવાલ સાંભળીને ધર્મશાળા સાચવનારને તો બહુ નવાઇ લાગી. તેણે એકદમ નગરના વડીલોને બોલાવી મંગાવ્યા. તેઓએ જ્ઞાની લોકોને યોગ્ય માન આપ્યું, પણ કહ્યું કે, "આ ગામમાં તો દેવે કોઇ રાજકુંવરને મોકલ્યો નથી." ત્યારે જ્ઞાની લોકોએ તેમને સમજાવ્યું કે તે કોઇ મોટો પુખ્ત વયનો માણસ નથી પણ એક બાળક છે, અને એવામાં તબેલામાં જનમેલા પેલા બાળકની કોઇને યાદ આવી, અને તેણે કહ્યું, "મને યાદ છે કે કેટલાએક દિવસ ઉપર અહિં કોઇ અજાણ્યાં સ્ત્રીપુરૂષ આવ્યાં હતાં, અને ધર્મશાળામાં તેમને ઉતરવા માટે જગ્યા નહોતી માટે તેઓને તબેલામાં ઉતરવું પડયું હતું; અને એક રાત્રે ત્યાં એ બાઇને પુત્ર સાંપડયો છે, અને તેજ રાત્રે ડુંગરો પરથી કેટલાએક ભરવાડો ત્યાં આવ્યા હતા ને તે છોકરાનાં માબાપને કહ્યું હતું કે તેમને દૂતોનું દર્શન થયું હતું ને દૂતોએ તેમને કહ્યું હતું કે એ છોકરો દેવની કૃપા તથા પ્રેમ માણસોને પ્રગટ કરવા સારૂ અવતર્યો છે."

આ સાંભળીને જ્ઞાની લોકો વધારે ખુશી થયા અને કહ્યું, "જે બાળકની અમે શોધ કરીએ છીએ તે એજ હોવો જોઇએ." ધર્મશાળા સાચવનારે તેમને તબેલાનો માર્ગ બતાવ્યો, અને તબેલા આગળ આવીને જ્ઞાની લોકોએ ઉપર જેયું, તો તેમને માલમ પડયું કે જે પ્રકાશિત તારો તેમણે દીઠો હતો તે તબેલા ઉપર થંભ્યો હતો, અને તેઓને ખાત્રી થઇ કે હવે તેઓની મુસાફરી પુરી થઇ હતી.

અને જ્યારે તેઓ તબેલામાં પેઠા, ત્યારે તેઓએ એક પુરૂષ તથા એક બાઈ કે જેના હાથમાં બાળક હતું તેમને દીઠાં, અને જ્ઞાની લોકોએ બાળક તરફ ધારીને જેયું, અને જો કે તે બાળક બીજાં બાળક જેવોજ દેખાતો હતો, તોપણુ તેમના અંતઃકરણમાં ખાતરી થઇ કે નિ:સંદેહ આ બાળક દેવથી મોકલાએલો રાજકુંવર છે.

માટે જેમ રાજાને માન આપે તેમ તેઓએ આ બાળક આગળ તેમનાં માથાં નમાવીને તેને માન આપ્યું, અને જેમ રાજાને નજરાણું કરે તેમ આ બાળક આગળ સોનું તથા બીજી વસ્તુનું અર્પણ કર્યું.

(ચ) તે રાતે જ્ઞાની લોકો નિદ્રામાં હતા તેવામાં તેઓમાંના એકને સ્વપ્નમાં એવી ચેતવણી મળી કે તે દુષ્ટ રાજા પાસે પાછા જવું નહિ. માટે તેઓ તે દુષ્ટ રાજાને ફરી મળ્યા વગર પોતાના દેશમાં પાછા ગયા.

પણ જ્યારે તે દુષ્ટ રાજાને ખબર પડી કે બાળરાજા કયાં છે તેની ખબર આપ્યા સિવાય જ્ઞાની લોકો તેમના દેશમાં પાછા ચાલ્યા ગયા છે ત્યારે તે બહુ ગુસ્સે થયો અને બેથલેહેમમાં સિપાઇઓ મોકલીને તે ગામમાં જેટલા નરબાળક હતા તેમને મારી નંખાવ્યા. તે દુષ્ટ રાજાએ ધાર્યું કે તેના માણસોએ જે નરબાળકને મારી નાખ્યા હતા તેમાં દેવથી મોકલાએલો રાજકુંવર પણ માર્યો ગયો હતો.

પણ દુષ્ટ રાજાના સિપાઇઓ ગામમાં આવી લાગે તે પહેલાં તો દેવે બાળકનાં માબાપને સ્વપ્નમાં ચેતવણી આપીને તેમને બીજા દેશમાં મોકલી દીધાં. બીકમાં ને બીકમાં તેઓ બેથલેહેમ મુકીને જેમ બને તેમ દૂર દેશમાં જતાં રહ્યાં. માટે જ્યારે તે વૃદ્ધ દુષ્ટ રાજાના સિપાઇઓ આવ્યા ત્યારે જો કે તેઓએ બે વર્ષની અંદરના ગામના ઘણા છોકરાને મારી નાખ્યા, તો પણ દેવની પ્રીતિ માણસોમાં પ્રગટ કરવા સારૂ જે રાજકુંવર તબેલામાં જનમ્યો હતો તેને તેઓ મારી નાખી શકયાજ નહિ.

૪. આ રીતે દેવનો દીકરો માણસો મધ્યે આવ્યો. તેની છેક બાલ્યાવસ્થામાં પણ કેટલાએક તેને ચાહ્યો ને તેના પર પ્રેમ કર્યો; કેટલાએક તેનું ભજન કીધું; અને કેટલાએક તેનો ધિક્કાર કીધો.

**પ્રશ્નો.**

૧. બેથલેહેમ ગામમાં જ્ઞાની લોકોએ શું જોયું?
૨. તે દુષ્ટ વૃદ્ધ રાજાએ શું કર્યું?
૩. તબેલામાં જનમેલો બાળક શી રીતે બચી જવા પામ્યો?

---

## ૫૨. છોકરો ઇસુ યરૂશાલેમ જાય છે.

**હેતુ:** બાળક ઈસુનું જીવન બીજાં છોકરાંના જેવુંજ હતું એ છોકરાંને બતાવવાનો.
**શાસ્ત્રભાગ:** લુક ૨; ૪૧-૫૨.
**મુખકલમ:** લુક ૨; ૫૨. "અને ઇસુ જ્ઞાનમાં તથા કદમાં ને દેવની તથા માણસોની પ્રસન્નતામાં વધતો ગયો."

વાર્તા.

૧. ગઈ વાર્તાઓ મેં તમને એક બાળક વિષે કહી, પણ બાળકનું નામ તમને કહ્યું નહિ, ખરૂં કે? હમણાં હું તમને તે બાળક નામ કહીશ. તે બાળકનું નામ તો ઇસુ. હું તમને ઇસુ વિષે ઘણ વાર્તાઓ કહીશ માટે હું એવું ઇચ્છું છું કે તમે બધાં તે નામ સારીપે યાદ રાખો.

પછી તે બાળકની માનું નામ જાણવાની કદાચ તમારી ઇચ્છ હશે. તેની માનું નામ મરિયમ હતું. તે નામ પણ તમે યાદ રા શકો એવું છે. મરિયમના વરનું નામ યુસફ હતું. ઇસુ કયા ગામમ જનમ્યો? બેથલેહેમમાં. હવે એક વધારે નામ. પેલો દુષ્ટ વૃદ્ધ રાજા કય નગરમાં રહેતો હતો તે તમે જાણો છો? તે નગરનું નામ યરૂશાલેમ હતું.

૨. જો તમારો કોઇ દુશ્મન હોય ને તે તમને મારી નાખ ચહાતો હોય તો તે જગ્યાએ તમે ફરી જાઓ ખરા કે? ના.

૩. અને જ્યારે મરિયમ તથા યુસફ તે દુષ્ટ રાજાના હાથમાંથ બાળક ઇસુનો જીવ બચાવવાને બેથલેહેમમાંથી દૂર દેશમાં નાસી ગય ત્યારે યુસફે મરિયમને આ વાત કહી કે, "આપણે ફરી તે નગરમ પાછાં જઇશું નહિ." તેઓ ઉત્તર દિશા ભણી આવેલા નાઝારેથ નામન ગામમાં ગયાં. તે ગામમાં યુસફ સુથારનો ધંધો કરીને મરિયમ તથ બાળક ઇસુનું ભરણપોષણ કરતો હતો.

હવે તમે જાણો છો કે સુથાર પોતાના ગામમાં રહીને કામ કરે તેજ પ્રમાણે યુસફ પણ ઘણું કરીને હમેશાં નાઝારેથ ગામમાં આવેલ તેની દુકાનમાં બેસીને કરવત, કાનસ અને હથોડીવતી લાકડાના કટક અને પાટીઆંમાંથી બારણાં તથા બારી તથા બારણાનાં ચોકઠાં, અ ગાડાં તથા પૈડાં અને હળ તથા ઝુંસરીઓ, અને ઘરનાં મોતીઆં અ સામાન રાખવા માટે પેટીઓ, તથા પાટલા તેમજ મેજ અને ખાટલ તથા બીજી ઘણી ઘણી વસ્તુઓ બનાવતો. પણ વરસમાં એકવાર તથા મરિયમ કોઇએક જગ્યાએ જતાં હતાં.

ચોમાસું ખલાસ થયા બાદ અને ઉન્હાળાનો સખત તાપ શરૂ થાય તે અગાઉ શિઆળાની ઋતુમાં તેઓ હમેશાં મુસાફરીએ નીકળી પડતાં. અને તેઓ કયાં જતાં હશે તે તમે જાણો છો? યરૂશાલેમ નામનું શહેર કે જ્યાં પેલો દુષ્ટ રાજા રહેતો હતો તે નગરમાં તેઓ જતાં હતાં.

પણ શું તેમને ત્યાં જતાં બીક લાગતી નહોતી? હમણાં તે દુષ્ટ રાજા મરી ગયો હતો, માટે તેઓને કંઇ બીક નહોતી.

તેઓ બહુ સારા કામ માટે તે શહેરમાં જતાં હતાં. તે શહેરમાં દેવનું એક મોટું ભવ્ય મંદિર છે. તે દેશના લોકો મૂર્તિનું પૂજન કરતા નથી, માટે તે મંદિરમાં એકે મૂર્તિ નથી. તે દેશના તેમજ બીજા દૂર દેશના લોકો તે મંદિરના આંગણામાં આવીને તેમનાં અર્પણ ચઢાવે છે તેમજ મંદિરના આંગણાના મંડપમાં ઉભા રહીને તેમના અદૃશ્ય દેવની પ્રાર્થના તથા ભજન કરે છે. બે કે ત્રણ દિવસ સુધી તેઓ આમ કર્યા પછી પોતપોતાને ઘેર પાછા જાય છે. જ્યાં સુધી ઇસુ બહુ નાનો હતો ત્યાં સુધી યુસફ તથા મરિયમ તેને કોઇ સારો પડોસી કે જે તેની સંભાળ લે તેને ત્યાં મુકીને એકલાં યરૂશાલેમ જતાં.

પણ જ્યારે ઇસુ અગિયાર વરસનો થયો ત્યારે તેને યુસફ તથા મરિયમની જોડે યરૂશાલેમ જવાનું બહુ મન થયું, પણ યુસફે તેને કહ્યું, "ના, આ વરસે તો નહિ, પણ આવતે વરસે તને અમારી સાથે તેડી જઇશું." ઇસુને તે વરસ કેટલું લાંબું લાગ્યું હશે? પણ જોતજોતાંમાં ચોમાસું બેઠું અને પછી યુસફે કહ્યું, "બે મહિના પછી તો આપણે મુસાફરીએ નીકળી પડીશું." એક અઠવાડીઉં પછી બીજું વિતી ગયું, અને આખરે મુસાફરીએ નીકળી પડવાનો વખત છેક નજીક આવી પહોંચ્યો.

ઇસુને તે મુસાફરી કેટલી સારી લાગી હશે! તે તરૂણ અને મજબુત હતો અને જલદી દોડી શકતો. પ્રથમ તો તેઓએ નાઝારેથ ગામથી નીકળીને ખીણ આગળની એક ઝડપથી વહેનાર નદી ઓળંગી, ને પછી નદીને દક્ષિણ કાંઠે કાંઠે ઘણા ગાઉ સુધી ચાલ્યા કીધું. ફરી તેમણે તે ને તેજ નદી ઓળંગી અને પછી ખીણની ઉપર થઇને ટેકરી પર એક રસ્તો પહાડી મુલકમાં જતો હતો તે પર ચઢયાં, અને જ્યારે તેઓ આ ટેકરી

પરનો રસ્તો ચઢીને જતાં હતાં ત્યારે સંઘમાંથી કોઇએ ઇસુને કહ્યું કે યરૂશાલેમ આ પહાડી મુલકમાં છે, અને પાસેજ છે. પછી એક દિવસ તેઓ હરખથી સ્તોત્ર ગાવા લાગ્યાં અને ગાતાં ગાતાં તેઓ એક ટેકરીના શિખર પર ચઢયાં અને ત્યાંથી એક ખીણની પેલી ગમ દૂરથી યરૂશાલેમ જોઇ શકયાં, અને યરૂશાલેમ શહેરના ઉંચામાં ઉંચા ભાગ પર તેઓને સોનાથી મઢેલા અને ધોળા આરસપહાણથી બાંધેલા દેવના મંદિરનાં દર્શન થતાં હતાં.

અને પછી તેઓ ઉપકારસ્તુતિનાં વધારે ને વધારે સ્તોત્ર ગાતાં ગાતાં ખીણમાં ઉતર્યાં, અને પછી બીજી બાજુએ થઇને યરૂશાલેમના એક દરવાજે આવી લાગ્યાં. પછી શહેરમાં પેસીને ઉતારાની જગ્યા શોધવા મંડયા. અને આમ ઇસુ જે સાધારણ બાળક જેવો દેખાતો હતો (પણ ખરી રીતે જોતાં માણસોને દેવના પ્રેમ તથા તેની કૃપા વિષે જણાવવા મોકલાએલો હતો) તેણે યરૂશાલેમમાં પ્રવેશ કર્યો.

**પ્રશ્નો.**

૧. યુસફ શું કામ કરતો હતો ?
૨. દરેક વરસે તે કયી જગ્યાએ જવા માટે મુસાફરીએ નીકળી પડતો હતો ?
૩. જે વખતે ઇસુ પણ મુસાફરીએ સાથે ગયો તે મુસાફરીનું વર્ણન તમારા પોતાના શબ્દોમાં આપો.

---

## ૫૩. છોકરો ઇસુ મંદિરમાં.

**હેતુ :** પોતાના આકાશવાસી બાપની ઇચ્છા પૂર્ણ કરવી જોઇએ, એ વાત બાળક ઇસુ સારીપેઠે જાણતો હતો એ છોકરાંને જણાવવાનો.

**શાસ્ત્રભાગ :** લુક ૨ ; ૪૧-૫૨.

**મુખકલમ :** લુક ૨ ; ૫૨. "અને ઇસુ જ્ઞાનમાં તથા કદમાં ને દેવની તથા માણસોની પ્રસન્નતામાં વધતો ગયો."

**વાર્તા.**

૧. ઉત્તર પ્રદેશમાં આવેલું યરૂશાલેમ નગર કે જ્યાં આગળ સોના તથા આરસપહાણથી બાંધેલું દેવનું મંદિર હતું, ત્યાં નાઝારેથથી

નીકળીને ઇસુ તેના બાપ યુસફ તથા મા મરિયમ સાથે કેવી રીતે ગયો તે આપણે આગલી વાર્તામાં જોઇ ગયાં.

૨. કોઈ વખતે જ્યારે બજાર ચીકાર ભરાયું હોય અને બજારમાં માણસો આરસી તથા બંગડીઓ, કાચનાં વાસણો તથા જુદી જુદી જાતનાં પુસ્તકો અને તાંબાપિત્તળનાં વાસણો વેચાતાં હોય ત્યાં આપણાં માબાપ આપણને તેડી જાય તો તે બધું જોઇને આપણને બહુજ સારૂં લાગે નહિ વારૂ? ઠીક, તેજ પ્રમાણે જ્યારે ઇસુનાં માબાપ તેને યરૂશાલેમની શેરીઓમાં લઇને ફરતાં હતાં ત્યારે તે તેટલોજ ખુશી થતો હતો.

૩. જ્યારે યુસફ, મરિયમ તથા ઇસુ યરૂશાલેમમાં આવ્યાં ત્યારે પર્વનો પ્રસંગ હતો, અને તે મોટા શહેરમાં પુષ્કળ લોકો એકઠા થયા હતા. રસ્તા લોકોથી ચીકાર ભરેલા હતા, અને વેપારીઓ તેમનો માલ ખચ્ચર કે સવારીના ઉંટ પર ભરીને લઇ જતા હતા. રસ્તાઓ પર ઘણી દુકાનો માંડેલી હતી. બજાર સારી રીતે ભરેલું હતું, અને લોકો માલ વેચતા તથા ખરીદતા હતા, અને જુદા જુદા દેશોમાંથી જુદી જુદી ભાષા બોલનારા લોકો પણ પુષ્કળ દીઠામાં આવતા હતા.

પછી સવારમાં યુસફ, ઈસુ તથા મરિયમ ટેકરી ઉપર સોનાથી મઢેલું મંદિર હતું ત્યાં ગયા.

મોટા મોટા દરવાજે થઇને તેઓ મંદિરના આંગણામાં પેઠા. યાજકો દેવની સ્તુતિનાં પવિત્ર ગીતો ગાતા હતા તે તેઓ સાંભળી શક્યાં, અને ભજનક્રિયા થતાં સુધી તેઓ અદબથી ઉભાં રહ્યાં. બાદ જે અર્પણો દેવને ચઢાવવાનાં હતાં તે તેઓએ ચઢાવ્યાં ને બહુ નમ્રપણે પ્રાર્થના કીધી. પછી તેઓ જે જગ્યાએ સંભાષણો ને વાદવિવાદ થતા હતા ત્યાં ગયાં. ત્યાં પંડિતો નિયમશાસ્ત્રની તપાસ કરતા હતા અને કોઇ કોઇ વાતનો ખુલાસો આપતા હતા.

હવે મંદિરમાં પર્વને વખતે એવો રિવાજ હતો કે જ્યારે મંદિરના આંગણામાં ઘણા લોક એકઠા થાય ત્યારે પંડિતસભામાંના કેટલાએક પંડિતોએ મંદિરના આંગણામાં બેસીને જે લોકો આવે તેમને શિક્ષણ

આપવું. આ પંડિતો દેવની ઇચ્છા વિષે અને શુદ્ધ રીતે તેનું ભજન કરવાની રીત વિષે તથા સારાંનઠારાં કૃત્યો વિષે જે લોકો તેમને પ્રશ્નો કરવા ચહાતા હોય તેમને તેમ કરવાની રજા આપતા, અને પછી તેમના જ્ઞાન પ્રમાણે તેઓ તેમને શિખામણ આપતા હતા.

યરૂશાલેમ આવ્યા પછી ત્રીજે કે ચોથે દિવસે પર્વ લગભગ ખલાસ થયું હતું, અને યુસફને નાઝારેથમાં કંઇ બાકી કામ હતું તેથી તથા બીજા કેટલાએક લોકો પણ એજ બાજુએ જવા તૈયાર થતા હતા માટે તેણે યરૂશાલેમથી નીકળવાનો પોતાનો ઠરાવ મરિયમને જણાવ્યો, અને ઇસુને તથા મરિયમને પોતાની સાથે આવવા કહ્યું.

યુસફ, મરિયમ તથા બીજા લોકોએ જે વખતે પાછા જવાનો ઠરાવ કર્યો હતો તે વખતે ઘેર જવા નીકળી પડયાં. યુસફ તથા મરિયમે ઇસુને દીઠો નહિ પણ તેઓએ ધાર્યું કે તે બીજા મુસાફરોની જોડે હશે માટે તેના વિષે કંઇ ચિંતા રાખી નહિ. પણ એક દિવસની મજલ ગયા પછી સાંજનું વાળુ કરતી વખતે મુકામ કર્યો ત્યારે ઇસુને શોધ્યો પણ તે મળ્યો નહિ. કોઇએ તેને જોયો પણ નહોતો. પછી યુસફ તથા મરિયમનાં મન બીક તથા દુઃખથી ભરાઇ ગયાં ને તેઓ ભારે ગભરાટમાં પડયાં. તે રાત્રે તેમને ઉંઘ આવીજ નહિ. બીજે દિવસે પ્રભાત થતાંજ ઇસુની શોધ કરતાં કરતાં યરૂશાલેમ જવા નીકળી પડયાં, અને રસ્તે તેમને જે કોઇ મળે તેમને પુછતાં કે તમે ઇસુને જોયો છે? પણ તે કયાં હતો તે કોઇ જાણતું નહોતું. તે રાતે તેઓ યરૂશાલેમમાં પાછાં ગયાં પણ અંધારી રાતે તેને શોધી શકાય તેમ નહોતું. તેમની સાથે એકજ ઘરમાં જે લોકો ઉતર્યાં હતા તે બધાંને ઇસુ વિષે પુછી જોયું, પણ કોઇ તેમને કંઇજ કહી શકયું નહિ.

ત્રીજે દિવસે સવારમાં તેઓ ટેકરી ઉપર મંદિરમાં ગયાં. કદાપિ દેવ બાળક ઇસુને શોધી કાઢવામાં તેમને મદદ કરે માટે તેની પ્રાર્થના કરવા ત્યાં ગયાં હશે.

હજી પર્વનો વખત હતો, અને લોકોનાં ટોળેટોળાં નજરે પડતાં હતાં. યુસફ તથા મરિયમે ઘણા લોકોને ઇસુ વિષે પુછયું, પણ કોઇએ

ઇસુને દીઠો નહોતો. અને યુસફ તથા મરિયમ એ બંનેને બહુજ દુ:ખ લાગ્યું, કેમકે તેઓને એવી બીક હતી કે એટલા મોટા સમુદાયમાં તેમને ઇસુ કદી મળી શકશેજ નહિ.

પણ પ્રભુ તેમને દોરતો હતો. તેઓ મંદિરની એક પરશાળમાં આરામ લેવા ગયાં. તે પરશાળમાં ઘણા લોક હતા, અને તેઓ મહાસભાના પંડિતોને પ્રશ્ન કરતા હતા અને તેમના ઉત્તર સાંભળતા હતા. યુસફ તથા મરિયમે લોકો તરફ જોયું, અને એકાએક પંડિતોની વચમાં એક છોકરાને જોયો, અને તે પંડિતોને સવાલો પુછતો હતો. તે છોકરો તો ઇસુ હતો, અને દરેક જણ તે છોકરાનું ધ્યાન દઇને સાંભળતા હતા. મરિયમ તેના દીકરાને જોતાંવારજ જે લોકો પંડિતોની આગળ ઉભા હતા તેઓમાં થઇને તેની પાસે દોડી ગઇ. તે કેટલી બધી ખુશી થઇ હશે! અને પછી તેણીએ ઇસુને કહ્યું, "દીકરા, તું અમારી સાથે આમ કેમ વર્ત્યો? જો, મેં તથા તારા બાપે દુ:ખી થઇને તારી શોધ કીધી." અને ઇસુએ તેના તરફ જોઇને કહ્યું, "તમે મને શા માટે શોધ્યો? શું તમે જાણતાં નહોતાં કે મારે મારા આકાશવાસી બાપને ઘેર હોવું જોઇએ?"

૪. તેણે તે વખતે શું કહ્યું તેનો અર્થ તેઓ બરાબર સમજી શકયાં નહિ, પણ પાછળથી તેઓ તેનો અર્થ સમજ્યાં. જે મુખ્ય કામ ઇસુએ તથા બધાંએ કરવું જોઇએ તે એજ કે આપણે વાસ્તે દેવની શી ઇચ્છા છે તે સમજવી તથા તેને ગમતાંજ કામો કરવાં. તેજ કારણને માટે તે યરૂશાલેમમાં પાછળ રહીને દરરોજ મંદિરમાં જતો એ માટે કે તે મહાસભાના પંડિતો પાસેથી તેને ઉત્તમ શિક્ષણ મળી આવે, માટેજ તે દેવની ઇચ્છા વિષે તેમને પૂછવા મંદિરમાં રહ્યો હતો.

હું એક વાત ઉપર તમારૂં ધ્યાન ખેંચવા માગું છું. ઇસુ રમવા માટે અથવા તો મંદિરમાંની સુંદર વસ્તુઓ નિહાળવા માટે પાછળ રહી ગયો નહોતો. જે કંઇ દેવ આપણી પાસે કરાવવા માગે છે અને જે કંઇ ન કરવાની તે આપણને આજ્ઞા કરે છે તે વિષે માહિતગાર થવા સારૂ તે પાછળ રહી ગયો હતો. તેના આકાશવાસી બાપની સેવા કરવા તે ઘણો આતુર હતો.

પ્રશ્નો.

૧. યુસફ, મરિયમ તથા ઈસુએ મંદિરમાં શું કર્યું ?
૨. પર્વને વખતે મહાસભાના પંડિતો મંદિરમાં શું કરતા હતા ?
૩. જ્યારે યુસફ તથા મરિયમ પાછાં જવા નીકળ્યાં ત્યારે ઇસુ શા માટે પાછળ રહી ગયો હતો ?

## ૫૪. ઈસુનો એક મિત્ર : પીતર.

હેતુ : ઇસુના મિત્રો કેવા ઘરમાં રહેતા હતા તે તથા તેઓએ કેવી રીતે તેનો આવકાર કીધો તે તથા ઇસુ તેમની સાથે કેવી લાગણી ધરાવતો હતો તે બધાંનો કંઇક ખ્યાલ કરાવવાનો.

**શાસ્ત્રભાગ :** માર્ક ૧ ; ૨૯-૩૧. લુક ૪ ; ૩૮, ૩૯. માત્થી ૮ ; ૧૪. ૧૫.
**મુખકલમ :** યશા. ૫૩ ; ૪. "ખરેખર તેણે આપણાં દુઃખ વેઠયાં છે."

વાર્તા.

૧. તબેલામાં ઇસુનો જન્મ થયો તે તથા જ્યારે તે નાનો હતો ત્યારે મંદિરમા ગયો તે વિષે સાંભળ્યું. આજે તે પુખ્ત વયનો માણસ થયો ત્યારે તેના જીવનમાં શું શું થયું તે વિષેની એક વાર્તા કહીશ.

૨. ઇસુએ કેવાં કેવાં કામ કર્યાં તે વિષે જાણવાની તમારી ઇચ્છા છે શું ? તે શું એક લેખક અથવા તો યાજક હતો ? ના. મંદિરમાંથી આવ્યા પછી જ્યારે તે મોટો થયો ત્યારે કોડમાં પોતાના બાપ સુથાર યુસફને કામમાં મદદ કરતો હતો. પછી જ્યારે યુસફ મરણ પામ્યો ત્યારે ઇસુ તેની જગ્યાએ ગામમાં સુથારનું કામ કરવા લાગ્યો. યુસફની પેઠે ઇસુ પણ પેટીઓ, ગાડાં, બારણાં, મોતીઆં, ધુંસરીઓ, પાટલા, પાટલીઓ અને મેજ બનાવતો હતો.

૩. પછી ઇસુ એક દેશથી બીજે દેશ તથા એક નગરથી બીજે નગર જવા લાગ્યો તથા પુરૂષો અને સ્ત્રીઓને એમ કહેવા લાગ્યો કે મારા આકાશવાસી બાપની ઇચ્છા એવી છે કે દરેકે એક બીજાની સાથે સાચુજ બોલવું ને જુઠું બોલવું નહિ, વળી એક બીજાનું ભલું કરવું, અંતઃકરણમાં અભિમાન કે ધિક્કાર કે એક બીજા પ્રત્યે અણગમો હાવો ન જોઇએ, અને જ્યારે જ્યારે પ્રસંગ મળે ત્યારે ત્યારે એક

બીજાને મદદ કરવાનું કહેવા લાગ્યો. નાઝારેથથી વીસેક માઇલ દૂર એક સુંદર સરોવર ઉપર એક નગર આવેલું હતું. તે સરોવરમાં પુષ્કળ માછલાં હતાં, તેથી તે ગામની વસ્તીનો મોટો ભાગ માછી લોકોનો હતો. તે ગામમાં ઘણા વેપારીઓ પણ હતા કે જેઓ માછલાં વેચાતાં લઇને તેમને પાસેનાં તેમજ દૂરનાં નગરોમાં મોકલતા. તે નગરમાં સિપાઈઓનું એક થાણું પણ હતું.

ઇસુ શિક્ષકનું કામ કરવા લાગ્યો ત્યાર પછી વખતોવખત આ સરોવરના કાંઠા પરના શહેરમાં આવીને રહેતો હતો. તે એમ કેમ કરતો હશે? કેમકે તેના કેટલાએક મિત્રો ત્યાં રહેતા હતા.

તેનો એક ખાસ મિત્ર તે નગરમાં રહેતો હતો, ને તે મિત્રનું ઘર તે શહેરમાં હતું, અને તેમાં તે તથા તેની વહુ, તેની સાસુ તથા ભાઇભાંડુ વસતાં હતાં.

જ્યારે જ્યારે હું તમને ઇસુ વિષે કંઇ કહીશ ત્યારે ત્યારે આ મિત્ર વિષે પણ કંઇક કહેવામાં આવશે પણ હમણાં હું તમને ઇસુના તે મિત્ર સંબંધી કેટલીક ખાસ વાત કહેવા માગું છું.

તે મિત્રનું નામ પીતર હતું. તે માછલાં પકડીને પોતાનું ગુજરાન ચલાવતો હતો. તેને પોતાના ભાઇની સાથે ભાગમાં એક હોડી તથા કેટલીએક જાળો હતી. નગરમાં પ્રાર્થના કરવાની જગા હતી, ને ત્યાંના ધાર્મિક લોક દેવનું ભજન કરવાન્તે સભાસ્થાનમાં જતા, અને દેવની પ્રાર્થના કરતા તથા દેવનાં નિયમશાસ્ત્ર તેમજ ગીતશાસ્ત્રમાંથી વાંચતા હતા. પીતર દેવની ભક્તિ કરનાર ધાર્મિક માણસ હતો, માટે તે તથા તેનું કુટુંબ સભાસ્થાનમાં વખતોવખત જતાં હતાં.

માછીનો ધંધો કરતો હોવાથી પીતર વખતોવખત હોડી લઇને સાંજે સરોવર પર જતો અને માછલીઓ પકડવા સારૂ માંહે જાળો નાખતો, અને માછલાંનો મોટો જથ્થો પકડાય ત્યાં સુધી આખી રાત હોડીમાંજ રહેતો. હિમ્મત વગર કોઈ માણસ એમ કરી શકે ખરો કે? ના. પીતર બહાદુર હતો, અંધારી રાતે હોડી હંકારતાં તથા અંધારી રાતે હોડીમાં રહેતાં તેને લેશમાત્ર બીક લાગતી નહોતી. વળી તે મજબુત

ધંધાનો માણસ હતો, કેમકે કેવળ મજબુત માણસજ પાણીમાં હોડીને હલેસાં મારી શકે, અને માછલાંથી ભરાએલી જાળ હોડીમાં ખેંચી લાવી શકે; આ બધું પીતર કરી શકતો હતો.

તે ગામના બધા છોકરા નિશાળે જતા ને વાંચતાં લખતાં શીખતા. પણ કેટલાએક ઘણા વખત સુધી નિશાળે ગયા નહિ માટે બહુજ થોડું શીખી શકયા. પીતર હોડીની વ્યવસ્થા રાખવાનું, જાળો નાખવાનું તેમજ માછલાં પકડવાનું કામ શીખે એવી તેના બાપની મરજી હતી માટે તે નિશાળે વધારે વાર સુધી બેઠો નહોતો. જો કે પીતરની પાસે બહુ પુસ્તક નહોતાં તો પણ તેને બીજી બાબતોનું જ્ઞાન સારૂં હતું. સરોવરમાં તોફાન કયારે થશે તે તે કહી શકતો. હોડી કેવી રીતે હંકારવી તે તે જાણતો હતો. સરોવરમાંનાં માછલાંની હિલચાલ તે બરાબર જાણતો હતો, વળી કયારે પુષ્કળ માછલાં સહેલથી પકડી શકાશે, અને તેમને પકડવાં કઇ વખતે મુશ્કેલ થઇ પડશે તે બધું તે સારી પેઠે જાણતો હતો.

વળી તે પ્રમાણિક માણસ હતો. તે કેવળ એકજ વખતે જુઠું બોલ્યો હતો. તે લુચ્ચો ન હતો પણ સાચો માણસ હતો. કદાપિ તમે એમ પુછશો કે, "પણ ઇસુએ માછી સાથે કેમ ભાઇબંધી કરી?"

૪. વારૂ, માણસ ગમે તો યાજક, વિદ્વાન, કે કારીગર, કે ભરવાડ, કે માછી. ગમે તે હોય તે વિષે ઇસુને કંઇજ દરકાર નહોતી. માણસ તવંગર છે કે ગરીબ તે વિષે ઇસુ કંઇજ પરવા કરતો નહિ. પણ જે માણસો ઇશ્વરની ભક્તિ કરતાં, જેઓ દેવની ઇચ્છા પ્રમાણે કરવા માગતાં અને સત્યના માર્ગમાં ચાલતાં તેમજ જેમનાં અંતઃકરણમાં કંઇજ લુચ્ચાઇ નહોતી તેવાં માણસોની ઇસુ મિત્રાચારી કરતો હતો. એજ કારણ માટે પીતર ઇસુનો વહાલો મિત્ર થઇ પડયો હતો.

**પ્રશ્નો.**

૧. ઇસુ કેવી રીતે પોતાનું ગુજરાન કરતો હતો?
૨. પીતર કોણ હતો?
૩. શા માટે ઇસુએ પીતરને મિત્ર તરીકે પસંદ કીધો?

## ૫૫. ઈસુ પોતાના મિત્ર પીતરની સાસુને સાજી કરે છે.

**સુથાર ઇસુમાં અદ્ભુત પરાક્રમ હતું, તેમજ તે દયાથી ભરેલો હતો તે વર્ગને કહેવાનો.**

**ભાગ :** માર્ક ૧ ; ૨૯-૩૧. માત્થી ૮ ; ૧૪, ૧૫. લુક ૪ ; ૩૮, ૩૯.
**કલમ :** યશા. ૫૩ ; ૪. "ખરેખર તેણે આપણાં દુઃખ વેઠયાં છે."

૧. સરોવરના કાંઠા પરના શહેરમાં આવેલા એક ઘરમાં ઇસુનો પીતર, તેનો ભાઈ, તેની વહુ તથા તેની સાસુ રહેતાં હતાં તે આપણે લા પાઠમાં શીખી ગયા છીએ. એક વખત ઇસુ તે ઘરમાં ગયો ઘરમાં બધાં બહુ દુઃખી હતાં.

૨. પીતર કેમ દુઃખી હશે વારૂ? તેની વહુ શા માટે ભયભીત હશે? હું તમને પુછું છું કે જો તમારી મા બહુ માંદી હોય તો તમને લાગે ખરૂં કે? ના, તમને બહુ દુઃખ લાગે અને પીતરની વહુની મા માંદી હતી; તે કારણને લીધે પીતરની વહુ દુઃખી હતી, અને તેને થતી જોઇને પીતરને પણ દુઃખ લાગ્યું. પછી શું થયું તે હું તમને કહું?

૩. ઇસુ તે ગામમાં આવીને જે લોકો સભાસ્થાનમાં ભજન ગયા હતા તેમને વાત સંભળાવવા પોતે પણ ત્યાં ગયો. લોકોને સારી શિખામણો આપ્યા પછી ઇસુને ખોરાક તથા આરામ ની જરૂર હતી. જ્યારે ઇસુ સભાસ્થાનમાં સારાં સારાં વચનો કહી ગાવતો હતો ત્યારે પીતર તથા ઇસુના એક બે બીજા મિત્રો તેના હતા. અને જ્યારે પીતરને માલમ પડયું કે ઇસુને ભૂખ લાગી છે વિશ્રામની જરૂર છે ત્યારે તેણે ઇસુને પોતાને ઘેર બોલાવ્યો. અને મે ઘણી ખુશીની સાથે તે નહોતરૂં સ્વીકાર્યું, એટલે પીતર બહુ ખુશી થતો તેની વહુ તથા સાસુને ઇસુના આગમનની ખબર આપવા અને સારૂ ખાવાનું તયાર કરાવવા જલદી ઘેર દોડી ગયો.

પરંતુ ઘેર આવ્યો ત્યારે પીતરને માલમ પડયું કે તેની સાસુ બહુ હતી. તેને સખત તાવ ચઢયો હતો, અને ઘણી વખતે તો તેવા ી માણસ મરી જાય છે. માટે જ્યારે ઇસુ તે ઘેર ગયો ત્યારે તેને

ખબર પડી કે તે ઘરનાં બધાં માણસો બહુ દુ:ખી હતાં. તેઓએ તેની પાસે જઇને તેને કહ્યું કે પીતરની સાસુને તાવ ચઢયો છે. કદાપિ તેઓએ એમ ધાર્યું હશે કે ઇસુ એ વાત સાંભળીને કોઈ બીજા મિત્રને ત્યાં જમવા તથા આરામ લેવા જશે, પણ ઇસુએ તેમ કર્યું નહિ. પણ ઉલટું જે જગ્યાએ તે બીમાર બાઇ સુતી હતી ત્યાં ગયો. જે માણસને સખત તાવ ચઢે છે ત્યારે તેનું શરીર કેટલું ગરમ તથા અશક્ત થઇ જાય છે તે તો તમે બધાં સારી પઠે જાણો છો.

તે ગામના વૈદોએ કહ્યું કે તેનો તાવ મટાડવાનો એકજ ઉપાય હતો અને તે એ કે તેણીના માથાના થોડાક વાળ કાપી લઇને તેની સાથે એક છરી બાંધવી ને પછી તે છરીને કોઈ ઝાડે ટાંગીને મંત્ર ભણવા.

પણ એમ કરવાથી કંઇ તાવ ઉતરતો નથી. ઘરના બધા લોકો વિચાર કરતા હતા કે હવે ઇસુ શું કરશે. ઇસુ તો કંઇ મંત્ર ભણ્યો નહિ. તે તો સાદડી પાસે તે માંદી બાઇ આગળ ઉભો રહ્યો, અને તેનો હાથ પકડયો અને તેને ઉઠાડી, અને એકદમ તાવ ઉતરી ગયો, અને તે સ્ત્રી સાજી થઇ ગઇ, ને ઘરનું કામકાજ કરવા તેમજ તેમને બધાંને માટે જમણ તૈયાર કરવા મંડી ગઇ.

તે માંદી બાઇને સાજી થએલી જોઇને બધાંને કેટલું બધું સારૂં લાગ્યું હશે?

૪. અને જ્યારે તેઓ ઇસુના એ કામ વિષે વિચાર કરતા હતા, ત્યારે તેઓ સમજી શકયા કે ઇસુ કેવળ એક સુથાર કે ગુરૂ કે ઉપદેશકજ નહોતો; તેઓને માલમ પડયું કે તેનામાં અદ્‌ભુત પરાક્રમ હતું. માટે તે તેમના ગામમાં રહ્યો ત્યાં સુધી તેઓ તેની દયાને લીધે તથા તે સ્ત્રીને તેણે સાજી કરી હતી તેને લીધે રાજી થયા, એટલુંજ નહિ, પણ દેવે તેમના ઉપર કૃપાદૃષ્ટિ કરીને તેમની પાસે એક મોટો સતગુરૂ મોકલ્યો હતો માટે તેઓએ તેને ઘણું માન આપ્યું.

**પ્રશ્નો.**

1. **તે ઘરમાંના લોકો કેમ દુ:ખી હતા?**
2. **ઇસુએ કયું ચમત્કારિક કામ કર્યું?**
3. **આ ચમત્કાર જોઇને ઘરનાં માણસો કેવો વિચાર કરવા લાગ્યાં?**

## ૫૬. લાચાર પક્ષઘાતી તથા ચાર માણસો.

**ઇસુની ભલમનસાઇ તથા તેના અજાયબ પરાક્રમ ઉપર લોકો કેવી રીતે વિશ્વાસ લાવતા હતા, તે બતાવવાનો.**

**ભાગ :** માર્ક ૨ ; ૧-૧૨. લુક ૫ ; ૧૭-૨૬. માત્થી ૯ ; ૨-૮.
**લખ :** લુક ૫ ; ૨૦. "તારાં પાપ તને માફ થયાં છે."

૧. ગઇ વાર્તામાં ઇસુએ કેવી રીતે તેના મિત્ર પીતરની સાસુને તાવમાંથી ઉઠાડી તે આપણે શીખી ગયાં. ગામના લોકોએ ઇસુના એ કૃત્ય વિષે સાંભળ્યું ત્યારે તેઓ માહોમાંહે તેની ચર્ચા લાગ્યા.

૨. હવે જો કોઇ તમને એમ કહે કે તમારા ગામમાં સર્વ ા રોગથી પીડાતાઓને સાજા કરી શકે, એવો એક હોશિયાર ા આવ્યો છે, અને જો તમારા ઘરમાં કોઇ બહુજ માંદું હોય તો ા તે માંદા માણસને પેલા હોશિયાર માણસ પાસે નહિ લઇ જાઓ?

૩. સરોવરના કાંઠા પરનું તે મોટું શહેર કે જેમાં ઇસુનો મિત્ર રહેતો હતો તે ગામના એક ઘરનાં માણસો ઘણા વખતથી બહુ હતાં. તે ઘરના મુખ્ય પુરૂષને પક્ષઘાત નામનો રોગ લાગેલો ને તેથી તે બિચારો બહુ દુ:ખી હતો. પહેલાં તો તે એક મજબુત, ; અને લાંબી મજલ કાપી શકે એવો માણસ હતો. તેણે પૈસા રીતે જમા કર્યા હતા. બધા માણસો તેને શાણો ગણતા પણ હાલમાં તેને પક્ષઘાત થયો હતો, અને તેની બધી શક્તિ ાઇ ગઇ હતી. તે તેના હાથ પગ બિલકુલ હલાવી શકતો નહિ, તે ભાગ્યેજ માથું આમ તેમ ફેરવી શકતો. તે ઘરના કામ કાજ જરા પણ દેખરેખ રાખી શકતો નહિ. આખો દહાડો તે ઘરમાં પર પડી રહેતો, ને જો કોઇ તેની સાથે વાત કરવા આવે તો થોડીવાર સુધીજ વાત કરતો. આ સિવાય તે બીજું કંઇજ કરી નહિ.

ઇસુએ પીતરની સાસુને સાજી કરી તે પહેલાં ઘણા વખતથી આ ા માંદો હતો.

એક દિવસ તે પક્ષઘાતીના ઘરનાં થોડાં માણસો ઇસુએ પીતરની સાસુ પ્રત્યે બતાવેલી દયા વિષે વાત કરતાં હતાં ને કહેતાં હતાં, "તે એક બહુ ચમત્કારિક કામ હતું, અને આ ઇસુમાં તો પરાક્રમ તથા દયા બેઉ છે. જે પળે તે બોલ્યો તેજ પળે તે બાઇનો તાવ એકદમ જતો રહ્યો."

પછી તેમાંનો એક બોલ્યો, "આપણા ઘરનો વડીલ બહુ માંદો છે. મને લાગે છે કે ઇસુ તેને કંઇ આરામ પમાડી શકે ખરો." એ પછી બીજો બોલ્યો, "ના, ના, કેવી રીતે ઇસુ તેને સાજો કરી શકે"? ત્રીજો બોલ્યો "કેમ નહિ? જો ઇસુ ઝેરી તાવ મટાડી શક્યો તો શું આપણા શેઠને સાજો કરી નહિ શકે?" અને તેઓએ કેટલાક વખત સુધી તે વિષે વાત કરી પણ ઇસુ તે નગરમાંથી નીકળીને બીજી જગ્યાએ ગયો હતો, તેથી તેમનું કંઇ વળે તેમ નહોતું.

પણ ઘરના વડીલ પક્ષઘાતીએ તેના ઘરનાં માણસોને એ વાત કરતાં સાંભળ્યાં, અને તેણે તેમને કહ્યું, "મને ઇસુ તથા તેનાં કામ વિષે કહો." તેઓ ઇસુ વિષે જેટલું જાણતાં હતાં તેટલું તેને કહી સંભળાવ્યું. પછી તે પક્ષઘાતી માણસે ઘરનાં માણસોની વિનંતી કરીને કહ્યું, "મહેરબાની કરીને ઇસુને આપણે ત્યાં તેડી લાવો એ માટે કે તે મને સાજો કરે." તેઓએ પાછો ઉત્તર વાળ્યો કે, "તે તો ગામમાંથી ગયો છે." આ સાંભળીને તે બિચારાને બહુ માઠું લાગ્યું, પણ થોડી વાર વિચાર કરીને તેણે કહ્યું, "ઇસુ આપણા નગરમાં પાછો આવશે, અને જ્યારે તે આવે ત્યારે મને સાજો કરે એવી તેને વિનંતી કરજો."

અને તે પક્ષઘાતી માણસ તે ઘરનો વડીલ હતો માટે તેઓએ તેના કહેવા-પ્રમાણે કરવાનો ઠરાવ કીધો.

આ પછી વખતોવખત તે પક્ષઘાતી માણસ તેમને ઇસુના આગમન વિષે પુછતો અને દરેક વખત તેઓ "ના" કહેતાં, અને એ સાંભળીને તે દુઃખી થતો.

પણ એક દિવસે તો ઘરનો કોઇ માણસ બજારમાં કંઇ સોદો લેવા ગયો હતો, તે એકદમ કંઇ પણ લીધા સિવાય ઘેર પાછો દોડી આવ્યો.

ઘરનાં બીજાં માણસોએ તેને પુછ્યું, "તું કેમ સોદો લીધા વગર ખાલી પાછો આવ્યો?" તેણે જવાબ આપ્યો, "આ ગામમાં ઇસુ પાછો આવ્યો છે તે હમણાંજ પીતરના ઘરમાં પેઠો છે, અને ગામનાં બધાં માણસો જે ઉત્તમ બોધ તે આપે છે તેનું શ્રવણ કરવા તે ઘેર સંખ્યાબંધ જાય છે."

પછી ઘરનાં માણસોએ તે પક્ષઘાતી પાસે જઇને કહ્યું, "ઇસુ આવ્યો છે."

તેણે કહ્યું, "ત્યારે તો એકદમ જઇને તેની વિનંતી કરો કે આવીને મને સાજો કરે." પણ ખબર લાવનાર માણસ બોલ્યો કે, "જવામાં કંઇજ લાભ નથી કેમકે જો આપણે જઇશું તો પણ તે ઘરમાં તેનું સાંભળવા એટલા બધા લોક એકઠા થયા છે કે તેમને મુકીને અહિં આવી શકે તેમ નથી." આ સાંભળીને તો પક્ષઘાતી બહુજ ખીન્ન થયો. પણ તેણે વિચાર કર્યો અને પછી બોલ્યો, "કદાપિ જે લોકો ઇસુને જોવા તથા તેની વાત સાંભળવા ગયા છે તેમને મુકીને તે અહિં આવી શકશે નહિ, માટે મને ત્યાં લઇ જાઓ, અને જ્યારે તે મને જોશે ત્યારે મારા પર દયા લાવીને તેની અપાર કૃપાને લીધે તે મને સાજો કરશે એમ હું માનું છું."

ઘરનાં માણસો બોલ્યાં, "એ ખરી વાત છે, અને આપણે એમજ કરીશું."

પછી તેઓએ પક્ષઘાતીને ડોળીમાં સુવાડ્યો અને પછી બે માણસો આગળ અને બે પાછળ એવી રીતે ઉંચકીને જ્યાં ઇસુ હતો ત્યાં પીતરને ઘેર તેને ઉંચકી ગયા.

૪. તેમણે આટલી બધી તકલીફ કેમ ઉઠાવી હશે? કેમકે તેમને વિશ્વાસ હતો કે ઇસુનામાં સાજા કરવાનું પરાક્રમ છે અને તે પક્ષઘાતી ઉપર દયા લાવીને તેને સાજો કરશે.

**પ્રશ્નો.**

**૧. પક્ષઘાતી માણસે ઇસુ વિષે શું સાંભળ્યું ?**

**૨. ઇસુ વિષે પક્ષઘાતી માણસને કેવી આશા હતી ?**

**૩. શા માટે પક્ષઘાતીને પીતરને ઘેર લઇ જવામાં આવ્યો ?**

## ૫૭. ઈસુ પક્ષઘાતીને સાજો કરે છે.

**હેતુ :** ઇસુની ભલમનસાઇ તથા તેનામાં જે અજાયબ પરાક્રમ હતું તે વિષે કહેવાનો.

**શાસ્ત્રભાગ :** માર્ક ૨ ; ૧-૧૨. લુક ૫ ; ૧૭-૨૬. માત્થી ૯ ; ૨-૮.

**મુખકલમ :** લુક ૫ ; ૨૦. "તારાં પાપ તને માફ થયાં છે."

**વાર્તા.**

૧. પક્ષઘાતીને જોઈને ઇસુને તેના પર દયા આવે ને તે તેને સાજો કરે, માટે તેના ઘરનાં માણસો તેને ડોળીમાં ઘાલીને પીતરને ઘેર કેવી રીતે લઇ ગયાં તે આપણે ગઇ વાર્તામાં સાંભળ્યું.

૨. હવે જો તમે કોઇ માંદા બાળકને દાકતર સાહેબની પાસે લઇ જાઓ, પણ દાકતર સાહેબને મળી શકો નહિ તો તમે શું કરો ? જ્યાં સુધી અંદરનાં માણસો બહાર નીકળી જાય ત્યાં સુધી બહાર બેસીજ રહો અથવા બીજી કોઇ રીતે, દાકતર સાહેબને તે માંદા બાળક પાસે લાવવાની કોશિષ કરશો. અને જે ચાર માણસો પેલા પક્ષઘાતીને ઇસુ પાસે લઇ ગયા હતા, તેમને પણ તેમજ કરવું પડ્યું. અને પુષ્કળ હરકતો હતી છતાં પણ તે પક્ષઘાતીને ઇસુ પાસે લઇ જવાને કેવી યુક્તિ વાપરી તે હું તમને કહીશ.

૩. આગળ મેં તમને કહ્યું તેમ પક્ષઘાતીને રસ્તા પર ઉંચકીને લઇ ગયા. પણ જ્યારે તેઓ પીતરના ઘર આગળ આવી લાગ્યા, ત્યારે તેમને બહુજ ધીમે ધીમે ચાલવું પડ્યું. આખરે તેઓ થોભ્યા. પક્ષઘાતી જોરથી બૂમ મારીને તેમને આગળ જવાનું કહેવા લાગ્યો, પણ તેઓએ કહ્યું 'રાબી, અમે આગળ જઈ શકતા નથી, લોકોની એટલી બધી ભીડ છે કે અમે ઘરમાં પેસી શકતા નથી." પછી પક્ષઘાતીએ તેમને કહ્યું "તમે લોકોને બૂમ મારો કે તેઓ બાજુએ ખસી જાય ને પછી તમે મને ઇસુની પાસે લઇ જાઓ." પણ દરવાજા બહાર રસ્તામાં ઉભા રહીને જે લોકો બૂમ મારતા હતા તે ઘર માંહેના લોકો સાંભળી શકતા નહોતા. અને જે લોકો દરવાજા આગળ રહીને તેમની બૂમ સાંભળતા હતા તેમણે કહ્યું, "ઘરમાં જવાની ફોકટ મહેનત શા માટે કરો છો. ઘર લોકોથી ચિકાર ભરેલું છે. માંહે તમારે કાજે તથા

માંદા માણુસને કાજે જરાએ જગ્યા નથી. બધા લોકો પાછા જાય ત્યાં સુધી તમારે તો બહાર થોભ્યા વગર છુટકોજ નથી. પછી તમે માંહે જઇ શકશો," માટે તેમને થોડા વખત સુધી તો બહાર થોભવુંજ પડયું. પણ પક્ષઘાતીને ઘણુંજ લાગી આવ્યું, અને ઇસુને જોવાની તેને અતિ આતુર ઇચ્છા હતી. વળી માંહેના લોકો ઇસુનાં અમૃતવચનો એવી આતુરતાથી સાંભળતા હતા કે તેમને વખતની બીલકુલ ખબર પડી નહિ, તેથી પેલા ચાર માણુસો એક બીજાને કહેવા લાગ્યા "અહિં નકામું ઉભું થઇ રહેવું એ તો મૂર્ખાઇ ભરેલું છે, માટે આપણે કોઇ બીજી રીત શોધી કાઢીએ કે જેથી આપણા શેઠને ઇસુ પાસે લઇ જઇ શકીએ."

હવે મારે તમને પીતરના ઘરની કંઇક હકીકત આપવી જોઇએ તેના ઘરના મધ્ય ભાગમાં એક આંગણું હતું. તેમજ ઉઠવા બેસવા અને ખાવા પીવા તથા સુવા સારૂ જુદા જુદા ઓરડા તથા આંગણાની આજુ-બાજુ ગુદામ હતાં. આંગણાની એક બાજુએ કેટલાએક ઓરડાની આગળ એક મોટી પરશાળ હતી. ઇસુ આ પરશાળમાં બેઠેલો હતો, અને લોકોને બોધ આપતો હતો. તેનું સાંભળવા સારૂ કેટલાએક તેની આસપાસ પરશાળમાં તેમજ આંગણા આગળ બેઠા હતા, કેટલાએક તો બારીઓ આગળ ઉભા હતા.

ઘર તથા આ પરસાળનો ઉપલો ભાગ સપાટ હતો, અને બહાર રસ્તા આગળથી એક સીડીએ થઇને આ ધાબા ઉપર જવાતું હતું. તે દેશમાં આવી જાતનાં ઘર બાંધવાનો રીવાજ હતો.

પક્ષઘાતીને લાવનાર ચાર માણુસો, શું કરવું એ વિષે વિચાર કરતા હતા એટલામાં તેઓમાંના એકની નજર પેલી સીડી ઉપર પડી. પછી તેણે બીજાઓને કહ્યું "ચાલો, આપણે આપણા શેઠને આ સીડીએ થઇને ઘરના ધાબા ઉપર લઇ જઇએ અને પછી પરશાળના છાપરા ઉપર લઇ જઇશું, પરશાળનું છાપરૂં બહુ મજબુત નથી, માત્ર નળીઆં મૂકેલાં છે. આપણે છાપરા પરનાં નળીઆં ખસેડીશું અને ડાંડા જરા બાજુએ કરીશું અને પછી ખાટલો નીચે ઉતારી શકીશું, એટલી જગા કરીને

આપણા પક્ષઘાતી શેઠને જે પરસાળમાં ઇસુ બેઠેલો છે ત્યાં તેની આગળજ તેને ઉતારીશું."

તે બધાને તે યુક્તિ પસંદ પડી, માટે તેઓ તે પક્ષઘાતીને ધાબા ઉપર અને પછી પરસાળના છાપરા ઉપર લઇ ગયા. તેમણે કેટલાંક નળિયાં ખસેડયાં અને એક બાકું પાડયું અને પછી પક્ષઘાતીની ડોળી ઇસુ આગળ નીચે ઉતારી.

આ બનાવ જોઇને આંગણામાંના બધા લોક વિસ્મય પામ્યા. કેટલાએક તો ગુસ્સે થયા, કેટલાએક તો એમ ધારવા લાગ્યા કે પેલા ચાર માણસોએ બેઅદબી કરી હતી. પરંતુ ઇસુ ગુસ્સે થયો ન હતો. અને બીજા બધા શાંત હતા.

પછી પક્ષઘાતીના મનમાં બહુજ બીક લાગવા માંડી. ઇસુ માંદા માણસને માત્ર શબ્દથી સાજા કરતો હતો એવું તેના સાંભળવામાં આવ્યું હતું. તેને એવો વિશ્વાસ હતો કે જ્યારે જ્યારે ઇસુની મરજી પડે ત્યારે ત્યારે તે તેમ કરી શકે. પણ તે પક્ષઘાતીને ખબર હતી કે તેણે હમેશાં શુદ્ધ જીવન ગાળ્યું નહોતું. તેણે ઘણાં ખોટાં કામ કર્યાં હતાં અને તે જુઠું પણ બોલ્યો હતો, માટે તેને એવી ધાસ્તી હતી કે તેનાં ગતકાળનાં એ દુષ્કર્મોને લીધે ઇસુ તેને સાજો કરશે નહિ.

પણ ઇસુએ તેના તરફ કૃપાભરેલી નજરે જોયું ને કહ્યું, "તારાં પાપ તને માફ થયાં છે." પક્ષઘાતી ભક્તિભાવથી માનતો હતો કે ઇસુ જરૂર મને સાજો કરશેજ કરશે, માટે તેણે ગતકાળમાં જે જે ભુંડાં કૃત્યો કર્યાં હતાં તે બધાં તેને માફ કરવામાં આવ્યાં હતાં.

ઘરમાં બેઠેલા બીજા લોકો પૈકી કેટલાએક એવો વિચાર કરતા હતા કે દેવ સિવાય બીજો કોઇ પાપની માફી આપી શકેજ નહિ, માટે ઈસુએ એમ કહેવુંજ ન જોઇએ કે, "તારાં પાપ તને માફ કરાયાં છે."

પછી ઇસુએ તેમનો વિચાર કળી જઇને તેમને કહ્યું, "પરમેશ્વરે મને માત્ર રોગ મટાડવાનું પરાક્રમ આપ્યું છે એમ તો નહિ પણ તેની સાથે પાપ માફ કરવાનો અધિકાર પણ આપેલો છે." પછી બીજી વખત તેણે પક્ષઘાતી તરફ જોઇને તેને કહ્યું, "તારૂં બિછાનું લઇને ચાલ્યો જા."

અને જે માણસ અગાઉ તેના હાથ પગ હલાવી શકતો નહોતો તેને હમણાં ઇસુની દયાને લીધે સંપૂર્ણ સાજાપણું મળ્યું હોય એમ લાગ્યું. પછી તે ઉભો થયો અને પડયા વગર નીચા વળીને જે બિછાનામાં તેને સુવાડયો હતો તે ઉંચકીને દેવને મહિમા આપતો આપતો તેને ઘેર પાછો ગયો.

૪. ઇસુએ તેના પર દયા દેખાડી હતી અને તેની અપાર કૃપાને લીધે તેણે જે પાપ કીધાં હતાં તે બધાં માફ કરીને તેના શરીરને વળી સાજાપણું આપ્યું હતું માટે તે પક્ષઘાતી અતિશય ખુશી થયો હતો, અને તે પક્ષઘાતી માણસે ઇસુ ઉપર વિશ્વાસ કર્યો માટે ઇસુએ તેને આ મોટાં કૃપાદાનો મફત બક્ષ્યાં. અને પુષ્કળ અડચણો હતી, છતાં પણ તે પક્ષઘાતીને તેના ઘરમાંથી પેલા ચાર માણસો તેને ઇસુ પાસે લઈ ગયા માટે તેઓ કેટલા બધા ખુશી થયા હશે!

પ્રશ્નો.

૧. પક્ષઘાતીને પીતરના ઘર આગળ લઇ ગયા ત્યારે શું બન્યું?
૨. તે ચાર માણસો પક્ષઘાતીને ઇસુ આગળ કેવી રીતે લાવી શકયા?
૩. તે માંદા માણસને સાજા કરવાનું પરાક્રમ ઇસુને કયાંથી અપાયું?

---

## ૫૮. વાર્તાપાઠ ૪૮-૫૭નું પુનરાવર્તન.

હેતુ: આ વાર્તાઓ ફરી કહેવા બે હેતુ હોવા જોઇએ. પહેલો તો છોકરાં તેમને વાર્તા તરીકે યાદ રાખી શકે માટે તેમને મદદ કરવાનો, અને બીજો ઇસુ વિષે તેઓ આ વાર્તાઓમાં જે જે શીખ્યાં હોય તે બધું તેમના મનમાં ઠસાવવાનો.

તેઓ ઇસુ વિષે એવું સાંભળી ગયાં કે તે એક બહુજ ગરીબ માબાપના બાળકની પેઠે ગભાણમાં જન્મ પામ્યો, ને તે બીજાં બાળકોના જેવોજ દેખાતો હતો, તોપણ તે દેવના પ્રેમ તથા કૃપા વિષે માણસોને કહેવા દેવ તરફથી મોકલવામાં આવ્યો હતો. આ વાત દૂતે ભરવાડોને કહી સંભળાવી હતી.

તારાને જોઇને જ્ઞાની લોકોએ તેના વિષે એવો વિચાર કીધો કે તે ખરેખર રાજા છે, માટે તેઓએ તેનું ભજન કીધું ને તેને માન આપ્યું.

બાળક તરીકે ઇસુનામાં પણ દેવની ઇચ્છા પ્રમાણે કરવાન
તેને અણગમતાં વાનાં જાણવાની અતિ આતુર અપેક્ષા જોવામાં આ
માણસ તરીકે તેણે બતાવી આપ્યું કે તેનામાં અદ્ભુત
સમાએલું હતું. ઝેરી તાવથી પીડાતી તે બાઇને અને પક્ષઘાત
માણસને સાજાં કરી શકયો. વળી તેને પાપ માફ કરવાની સ
આપવામાં આવી હતી. તે જ્ઞાની, ભલો, દયાળુ અને પરાક્રમી હ
મુખકલમો બોલી જવી.

---

## ૫૯. ચુંટી કાઢેલી વાર્તાઓનું પુનરાવર્તન.

હેતુ: ૨૧, ૨૨, ૨૭, ૨૮, ૩૩, ૩૪, નંબરની વાર્તાએ
સુગમ થઇ પડશે, પણ આ માત્ર ઉપરઉપરનું પુનરાવર્તન થવું ન
છોકરાંને પુછી જુઓ કે તેમને કયી કયી વાર્તાઓ ફરી સાંભળવા
છે. છોકરાંને પોતાનેજ વાર્તાઓ કહેવા દો, અને જો ભુલ
બીજા છોકરાને સુધારવાનું કહો, અને આવી રીતે તેમને મદદ
કહો. વળી છોકરાંને એવું સમજાવો કે વાર્તાઓમાં કઇ શિ
સમાએલી છે, અને તેમને સ્પષ્ટ બતાવી આપો કે જો કોઇ
આપણે યાદ રાખીએ પણ જો તેમાં કંઇ અર્થ હોય નહિ તો
સારી વાર્તા કહી શકાય નહિ. વળી યાદ રાખો કે જે અર્થ તમે
છો તે વાર્તામાં હોવોજ જોઇએ અને તે અર્થ વાર્તામાં રહેલો
છોકરાં સ્પષ્ટ રીતે જોઇ શકે એમ કરો.

મુખકલમો ફરી સાંભળી જવી.

---

## ૬૦. સુબેદાર તથા તેનો ચાકર.

**હેતુ: સુબેદારનો ચાકર માંદો પડયો ત્યારે તેણે ઇસુ પાસે કેમ મોકલ્યા એ છોકરાંને કહેવાનો.**

**શાસ્ત્રભાગ: લુક ૭; ૧-૧૦. માત્થી ૮; ૫-૧૩.**

**[ટીપ. આ અને હવે પછીની વાર્તાનું વર્ણન લુકની સુવાર્તાને આધારે**

**મુખકલમ: માત્થી ૮; ૧૩. "જેવો તેં વિશ્વાસ કીધો તેવુંજ તને થા**

**વાર્તા.**

૧. પીતરની સાસુને ઇસુએ ઝેરી તાવથી મુક્ત કરી તેણીને તંદુરસ્તી બક્ષી તે પાઠમાં મેં તમને કહ્યું હતું કે પીતરનું ઘર સરોવરના કાંઠા પરના શહેરમાં હતું, અને તે શહેરમાં ઘણા માછીઓ રહેતા હતા. વળી મેં તમને આ વાત પણ કહી હતી કે તે નગરમાં એક સભાસ્થાન હતું કે જ્યાં પીતર તથા બીજા માણસો દેવના નિયમશાસ્ત્રનું મનન કરવા તથા પ્રાર્થના કરવા વખતોવખત જતા હતા.

૨. તે નગરના કોઇ માણસે તે સભાસ્થાન બંધાવ્યું નહોતું, પરંતુ તે નગરના લોકોને માટે કોઇએક પરદેશી સુબેદારે તે બંધાવી આપ્યું હતું. તે સુબેદાર સો સિપાઇઓનો ઉપરી હતો, અને તે તથા બીજા સિપાઇઓ તે નગરની સંભાળ કરવા તથા હુલ્લડ ન થાય માટે રૂમી સરકાર તરફથી ત્યાં રાખવામાં આવ્યા હતા. તે સુબેદાર ભલો માણસ હતો, અને સત્ય માર્ગમાં ચાલવાને જેમ બને તેમ પ્રયત્ન કરતો હતો. તે પૈસાદાર માણસ હતો કેમકે તેણે જે સભાસ્થાન બંધાવ્યું હતું તે ભવ્ય તેમજ સુંદર હતું. તેણે તે નગરના લોકોના ઉપયોગને સારૂ તે ઇમારત બંધાવી આપી હતી, અને તેના માયાળુ કૃત્યને લીધે અને તે ભલો માણસ હતો માટે તે નગરના બધા લોકો તેના તરફ પુજ્યભાવથી જોતા ને તેને માન આપતા હતા અને તે નગરના વડીલો તેમજ માનવંત પુરૂષો આ સુબેદારના ઇષ્ટ મિત્રો બન્યા હતા.

૩. આ સુબેદારનું ઘર મોટું હતું અને તે દેશના રિવાજ પ્રમાણે તેને ઘેર પુષ્કળ નોકરચાકરો પણ હતા. પરંતુ આ નોકરોમાંનો એક સુબેદારનો ખાસ માનીતો હતો, કેમકે તે પ્રમાણિક હતો તેમજ સુબેદારનાં સર્વ કામકાજ જાણે કે તેનાં પોતાનાંજ હોય એવી રીતે તેમની દેખરેખ રાખતો, અને નિ:સંદેહ સુબેદાર તથા આ ચાકર વચ્ચે ગાઢી પ્રીતિ હતી, અને પોતાનાં સર્વ કામકાજ કે બાબતોમાં સુબેદાર આ ચાકરની સલાહ લેતો હતો.

હવે એક દિવસ એવું બન્યું કે કોઇ અગત્યની બાબત વિષે સુબેદાર આ ચાકરની સાથે વાત કરવા માગતો હતો, માટે તેણે તેનું નામ દઇને

તેને બોલાવ્યો પણ તે આવ્યો નહિ, પણ તેને બદલે બીજા ચાકરે આવીને તેને કહ્યું કે આપનો વહાલો ચાકર બહુજ માંદો છે.

કેટલાએક શેઠ એવા હોય છે કે તેમના નોકરોની માંદગી વિષે સાંભળીને જરાએ દુ:ખી થતા નથી તેમજ તેમને મદદ કરવા સારૂ કંઇ ઉપાય પણ લેતા નથી, પણ આ સુબેદાર એવા પ્રકારનો શેઠ નહોતો. તે તો દયાળુ સ્વભાવનો હતો. તે તેના નોકરને જોવા ગયો, ને જુઓ, તે બહુજ માંદો હતો, તેમજ અશક્ત થઇ ગયો હતો.

ચાર માણસો એક માણસને ખાટલામાં ઘાલીને જે ઘરમાં ઇસુ હતો ત્યાં તેને ઉચકી લઇ ગયા અને પછી છાપરૂં ઉખેડીને ઇસુ આગળ તેને મુકયો અને ઇસુએ તેને સાજો કીધો એ વાત તમને યાદ હશે. વારૂ, આ સુબેદારના ચાકરને પણ એજ રોગ હતો. તેના હાથપગમાં કંઇજ કોવત રહ્યું નહોતું. તે માથું ભાગ્યેજ આમતેમ હલાવી શકતો. તે ઘણા વખત સુધી તેના શેઠના ઘરનું કામકાજ કે ખેતરનું કામ કરી શકયો નહિ.

પોતાના ચાકરને આટલો બધો માંદો જોઇને સુબેદારને બહુ માઠું લાગ્યું, અને તે માંદા ચાકરને જોવા માટે નગરમાંથી એક ડૉકટરને તેડવા સારૂ તરતજ માણસ મોકલ્યું. ડૉકટરે આવીને ખુબ સંભાળથી તપાસ કર્યા બાદ સુબેદારને કહ્યું કે, "હું આપના ચાકરને સાજો કરી શકતો નથી. તેને એવી જાતનો રોગ લાગેલો છે કે જે કોઇ પણ વૈદરાજ કે હકીમની દવાથી મટી શકે એમ નથી. તે કેટલા વખત સુધી જીવશે એ મારાથી કહી શકાતું નથી, પણ એટલું તો ખાતરીપૂર્વક કહી શકું છું કે તે ફરી સાજો થઇ શકશેજ નહિ."

પછીના દિવસોમાં ચાકરને અતિશય દુ:ખ થતું ગયું, અને બધાંને એમ લાગવા માંડયું કે હવે તો થોડા દિવસમાં તે ચાકર મરી જવાનો.

આ જોઇને સુબેદારને બહુજ દુ:ખ લાગ્યું, અને વળી આ નોકર તેને અતિ વહાલો તથા તેનો ઇષ્ટ મિત્ર પણ હતો, માટે તે હમેશાં પોતાના મનમાં કોઇ પણ રીતે આ ચાકરને સાજો કરવાના ઇલાજ વિષે વિચાર કરતો હતો.

એવામાં એક દિવસ તેને ઇસુ યાદ આવ્યો, અને ઇસુએ તેના
ધાવેલા સભાસ્થાનમાં લોકોને જે ઉત્તમ બોધ આપ્યો હતો તે પણ
તે યાદ આવ્યો. વળી તેણે સાંભળ્યું હતું કે ઇસુએ તેના પરાક્રમથી
નો પક્ષઘાતી માણસ કે જેને ચાર માણસો ઉંચકીને ઇસુ પાસે લઇ
આ હતા તેને તેણે સારો કીધો હતો. પછી તેને યાદ આવ્યું કે તે
ાણુસ તથા તેના ચાકરને એકજ રોગ એટલે પક્ષઘાતનો રોગ હતો.

આ વિષે પુષ્કળ વિચાર કરીને સુબેદાર પોતાના મન સાથે કહેવા
ાગ્યો "જો મારા ચાકરને ઇસુ પાસે લઇ જવામાં આવે તો ઇસુ તેને
શું સાજો કરી શકે." અને ઇસુ પોતાના નગરમાં બીજી વખત આવે
ારે તે ચાકરને લઇ જવાનો પક્કો વિચાર કર્યો, અને નગરના દરવાજા
ાગળ તેના જે સિપાઇઓ બેસતા હતા તેમને તેણે હુકમ આપ્યો કે
ગરમાં જેટલા આવે તેટલાની તપાસ કરો અને જો ઇસુ આવે તો
ાકદમ તેને ખબર આપવાનું કહ્યું.

પછી એક દિવસ ઇસુ તે નગરમાં આવ્યો, અને જેવો તે દરવાજામાં
ઠો તેવોજ દ્વારપાળે તેને જોયો, અને તેણે તે ખબર સુબેદારને પહોંચાડી.
છી સુબેદારે પેલા ચાકરને ઇસુ પાસે લઇ જવાની તૈયારી કરવા માંડી,
ણ તે ચાકરને એટલું બધું દુઃખ થતું હતું કે તેને ઇસુ પાસે લઇ જવાય
ેમ ન હતું.

કેટલાક વખત સુધી તો શું કરવું તે સુબેદારને સુઝયું નહિ, પછી
ના મનમાં એક વિચાર આવ્યો અને કહ્યું, "હું એવો વિશ્વાસ કરૂં છું કે
ા કે હું મારા ચાકરને ઇસુ પાસે લઇ જઇ ન શકું, તોપણ તે એટલો
ધો દયાળુ છે કે તે આવીને તેને સાજો કરશેજ."

માટે ઇસુ કૃપા કરીને તેને ત્યાં આવે એવી તેની વિનંતી કરવાનો
રાવ કીધો. જો કે તેને ખાતરી હતી કે ઇસુ તેના ચાકરને સાજો કરી
કે, તોપણ તે એવો નમ્ર તથા અભિમાન વગરનો હતો કે ઇસુ પાસે
ના ચાકરને માટે વિનંતી કરવા જવાને તેણે પોતાને યોગ્ય ગણ્યો
હિ. તેણે શું કર્યું? તેણે નગરના વડીલોને બોલાવી મંગાવ્યા અને
મને કહ્યું, "મારા પર કૃપા કરીને તમે ઇસુ પાસે મારે બદલે જાઓ
જઇને તેની વિનંતી કરો કે તે આવીને મારા ચાકરને સાજો કરે."

આ વાત સાંભળીને નગરના વડીલો તેમ કરવા બહુ ખુશી થયા, કેમકે તેણે તેમના પર મહેરબાની રાખીને તેમને પ્રાર્થના કરવા સારૂ એક સારૂં સભાસ્થાન બંધાવી આપ્યું હતું. માટે જે જગ્યાએ ઇસુ હતો ત્યાં તેઓ ગયા ને ઇસુની વિનંતી કરતાં તેને કહ્યું કે કૃપા કરીને સુબેદારને ઘેર ચાલ ને તેના ચાકરને સાજો કર. તેઓએ ઇસુને સુબેદાર સંબંધી કહ્યું કે તે એક બહુ સારો માણસ છે, અને આપણે માટે એક સુંદર સભાસ્થાન બંધાવી આપ્યું છે.

સુબેદારના ચાકરની માંદગી વિષે સાંભળીને ઇસુએ તેમની માગણી કબુલ કરી અને સુબેદારને ઘેર જવા નીકળ્યો, અને તે ઘર ત્યાંથી દૂર આવેલું હતું.

૪. આવી રીતે સુબેદારે ઇસુ પરનો પોતાનો વિશ્વાસ બતાવી આપ્યો કે ઇસુમાં મોટા અને ભારે ચમત્કાર કરવાની શક્તિ છે, અને ઇસુ કૃપા કરીને તે પરાક્રમ ચાકર જેવાને સાજા કરવામાં વાપરી શકે છે, અને ઇસુએ તે માંદા ચાકર પાસે જવાનું કબુલ રાખ્યાથી બતાવી આપ્યું કે જ્યારે જ્યારે માણસો તેના પર વિશ્વાસ કરે અને તેની પાસે કૃપાની માગણી કરે ત્યારે ત્યારે તે તેમનું ભલું કરવા તત્પર છે.

**પ્રશ્નો.**

૧. આપણે સુબેદાર વિષે શું જાણીએ છીએ?
૨. સુબેદારના ચાકરને શું થયું હતું?
૩. સુબેદારે શા માટે ઇસુને તેડી મંગાવ્યો?

---

## ૬૨. ઇસુ સુબેદારના ચાકરને સાજો કરે છે.

**હેતુ:** જેઓ તેના પર વિશ્વાસ રાખતા તથા જેઓ તેની કૃપાની માગણી કરતા, તે સઘળા પ્રત્યે ઇસુ કેટલો બધો ભલો હતો એ વર્ગ આગળ કહી બતાવવાનો.

**શાસ્ત્રભાગ:** લુક ૭; ૧-૧૦. માત્થી ૮; ૫-૧૩.
**મુખકલમ:** માત્થી ૮; ૧૩. "જેવો તેં વિશ્વાસ કીધો તેવુંજ તને થાઓ."

**વાર્તા.**

૧. સુબેદારનો ચાકર કેટલો બધો માંદો હતો તે તથા સુબેદારે નગરના કેટલાક વડીલોને ઇસુ પાસે એવી વિનંતી કરવા મોકલ્યા કે તે

ાવીને તે ચાકરને સાજો કરે: અને વળી ઇસુએ તે કહેણુ માન્ય કર્યું, બધું આપણે જોઇ ગયાં છીએ.

૨. ઇસુ પોતાને ઘેર આવે છે એ સાંભળીને સુબેદારે તેને રોકવા ત્ન કીધો, એવું જો હું તમને કહું તો તમે માનો ખરા કે? પણ સુબેદારે મજ કર્યું. જો કે તેણે તેના ચાકરને સાજો કરવા માટે ઇસુ પાસે ાણસો મોકલીને તેને પોતાને ત્યાં તેડી મંગાવ્યો હતો ખરો, તોપણ ારે તેણે સાંભળ્યું કે ઇસુ આવે છે ત્યારે તેણે માણસ મોકલીને તેને ટકાવ્યો; આમ કરવાનું કારણ શું હશે?

૩. તમને યાદ હશે કે નગરના વડીલો જ્યાં આગળ ઇસુને જઇ ત્યા તે જગ્યાએથી સુબેદારનું ઘર દૂર આવેલું હતું. માટે જ્યારે ઇસુએ નનું કહેણુ સ્વીકાર્યું ત્યારે તેઓએ તેને ખબર આપવા સારૂ એક કરાને આગળ મોકલ્યો.

તે છોકરો ઝડપથી દોડી ગયો. ઇસુને તેણે દીઠો હતો. વળી તેને એમ ્તાંએ સાંભળ્યો હશે કે તે સુબેદારને ઘેર આવું છું. વળી તે છોકરાને એમ ણ લાગ્યું હશે કે ઇસુના આવવાની ખબર સાંભળીને સુબેદાર બહુ ખુશી ો. માટે તે છોકરો બનતી ઉતાવળે ખબર આપવા સારૂ દોડી ગયો.

જ્યારે તેણે સુબેદારને કહ્યું કે ઇસુ આવે છે ત્યારે પ્રથમ તો એ ત સાંભળીને સુબેદાર બહુ ખુશી થયો. પણ પછી તેના મનમાં એક જો વિચાર એકાએક ઉત્પન્ન થયો. તે પોતે એક પરદેશી માણસ ો, અને તે એ નગરનો વતની પણ ન હતો. ઇસુમાં દેવ તરફથી મળેલું દ્ભુત પરાક્રમ હતું, વળી તે દેવથી મોકલાએલો મહાન ગુરૂ હતો એ ચાર મનમાં લાવીને તે પોતામાં કહેવા લાગ્યો, "આ અદ્ભુત ચમત્કાર નાર અને મહાન ગુરૂને હું મારે ઘેર આવવાની તસ્દી આપું છું એ જબી નથી, અને તે મારા પ્રત્યે આટલી બધી મહેરબાની બતાવે તેને ગ્ય હું નથી."

માટે તેણે પોતાના કેટલાએક મિત્રો કે જેઓ તેને ઘેર આવેલા ા, તેમને બોલાવીને ઇસુ પાસે મોકલ્યા, તથા જઇને ઇસુને શું કહેવું પણ તેમને કહી બતાવ્યું.

આ માણસો ઇસુ આવતો હતો તે રસ્તે તેને મળવા ગયા, અને જ્યારે તેઓએ ઈસુને આવતો જોયો ત્યારે તેને નમસ્કાર કર્યાં અને પછી સુબેદારે તેમને આપેલો સંદેશો કહી સંભળાવ્યો. તે સંદેશો નીચે પ્રમાણે હતો:

"તું મારે ઘેર આવે એવો હું યોગ્ય માણસ નથી, માટે અહિં આવવાની તસ્દી લીધા વગર જો તું માત્ર હુકમ કરે તો પણ મારો ચાકર સાજો થશે, એમ હું માનું છું."

આ તો એક બહુ નમ્રતાભરેલો સંદેશો હતો. એથી સુબેદારના અંતઃકરણમાં કંઇજ ગર્વ નહોતો એવું સિદ્ધ થયું. વળી ઇસુના અદ્‌ભુત પરાક્રમ પર તેનો જે વિશ્વાસ હતો તે પ્રગટ થયો. સુબેદારે એવો વિચાર કીધો કે ઇસુમાં એટલી બધી શક્તિ છે કે જો તે હુકમ કરે કે ચાકર સાજો થા, તો જો કે તે ઘણે દૂર હોય તોપણ તેનું વચન પૂર્ણ થાય, ને તેનો ચાકર સાજો થઇ જાય.

આ સંદેશો સાંભળતાંજ ઇસુ સમજી ગયો કે તેના ઉપર સુબેદાર વિશ્વાસ રાખતો હતો, અને ઇસુએ એકદમ સુબેદાર ઉપર પોતાની કૃપા દેખાડી, અને તેના માગ્યા પ્રમાણે કર્યું અને કહ્યું, "જેવો તેં વિશ્વાસ કીધો તેવુંજ તને થાઓ."

મને લાગે છે કે સુબેદારના મિત્રો ઇસુના આ સંદેશાનો અર્થ સમજ્યા નહિ હોય, પણ તેઓ સુબેદારની પાસે ઘેર પાછા ગયા અને તેને કહ્યું, 'અમે ઇસુ પાસે જઇને તારો સંદેશો કહી સંભળાવ્યો અને તેણે સંદેશાનો ઉત્તર એવો આપ્યો છે કે, "જેવો તેં વિશ્વાસ કીધો તેવુંજ તને થાઓ."'

૪. પછી સુબેદારે પેલા માંદા ચાકરને પોતાની પાસે બોલાવ્યો. તે જોઇને તેના મિત્રો અચંબો પામ્યા, કેમકે એવા સખત માંદા માણસને આપણે બોલાવીએ તો તે શી રીતે આવી શકે? પણ ચાકરને તેના શેઠની પાસે આવતો જોઇને તેમની અજાયબીનો પાર રહ્યો નહિ. હવે તે અશક્ત, પક્ષઘાતી કે દુઃખી નહોતો, પરંતુ તંદુરસ્ત, મજબુત અને સુખી હતો. તેઓએ તેનું કારણ સુબેદારને પુછ્યું અને તેણે કહ્યું, "થોડા વખત ઉપર

ાકર બિલકુલ સાજો થઇ ગયો. જે વખતે તમે ઇસુની સાથે વાત
રતા હશો અને જ્યારે તેણે તમને કહ્યું કે, "જેવો તેં વિશ્વાસ કીધો તેવુંજ
ને થાય" તેજ વખત તે હશે. મારો વિશ્વાસ હતો કે મારે ઘેર આવ્યા
ગર ઇસુ પોતાના પવિત્ર હુકમથી મારા ચાકરને સાજો કરી શકે; તેણે
યા કરીને એમ કર્યું છે, અને હમણાં મારો ચાકર પુરો સાજો થયો છે."

પછી ઇસુએ તેમના પર જે મહેરબાની દેખાડી હતી તેને લીધે
ઓ બધા દેવનો ઉપકાર માનવા લાગ્યા.

પ્રશ્નો.

૧. "તું મારે ઘેર આવવાની તસ્દી ન લે" એવો સંદેશો ઇસુ પાસે સુબેદારે કેમ મોકલ્યો?
૨. ચાકરને જોયા વગર અને ઘેર આવ્યા વગર ઈસુ તેને સાજો કરી શકે એવો સુબેદારને વિશ્વાસ હતો કે શું?
૩. સુબેદારનો બીજો સંદેશો સાંભળીને ઇસુએ શું કર્યું?

---

## ૬૨. યાઐરસ તથા તેની માંદી દીકરી.

તુ: પોતાની માંદી દીકરીને ઇસુ સાજી કરી શકે છે એવો યાઐરસનો વિશ્વાસ છોકરાંને બતાવવાનો.

ાસ્ત્રભાગ: માર્ક ૫; ૨૧-૨૪, ૩૫-૪૩. માત્થી ૯; ૧૮, ૧૯, ૨૩-૨૬. લુક ૮; ૪૦-૪૨, ૪૯-૫૬.

ખકલામ: માર્ક ૫; ૩૬. "બી મા, માત્ર વિશ્વાસ કર."

ાતો.

૧. સરોવરના કાંઠા પરના શહેરમાં ઇસુએ કરેલા ત્રણ ચમત્કારો
ષે આપણે શીખી ગયાં; જેમકે, તેણે કેવી રીતે પીતરની સાસુને ઝેરી
ાવથી મુક્ત કરી તે, અને પક્ષઘાતી માણસને સાજો કર્યો તે, તથા
બેદારના ચાકરને કેવી રીતે સાજો કર્યો તે.

૨. મેં તમને કહ્યું હતું કે તે નગરમાં એક સભાસ્થાન હતું, તે
ાત શું તમને યાદ છે?

૩. તે સભાસ્થાનના અધિકારી ઉપર દયા દેખાડીને ઇસુએ તેની
ાની છોકરીને કેવી રીતે સાજી કરી તે વિષે આજે હું તમને કહીશ.

સરોવરના કાંઠા પરના તે નગરમાંના સભાસ્થાનનો અધિકારી એક મોભ્ભાદાર માણસ હતો, અને તેઓએ તેને સભાસ્થાનના અધિકારી તરીકે એટલા માટેજ પસંદ કીધો હતો. જેટલા ત્યાં પ્રાર્થના કરવા અને બોધ સાંભળવા આવતા હતા તે બધા તેના તરફ પૂજ્યભાવથી જોતા અને તેને માન આપતા. જ્યારે કોઇ શાણો માણસ તે નગરમાં જતો ત્યારે સભાસ્થાનનો આ અધિકારી તે માણસ પાસે જઇને તેને કહેતો કે, "સાહેબ, તમે મહેરબાની કરીને સભાસ્થાનમાં આવીને અમારી આગળ બોધ કરશો?" કોઇ કોઇ સમયે તો સભાસ્થાનમાં આવનારા લોકો આ અધિકારીને કહેતા કે તમે બોધ કરો, કેમકે તે હોશીઆર અને સુજ્ઞ પુરૂષ હતો.

અને જ્યારે જ્યારે તે નગરની શેરીઓમાં થઇને જતો ત્યારે ત્યારે લોકો માન અને અદબથી તેને સલામ કરતા.

તે માણસનું નામ યાએરસ હતું.

તેને પુત્ર હતો કે નહિ તે હું જાણતો નથી, પણ તેને એક પુત્રી તો હતી એટલું હું ખાતરીથી કહી શકું છું. તે માત્ર બારજ વરસની હતી, અને તેનો બાપ યાએરસ તેના પર બહુ મમતા રાખતો હતો. તે દેશના રિવાજ મુજબ તેની માએ તે છોડીને વાંચતાં, લખતાં, રાંધતાં અને ઘરનું કામકાજ કરતાં શિખવ્યું હતું. જ્યારે જ્યારે બાપ સભાસ્થાનમાં જતો ત્યારે ત્યારે આ છોકરી પણ તેની સાથે જતી, અને તેના બાપે જે માણસને બોધ કરવાનું કહ્યું હોય તે બોધ તે છોડી બીજી છોડીઓ જોડે કે બાપની સાથે બેસીને સાંભળતી. જ્યારે જ્યારે ઇસુ સરોવરના કાંઠા પરના નગરમાં જતો ત્યારે ત્યારે તે સભાસ્થાનમાં બોધ કરતો, અને જ્યારે જ્યારે ઇસુ બોધ કરતો હતો ત્યારે ત્યારે આ છોકરી સભાસ્થાનમાં હશે એમ અનુમાન થાય છે. એક દિવસ યાએરસ કંઇ કામસર બહાર ગયો હતો અને તે કામથી પરવારીને પાછો ઘેર આવ્યો ત્યારે તેની સ્ત્રીએ તેને કહ્યું, "મને લાગે છે કે આપણી નાની છોકરીને સારૂં નથી, તે આજે આખો દિવસ રમી નથી, તેનું માથું દુખે છે, અને તેને તાવ ચઢયો છે."

યાઐરસ છોકરીને જોવા ગયો ને તેને માલમ પડયું કે તે ખરેખર ંદી હતી, તેથી એક હકીમને તેડી મંગાવ્યો. હકીમે સારાં સારાં ષ્રાણાંમાંથી છોકરીને માટે કંઇ દવા બનાવી ને તેણીને પીવાડી, પણ ાી તે કંઇ સારી થઇ નહિ, અને બીજે દિવસે તો તે ઘણીજ કમજોર ઇ ગઇ, અને તેનો મંદવાડ વધી પડયો.

થોડા દિવસ બાદ હકીમે પાછા આવીને કહ્યું, "આ છોકરી હવે ાજી થઇ શકે એમ નથી, અને મને ધાસ્તી લાગે છે કે તે થોડાજ બતમાં મરી જશે."

આ શબ્દો સાંભળીને યાઐરસ તથા તેની સ્ત્રી બહુજ શોકાતુર ઇ ગયાં, કેમકે તે તેમની એકનીએક દીકરી હતી, અને તેનું મરણ જોવા ઓ રાજી ન હતાં, પણ તેઓ શું કરી શકે?

તે દિવસે યાઐરસ બજારમાં જતો હતો એવામાં તેણે કેટલાએક કોને એમ કહેતાં સાંભળ્યા કે, "ઇસુ આ નગરમાં જલદી આવવાનો , કદાપિ આવતી કાલેજ આવશે."

પછી યાઐરસ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો, "જો ઇસુ ાવશે તો હું તેની પાસે જઇને તેની વિનંતી કરીશ કે તે આવીને મારી ાંદી પુત્રીને સાજી કરે."

બીજે દિવસે સવારમાં હકીમે આવીને તે છોકરી તરફ જોયું, પછી બોલ્યો, "છોકરી મરી જશે, અને તે બચી જાય એવી કંઇજ દવા ારી પાસે નથી."

હકીમ આ શબ્દો બોલી રહ્યો કે તરતજ એક નોકરે આવીને ઐરસને કહ્યું કે ઇસુ આ નગરમાં આવ્યો છે, ને કાંઠા પર છે અને ાણા લોકો ત્યાં તેની પાસે ગયા છે.

પછી યાઐરસ બોલ્યો, "હું તેની પાસે હમણાંજ જઇશ," માટે રથી જે રસ્તે થઇને સમુદ્રને કાંઠે જવાતું હતું તે રસ્તો તેણે પકડયો. છી તેણે લોકોનું ટોળું દીઠું અને અંતે ટોળામાં થઇને તે ઇસુ પાસે ગયો.

ઇસુ લોકોને ધર્મ વિષે બોધ આપતો હતો, એવામાં તેણે ઐરસને પોતાની પાસે આવતો દીઠો, ને ઇસુની દૃષ્ટિ યાઐરસ ઉપર

પડી તેજ પળે ઈસુના પગ આગળ પોતાનું માથું જમીન સુધી નમાવીને યાઐરસે ઇસુને પ્રણામ કર્યાં.

ઇસુએ યાઐરસ તરફ માયાળુ નજરે જોયું, અને પછી યાઐરસ બોલ્યો, "મારી નાની છોકરી મરણની અણી પર છે, પણ તું આવીને તારો હાથ તેના પર મૂક એ માટે કે તે બચી જાય ને જીવતી રહે." તેણે આ આજીજી ઘણા આગ્રહથી કરી હતી.

વળી યાઐરસનું ભારે દુ:ખ જોઇને ઇસુનું અંતઃકરણ દયાથી ઉભરાવા મંડયું. વળી ઇસુ જોઇ શક્યો કે યાઐરસનો એવો વિશ્વાસ છે કે મારામાં તેની નાની છોકરીને સાજા કરવાનું પરાક્રમ છે. આ રીતે યાઐરસે ઇસુ પરનો તેનો વિશ્વાસ સાબિત કરી બતાવ્યો માટે ઇસુએ પણ યાઐરસ ઉપર દયા રાખી અને તેની સાથે તેને ઘેર જવા નીકળ્યો.

તેમની સાથે આખું ટોળું પણ ગયું.

યાઐરસ ઇસુને પોતાને ઘેર જલદી લઇ જવા માગતો હતો પણ ઈસુની આસપાસ તેની સાથે વાત કરવા તથા તેનું સાંભળવા એટલા બધા લોક ચાલતા હતા કે ઇસુથી જલદી જવાયું નહિ, અને આ પ્રમાણે તેઓ ધીમે ધીમે જતા હતા એવામાં યાઐરસને ઘેરથી કેટલાંએક માણસો આવતાં દેખાયાં. તેઓ કેમ આવતાં હશે એ વિશે યાઐરસને બીક લાગી કે કોણ જાણે છોકરીની તબીઅત સુધરી હશે કે તેની માંદગી વધી પડી હશે, કોણ જાણે કેવા સમાચાર લઇને તેઓ આવતાં હશે?

**પ્રશ્નો.**

**૧. યાઐરસ કોણ હતો?**

**૨. તેની નાની પુત્રી વિષે તમે શું જાણો છો?**

**૩. યાઐરસ સરોવરને કાંઠે ઇસુની પાસે શા માટે ગયો?**

## ૬૩. ઈસુ યાઐરસની છોકરીને જીવતી કરે છે.

તુ: યાઐરસની છોકરીને સજીવન કરવાથી ઇસુએ કેવી રીતે પોતાની દયા દેખાડી આપી એ કહેવાનો.

ાસ્ત્રભાગ: માર્ક ૫; ૨૧-૨૪. ૩૫-૪૩. માત્થી ૯; ૧૮, ૧૯, ૨૩-૨૬. લુક ૮; ૪૦-૪૨, ૪૯-૫૬.

ખકલમ: માર્ક ૫; ૩૬. "બી મા. માત્ર વિશ્વાસ કર."

ાર્તા.

૧. યાઐરસે સરોવર કાંઠે ઈસુ પાસે જઈને પોતાની માંદી નાની ાકરીને સાજી કરવાની તેને વિનંતી કરી ને તે કબુલ રાખીને ત્યાં ગયો ેટલી વાત આપણે ગયા પાઠમાં શીખી ગયાં. છેલ્લા ભાગમાં યાઐરસ થા ઇસુ ઘેર જતા હતા એવામાં યાઐરસને ઘેરથી માણસો દોડતાં ાડતાં તેમને મળવા સામાં આવતાં હતાં.

૨. જો તમે તમારે ઘેર જતા હો અને તમારે ઘેરથી કોઈ માણસ મારી સામું દોડતું આવે તો તે કંઇ સમાચાર આપવા આવતું હશે ેમ તમને નહિ લાગે વારૂ?

૩. પેલા માણસો યાઐરસની માંદી છોકરી સંબંધીના શોક-ારક સમાચાર આપવા તેની પાસે જતા હતા. યાઐરસ તેની માંદી ાકરીના હકમાં ઇસુની વિનંતી કરવા ગયો હતો તે દરમ્યાનમાં તો ાકરી વધારે ને વધારે કમજોર થતી ગઇ અને મરી પણ ગઇ હતી. છોકરી મરી ગઇ કે તરતજ તે દેશના રિવાજ મુજબ વાંસળી વગાડ-ારાઓને તથા છાતી કુટીને વિલાપ કરનાર સ્ત્રીઓને તેડી મંગાવી. ઓ આવી પહોંચ્યાં ને વાંસળી વગાડવા તથા મરી ગએલી છોકરી ાજી મોટેથી રોવા, કુટવા ને વિલાપ કરવા મંડી પડયાં.

તેજ વખતે ઘરનાં માણસોએ યાઐરસને શોધવા તથા તેની દીકરી રી ગઇ છે એ ખબર આપવા બીજાઓને મોકલ્યા. જ્યારે યાઐરસે મને આવતાં દીઠાં તેજ વખતે તેના પેટમાં ફાળ પડી, અને જ્યારે તે ાણસો પાસે આવ્યાં ત્યારે તેઓએ તેને હાંક મારતાં કહ્યું, "હાય હાય! ાય હાય!! હાય હાય!!! તારી દીકરી મરી ગઇ છે"!!

આ ખબર સાંભળતાંજ યાઐરસના હોશકોશ ઉડી ગયા ને તે બહુજ દુ:ખી થયો.

પછી યાઐરસ પાસે આવેલા લોકોએ જોયું કે ઇસુ પણ તેની સાથે ઘેર આવતો હતો. તેઓને એમ લાગ્યું કે છોકરીના મરણ પછી ઇસુ શું કરી શકવાનો, માટે તેઓએ યાઐરસને કહ્યું, "હવે ઇસુને તારે ઘેર આવવાની તસ્દી કેમ આપે છે?" યાઐરસને પોતાને પણ એમજ લાગતું હતું કે છોકરીમાં શ્વાસ હોય ત્યાં સુધી ઇસુ તેને સાજી કરી શકે છે, પણ તે જાણતો નહોતો કે મુએલા પર પણ ઇસુનો અધિકાર છે, અને તે તેની મુએલી દીકરીને પાછી સાજી કરવા શક્તિવાન છે. માટે તે ઇસુને પોતાને ઘેર ન આવવાનું કહેવા જતો હતો, પણ જે લોકો યાઐરસને ઘેરથી ખબર આપવા આવ્યા હતા તેમના શબ્દો ઇસુએ સાંભળ્યા હતા, માટે તેણે યાઐરસને કહ્યું "બી મા, માત્ર વિશ્વાસ કર." આમ કહેવામાં ઇસુની મતલબ એ હતી કે જો યાઐરસ હજુએ તેના પર દૃઢ વિશ્વાસ રાખે તો તે તેની મૃત બાળકીને સજીવન કરશે.

યાઐરસે ઇસુનું એ વચન સાંભળીને કેવો વિચાર કર્યો હશે અથવા તે વાત સમજી શકયો હશે કે કેમ તે કહી શકાય નહિ, પણ તેને ખબર હતી કે ઇસુ બહુ જ્ઞાની અને દયાળુ છે માટે તેના મનમાં આશા ઉપજી કે જો કે તેની દીકરી મરી ગઇ હતી તોપણ ઇસુ કંઇ ચમત્કાર કરશે; માટે ઇસુ તથા તે બંને તેને ઘેર ગયા.

યાઐરસને ઘેર પહોંચ્યા અગાઉ ઇસુએ પોતા પાછળ આવતા સંઘને પોતપોતાને ઘેર જવાની રજા આપી અને તેઓ વિદાય થયાં. પણ તે નગરમાંના તેના મિત્રો એટલે પીતર અને બીજા બેને પોતાની સાથે યાઐરસને ઘેર આવવા કહ્યું.

જ્યારે તેઓ યાઐરસને ઘેર આવી લાગ્યા ત્યારે વાંસળીઓ વાગતી હતી, અને જે બૈરીઓને કુટવા તથા મુએલી છોકરી પાછળ વિલાપ કરવા બોલાવી હતી તેઓ જોરથી વિલાપ કરતી હતી. ઘરનાં માણસો ભારે શોકમાં હતાં અને તે છોડીની મા બહુ રડતી હતી. આખા ઘરમાં રડારોળ થઇ રહી હતી.

ઇસુએ ઘરમાં ગડબડ કરનારાઓ તરફ જોઇને કહ્યું, "રડો મા, છોકરી મરી ગઇ નથી, પણ ઉંઘે છે." તેઓ બધા વિસ્મીત થઇને તેના તરફ જોવા મંડી ગયા. તેઓને એમ લાગ્યું કે ઇસુ ગાંડો હશે. છોકરીનો જીવ જતી વખતે મા ત્યાં હાજર હતી અને તેણીએ તેને મરતાં દીઠી હતી. બીજાએ તેને મુએલી દીઠી હતી. તેના મરણ વિષે તેમના મનમાં કંઇજ શક નહોતો. તે છોકરી તો મરીજ ગએલી હતી. ઇસુ કેમ કહે છે કે, "છોકરી મરી ગઇ નથી, પણ ઉંઘે છે?" તેના શબ્દોને તેઓ મશ્કરી સમજીને તેની ટીકા કરવા લાગ્યા.

પરંતુ ઈસુએ તે ગડબડ કરનારાઓને નરમ પાડીને તેમને ઘરમાંથી જતા રહેવાનું કહ્યું. તેણે એક અધિકારીની પેઠે હુકમ કર્યો હતો અને અજાએબી સાથે તેઓ ઘરમાંથી બહાર નીકળી ગયાં. યાઐરસ તથા તેની સ્ત્રીએ પણ તે લોકોને અજાયબ થતાં થતાં જતાં જોયાં. હવે ઇસુ શું કરશે તે જોવા સારૂ તેમની આંખો તલપાપડ થઈ રહી હતી.

ઘરમાં જ્યારે શાંતિ થઇ ત્યારે યાઐરસ, તેની સ્ત્રી, તથા તેના જે ત્રણ મિત્રોને પોતા સાથે આવવા કહ્યું હતું તેમને લઇને જે જગ્યાએ છોકરીનું શબ પડેલું હતું ત્યાં ઇસુ ગયો.

પછી ઇસુએ તે નાની છોકરી પાસે જઇને તેનો હાથ પકડીને કહ્યું **"નાની છોકરી, ઉઠ!"**

બાપ, મા તથા પેલા મિત્રો ઇસુના આ શબ્દોનો શો અર્થ હશે તે વિષે ગુંચવણમાં પડયાં, અને તેઓ અજાએબ થતાં હતાં એવામાં તે છોકરી ફરી જીવતી થઈ. તેણીની આંખો ઉઘડી. તે ઉભી થઈ ગઇ. તેઓ જોઇ શકતા હતા કે છોકરી મુએલી નથી પણ જીવતી થઇ હતી. "છોકરી મરી નથી ગઇ, પણ ઉંઘે છે" એવી જે વાત ઇસુએ કહી હતી તે સત્ય ઠરી. તેણીનું મોત માત્ર એક ટુંકી ઉંઘ સમાન હતું. ઇસુએ પોતાની દયાને લીધે તે છોકરીને મરણરૂપી ઉંઘમાંથી તેના બાપના ઘરમાં ફરી જીવવા ઉઠાડી હતી, અને તેના પરાક્રમને લીધે તેણીને તે હુકમ માનવો પડયો.

૪. તે મૃત્યુવશ થએલી છોકરીનાં માબાપને કેટલો બધો આનંદ થયો હશે! તે ઘર તથા નગરના લોકોને કેટલી બધી નવાઇ લાગી હશે!

ઈસુના પેલા ત્રણ મિત્રો તેના કરેલા આ ચમત્કાર વિષે વખતોવ
વાત કરતા હતા. તેઓએ તેમજ સરોવરના કાંઠા પરના શહેરના
લોકોએ તેમજ બીજાં જેટલાંએ આ ચમત્કાર વિષે સાંભળ્યું તે બ
હવે ખાત્રી થઇ કે ઈસુ મોટામાં મોટા ચમત્કાર કરવા શક્તિવાન
અને દેવની સંપૂર્ણ કૃપા તેને સુપ્રત કરવામાં આવી છે, કેમકે
એમ ન હોય તો કોઇપણ માણસ મરેલાને જીવતું કરી શકે નહિ.

પ્રશ્નો.

૧. યાએરસના ઘરનાં માણસોએ તેને કેવી ખબર આપી?
૨. યાએરસના ઘરમાં ઈસુએ કયું ચમત્કારિક કામ કર્યું?
૩. નગરના લોકો ઈસુ વિષે કેવો વિચાર કરવા લાગ્યા?

---

## ૬૪. ભૂત વળગેલા છોકરાની વાત.

હેતુ: જે માણસને ભૂત વળગેલું હોય તેને ઈસુ પોતાની અપાર દયાથી
સાજો કરી શકે છે એ બતાવવાનો આ અને હવે પછીના પાઠનો હેતુ છે.

**શાસ્ત્રભાગ:** માર્ક ૯; ૧૪-૨૯. લુક ૯; ૩૭-૪૩. માત્થી ૧૭; ૧૪-૨૧.

**મુખપાઠ:** માર્ક ૯; ૨૩. "વિશ્વાસ કરનારને તો સર્વ શકય છે."

વાર્તા.

૧. કોઇએક ઘરમાં એક છોકરી મરી ગઇ હતી માટે
બધાં દુઃખી હતાં, અને ઇસુએ તે ઘરમાં જઇને તે છોકરીને સ
કરીને તે ઘરમાં આનંદ કરી આપ્યો એ બધું આપણે ગઇ વા
સાંભળી ગયાં.

૨. આજે એક બીજું ઘર કે જેમાં ભારે દુઃખ હતું તે ઘ
ઇસુએ કેવા રીતે ખુશી કર્યાં તે વિષે તમને કહેવા ઇચ્છું છું. તે
કેટલાં માણસ હતાં તે તથા તેમાંના કોઇનું નામ મને ખબર
વળી ઘરનાં બીજાં માણસોને આ વાર્તા સાથે કંઇજ સંબંધ નથી,
એક માણસ તથા તેના એકનાએક દીકરા વિષેની આ વાર્તા છે.

૩. નાનપણમાં તે છોકરો બીજા છોકરાઓની માફક
તંદુરસ્ત હતો, પણ તે મોટો થયો ત્યારે ઘરનાં માણસોને માલુમ
કે તે છોકરાને ભારે રોગ થયો હતો. એક ક્ષણમાં તે બીજા છ

જેવો આનંદી અને સુખી દેખાતો અને બીજીજ પળે કમકમાટ ઉપજે એવી તાણ જાણે કે તેને ફાડી નાખતી હોય એમ આવતી. તે જમીન પર ચત્તોપાટ પડી જતો; કોઇ કોઇ વખતે તો ભૂત તેને ચુલામાં નાખી દેતો તો કોઇ વખતે ભૂત તેને પાણીમાં નાખતો, અને તેટલા વખત સુધી છોકરો બીલકુલ બોલી શકતો નહિ. તે બિચારા છોકરાનું દુઃખ ભારે હતું. તે ઘરનાં અને ગામનાં માણસ એમ માનતાં હતાં કે તેના ઉપર ઇશ્વરી કોપ હતો.

છોકરાની તપાસ કરવા માટે તેના બાપે એક વૈદને બોલાવ્યો. વૈદે તપાસ કરીને કહ્યું કે "હું તમારા છોકરાને સાજો કરી શકું એમ નથી." પછી બાપે એક ભુવાને તેડી મંગાવ્યો, અને છોકરામાંથી તેના મંત્ર વડે ભૂત હાંકી કાઢવા માટે પુષ્કળ પૈસા આપ્યા, પણ તે ભૂતને તે છોકરામાંથી હાંકી કાઢવાનું તેના મંત્રમાં કંઇજ બળ નહોતું. બાપે તાવીજ ખરીદીને છોકરાને ગળે તથા હાથે બાંધ્યાં પણ ભૂતને કાઢવા મંત્ર અને તાવીજ તદ્દન નિષ્ફળ નિવડયાં. કોઇ કોઇ વખતે તો ઘણાં અઠવાડીઆં સુધી છોકરો બીલકુલ સારો થઇ ગયો હોય એવો દેખાતો, અને જ્યારે એમ લાગતું કે તેને કંઇજ નથી એવે વખતે તે એકાએક પેલા દુષ્ટ ભૂતના ક્રૂર પાસમાં સપડાઇ જતો અને બહુ પીડા ભોગવતો.

હવે પોતાના એકનાએક દીકરાના શરીર તથા મનની તંદુરસ્તી જાળવવા સારૂ બાપે અનેક ઉપાયો અજમાવી જોયા તોએ તે છોકરો સારો ન થયો, ત્યારે તે બાપને કેટલું બધું દુઃખ થયું હશે તેનો તમે પોતેજ વિચાર કરો!

એક દિવસ બેઠો બેઠો તે પોતાના દીકરાના દુઃખ વિષે વિચાર કરતો હતો, એવામાં તેણે કેટલાએક લોકોને ઇસુ વિષે વાત કરતાં સાંભળ્યા. આ લોકોએ ઇસુનાં કેટલાંએક ચમત્કારિક કામ વિષે સાંભળ્યું હતું. કેવી રીતે ઇસુએ યાઐરસની નાની છોકરીને સજીવન કરી તે તથા પેલા પક્ષઘાતીને નવી તંદુરસ્તી તથા શક્તિ આપ્યાં તે પણ સાંભળ્યું હતું. ભૂત વળગેલાના બાપે તેમના આ શબ્દો સાંભળ્યા અને પછી તેમને ઈસુ વિષે ઘણા ઘણા પ્રશ્નો પૂછવા લાગ્યો. ઈસુ કયાં

રહેતો હતો તે તે જાણવા માગતો હતો. જેઓ ઇસુ વિષે વાતચિત કરતા હતા તેમણે કહ્યું કે ઇસુ વારંવાર એક ગામથી બીજે ગામ તથા એક શહેરથી બીજે શહેર મુસાફરીએ નીકળી પડે છે, અને જતાં જતાં લોકોને ઇશ્વરની ઇચ્છા પ્રમાણે કરવાનું તથા જે જે ઇશ્વરની નજરમાં અણગમતું હોય તે તે નહિ કરવાનું શિખવે છે. પછી તેઓએ તેને કહ્યું કે ઇસુ અહીંથી બહુ દૂર નથી.

આ સાંભળીને બાપે તેના પીડાતા દીકરાને ઇસુ પાસે લઇ જવાનો પોતાના મનમાં ઠરાવ કીધો, માટે તે પોતાને ગામથી ઇસુ જ્યાં હતો તેની શોધ કરવા નીકળી પડયો.

થોડા વખત પછી તેને ઇસુનો પત્તો લાગ્યો, અને પોતાના દીકરાને લઇને તે તેની પાસે ગયો.

જે જગ્યાએ ઇસુ હતો ત્યાં બાપ તથા દીકરો પહોંચ્યા ત્યારે તેમણે ત્યાં લોકોનો સમુદાય એકઠો થએલો દીઠો. વળી તે જગ્યાએ તેમણે ઇસુના નવ ખાસ મિત્રોને પણ દીઠા. પણ જ્યારે તેમણે પૂછ્યું કે ઇસુ ક્યાં છે, ત્યારે તેમને જવાબ મળ્યો કે ઇસુ તથા તેના ત્રણ મિત્રો ટોળામાંથી નીકળીને પાસે આવેલી એક ઉંચી ટેકરી ઉપર એકાંતમાં પ્રાર્થના કરવા સારૂ ગયા છે.

પછી ઇસુના જે નવ મિત્રો નીચે હતા તેમણે સાંભળ્યું કે તે બાપ ઇસુની શોધ કરે છે ત્યારે તેઓ તેની પાસે ગયા ને તેને પૂછ્યું કે, "તું ઇસુને શા સારૂ શોધે છે?" અને પછી બાપે તેના દીકરાને કોઇ કોઇ વાર ભૂત સતાવતો હતો તે તથા દુ:ખ વિષેની બધી હકીકત તેમની આગળ કહી સંભળાવી અને વળી કહ્યું કે, "હું ઇસુને એ માટે શોધું છું કે મારા દીકરાને સાજો કરવાની હું તેને આજીજી કરૂં."

તેની બધી વાત સાંભળીને ઇસુના તે નવ મિત્રોએ છોકરા સંબંધી ઘણા ઘણા પ્રશ્ન કર્યા, અને તેઓ વાત કરતા હતા એટલામાં ભૂતે એકાએક છોકરા ઉપર હુમલો કર્યો.

પછી બાપે તેમને કહ્યું, "મારા દીકરાને જે દુ:ખ તથા વેદના હમણાંજ થાય છે તે જુઓ. તમે ઇસુના સાથીઓ છો. તમે તેને

માંદાંને સાજાં કરતો તથા મુએલાંને ઉઠાડતાં દીઠો છે. તે કેવી રીતે આ ચમત્કારો કરે છે તે પણ તમે જાણો છો. મારા દીકરા પર દયા કરો અને તેને સાજો કરો, નહિ તો તે હમણાંજ મરી જશે."

ઈસુના મિત્રો તે માણસ તથા તેના ભૂત વળગેલા દીકરાને જોઇને બહુ દલગીર થયા. તેઓએ તેને મદદ કરવાના પ્રયત્નો કર્યા. તે છોકરામાંના ભૂતને નીકળી જવાનું તેમણે કહ્યું, પણ તેમના હુકમ ભૂતે માન્યા નહિ. તેઓ કંઇજ કરી શક્યા નહિ. જો કે તેઓ ઇસુના શિષ્યો હતા તોપણ તેનામાં જે પરાક્રમ હતું તે પરાક્રમની તેમનામાં ખોટ હતી. "પહાડ પર પ્રાર્થના કરીને જ્યારે તે નીચે આવે ત્યારે તારે તારા દીકરાને ખુદ ઇસુ પાસેજ લઈ જવો જોઇએ, કેમકે અમે આને સાજો કરવાને અશક્ત છીએ," એમ તેઓએ તેને કહ્યું.

અને આમ તેઓ બધા—પેલો માણસ કે જે તેના દીકરાને ભૂતના પંજામાંથી મુક્ત કરવા ચહાતો હતો તે, તથા તે બિચારો છોકરો કે જેને દરેક પળે એવી ધાસ્તી રહેતી હતી કે હમણાંજ ભૂત આવીને તેને ફરી પછાડશે તે, તથા આ છોકરાને સાજો કરવા જતાં નિષ્ફળ થએલા શિષ્યો ત્યાં ઈસુની વાટ જોતા હતા.

**પ્રશ્નો.**

૧. બાપ તેના દીકરાને લીધે આટલો બધો દુ:ખી કેમ હતો?
૨. તે ઈસુની શોધ કેમ કરતો હતો?
૩. ઈસુના મિત્રોએ શું કર્યું?

---

## ૬૫. ભૂત વળગેલા છોકરાની વાત (ચાલુ).

**હેતુ:** ભૂતો ઉપર પણ ઇસુનો અધિકાર ચાલે છે એ બતાવવાનો.
**શાસ્ત્રભાગ:** માર્ક ૯; ૧૪-૨૯. લુક ૯; ૩૭-૪૩. માત્થી ૧૭; ૪-૨૧.
**મુખકલમ:** માર્ક ૯; ૨૩. "વિશ્વાસ રાખનારને તો સર્વ શક્ય છે."

**વાર્તા.**

૧. કેવી રીતે ભૂત વળગેલા છોકરાનો બાપ ઇસુની શોધ કરતો કરતો આવ્યો, અને કેવી રીતે તેને ઇસુના કેટલાએક મિત્રો મળ્યા તે તથા તેઓ તેના દુ:ખથી પીડાતા પુત્રનું દુ:ખ મટાડવા કેવી રીતે નિષ્ફળ

નીવડયા તે, તથા તેઓ બધા ઇસુના પહાડ ઉપરથી નીચે ઉતરવાની કેટલી આતુરતાથી વાટ જોઇ રહ્યા હતા તે બધું આપણે આગલી વાર્તામાં શીખી ગયાં છીએ.

૨. જ્યારે તમે કોઇના આગમનની વાટ જુઓ છો ત્યારે તમે રસ્તા ઉપર જઇને તેની તપાસ રાખો છો. વારૂ, આ બધા લોકો જે પહાડ ઉપર ઇસુ ગયો હતો તેના રસ્તા પર ઉભા હતા, અને કદાપિ તે પર્વતની બાજુ પરના કોઇ રસ્તે થઇને નીચે ઉતરે એમ ધારીને તેઓ ત્યાં પણ તેની તપાસ રાખતા હતા.

૩. થોડી વાર રહીને કોઇએ કહ્યું. "હું તેને જોઉં છું, તે પેલો રહ્યો," એમ કહીને ઇસુ તથા તેના જે ત્રણ મિત્રોને તેણે પોતાની સાથે પહાડ પર લીધા હતા તેઓ ઉતરતા હતા તે તરફ આંગળી કરીને બતાવતો હતો.

પછી તેઓ બધા ઇસુ તરફ દોડવા લાગ્યા, અને તે ભૂતવાળા છોકરાનો બાપ તેઓ સર્વ કરતાં આગળ દોડી ગયો અને ઇસુની આગળ જઇને ભોંય પર પડ્યો ને બહુજ નમ્રતાથી તેને કહ્યું, "ઓ ગુરૂ, હું મારા દીકરાને તારી પાસે લાવ્યો છું, તેને એક મુંગું ભૂત વળગેલું છે, અને જ્યારે ભૂત તેને પકડે છે, ત્યારે તેને નીચે અફાળે છે; અને તેને મોઢે ફીણ આવે છે; અને તેના દાંત પીસે છે, અને તેને મરડી નાખે છે; અને મેં તારા શિષ્યોની વિનંતી કરી કે તેઓ તેને કાઢે, પણ તેઓ ભૂત કાઢી શકયા નહિ."

પછી ઇસુએ તેને કહ્યું, "તારા છોકરાને મારી પાસે લાવ." અને જ્યારે તેઓ છોકરાને ઇસુ પાસે લાવ્યા તેજ વખતે ભૂતે તેને જમીન પર પછાડી નાખ્યો અને તેને બહુજ દુઃખ થવા માંડ્યું ને તે ચીસો પાડવા લાગ્યો.

ઇસુએ તે છોકરાના બાપને પુછ્યું કે કેટલા વખતથી ભૂત તે છોકરાને આવી ભારે પીડા કરતું હતું, અને બાપે તે સર્વ બીના ઇસુને કહેતાં જણાવ્યું કે, "નાનપણથીજ તેને આવી ભારે પીડા થાય છે. તે છોકરાનો નાશ કરવાને ભૂતે તેને ઘણી વખત આગ તથા કુવામાં નાખી દીધો."

તે છોકરાના બાપને જાણે કે એમ લાગવા માંડયું કે કોણ જાણે ઇસુ મારા છોકરાને સાજો કરી શકશે કે કેમ, તેથી તેણે કહ્યું, "જો તું કંઇ કરી શકે તો અમારા ઉપર દયા લાવીને અમારી સહાય કર." આ બધા વખત ઇસુ તથા તે છોકરાની આસપાસ લોકો ટોળે વળી ગયા હતા. કેટલાએક તો છોકરો જે વેદનાભરેલી સ્થિતિમાં પડેલો હતો તે જોતા હતા. ઇસુ શું કરશે એ વિષે કેટલાએકના મનમાં તર્કવિતર્ક થતા હતા. ઈસુએ કોઇ પણ જાતના મંત્રનો બીલકુલ ઉપયોગ કર્યોજ નહિ. તેણે તે છોકરાના બાપને કંઇ નજરાણું આપવાનું કે દાન કરવાનું કે કંઇ તાવીજ કે મંત્ર છોકરાને બાંધવાનું પણ કહ્યું નહિ.

આખરે ઈસુએ જાણે કોઇ રાજા હુકમ કરતો હોય તેમ તે ભૂતને કહ્યું, "મુંગા તથા બહેરા આત્મા, હું તને હુકમ કરૂં છું કે, તેમાંથી નીકળ, ને ફરી તેમાં ન પેસ." આ શબ્દો સાંભળતાંજ આખો સમુદાય શાંત થઇ ગયો; બધા માણસો છોકરા તરફ ધારીને જોવા લાગ્યા.

હુકમનો અવાજ સાંભળતાંજ ભૂતે છોકરાને ભયંકર આંકડી ખવડાવી. પછી છોકરો શાંત પડી રહ્યો. પાસે ઉભા રહેલામાંના ઘણાએ આ જોઇને કહ્યું, "છોકરો મરી ગયો હશે."

પણ એમ તો ન હતું. છોકરો અશક્ત થઇ ગયો હતો, ભૂતે તેને મૂકી દઇને રસ્તો લીધો હતો. છોકરો તેને દુઃખ દેનારના હાથમાંથી મુક્ત થઇ ગયો હતો.

પછી ઇસુએ દયા કરીને તેના ઉપર વાંકા વળીને તેનો હાથ પકડીને તેને ઉભો કર્યો, અને જેવો ઇસુએ તેનો હાથ પકડયો કે તેનું જોર તેનામાં પાછું આવ્યું, અને તે છોકરો ઉભો રહ્યો. પછી ઇસુએ તેના બાપને તેને લઇ જવાનું કહ્યું.

ઈસુનું આ મહાભારત કામ જોઇને આખો સમુદાય નવાઇ પામ્યો, અને તેને લીધે તેઓએ દેવનો ઘણો આભાર માન્યો.

બાપ છોકરાનો હાથ પકડીને તેને લઇ ગયો અને તેઓ પોતાને ઘેર ઘણાજ આનંદસહિત પાછા ગયા. તેઓને ખાતરી થઈ હતી કે પેલો ભૂત જે તેમનો કટ્ટો દુસ્મન હતો તે ઇસુ આગળ હારી ગયો હતો. તેઓ

ઈસુની શોધ કરવા ગયા ને ઇસુએ આ ચમત્કાર કરીને ભૂતની સઘળી બીકથી સદાને માટે તેમને મુક્ત કર્યાં માટે તેમનાં અંતઃકરણમાં આનંદનો પાર ન હતો.

૪. તેઓએ જાણ્યું, તેમજ બધા લોકો પણ જોઇ શક્યા કે ઇસુમાં દેવનું પરાક્રમ છે, કેમકે તે માત્ર રોગથી માણસોને સાજા કરી શકતો એટલુંજ નહિ, પણ તે ભૂતોને પણ આજ્ઞા કરતો ને તેઓ તેના હુકમને આધીન થતાં.

**પ્રશ્નો.**

૧. તે છોકરાના બાપે ઇસુને શું કહ્યું ?
૨. ઈસુએ કેવી રીતે ભૂતને હાંકી કાઢયું ?
૩. તે બાપ તથા દીકરો ઇસુ વિષે કેવો વિચાર કરવા લાગ્યા ?

---

## ૬૬. ઇસુ તથા બાળકો.

**હેતુ :** ઈસુ આટલો મોટો છે, છતાં પણ તે નાનાં છોકરાંને ચાહે છે, એ સમજાવવાનો.

**શાસ્ત્રભાગ :** માર્ક ૯; ૩૬ : ૧૦; ૧૩-૧૬. લુક ૧૮; ૧૫-૧૭. માત્થી ૧૮; ૨, ૩ : ૧૯; ૧૩-૧૫.

**મુખકલમ :** લુક ૧૮; ૧૬. "નાનાં બાળકોને મારી પાસે આવવા દો."

**વાર્તા.**

૧. ઇસુએ કેવી રીતે યાઐરસની નાની દીકરીને જીવતી કરી તે તથા બીજી વખતે મુંગા ભૂતથી પીડાતા તે બિચારા છોકરાને માનસિક તથા દૈહિક તંદુરસ્તી આપી તે તથા તેણે બીજાં કેવાં ચમત્કારિક કામો કર્યાં, તે આ વાર્તાઓમાં શીખી ગયાં. આ કામોને લીધે તે દેશના બધા લોકોએ જાણ્યું કે નાના નાઝારેથ ગામનો સુથાર ઇસુ માણસોએ શું કરવું તથા શું ન કરવું જોઇએ તે સંબંધી દેવની ઇચ્છા વિષે જણાવવાને દેવથી મોકલાયલો એક મોટો ગુરૂ હતો.

૨. જે ગામમાં તમે રહો છો તે ગામમાં કોઇ મોટો ગુરૂ હાથી ઉપર સવાર થઇને કે પાલખીમાં બેસીને આવે અથવા ધારો કે કોઇ મોટો રાજા કે જમીનદાર તેની બગીમાં બેસીને આવે તો તેને જોવા માટે રસ્તા પર લોકોનાં ટોળેટોળાં જાય, ખરૂં કે નહિ? ઈસુ હાથી ઉપર સવારી

કરતો નહોતો તેમજ તે પાલખીમાં કે ગાડીમાં પણ બેસતો નહોતો. તે તેના મિત્રો (કે જે તેના શિષ્યો કહેવાતા હતા) તેમની સાથે ફરતો, અને એક ગામથી બીજે ગામ પગે ચાલીને જતો, અને તેણે ઘણા ચમત્કાર કર્યા હતા, માટે તે મુસાફરી કરતો હતો ત્યારે તેને જોવા સારૂ લોકોનાં ટોળેટોળાં તેની પાછળ પાછળ જતાં હતાં. જો તે તમારા ગામમાં કે નગરમાં આવત ને તમે ત્યાં હોત તો હું ખાતરીથી કહી શકું છું કે તમે બધા તેને જોવા ગયા હોત.

૩. હવે કોઇએક ગામમાં સ્ત્રીઓએ સાંભળ્યું કે ઈસુ તથા તેના શિષ્યો તેમના ગામમાં થોડી વારમાં આવનાર છે. આ વાત સાંભળી ત્યારે તે બાબત વિષે તેઓએ માહોમાંહે વાતચિત કરી એક બીજીને કહ્યું, "ઇસુ તો એક મહાન પવિત્ર પુરૂષ છે, માટે તે આપણા નગરમાં આવશે ત્યારે હું તેને જોવા જઇશ." બીજીએ કહ્યું, "હું પણ જઇશ, અને મારી સાથે મારા નાના છોકરાને તથા મારી છોકરીને પણ લઇ જઇશ એ માટે કે તેઓ પણ તેને જુએ!" પછી ત્રીજી બોલી, "જો આપણે તેને એવી વિનંતી કરીએ કે અમારાં છોકરાંને આશીર્વાદ દે તો તે સારી વાત નથી શું? તે એટલો બધો ભલો તથા પવિત્ર છે કે તેનો આશીર્વાદ આપણાં છોકરાંને કલ્યાણદાયી થયા વગર રહેશે નહિ."

આ વાતનો વિચાર કરીને તે બધી બાઇઓએ એવું ઠરાવ્યું કે જ્યારે ઇસુ તેમના ગામમાં આવે ત્યારે બધાંએ તેમનાં છોકરાં તેમની સાથે લઇ જવાં, ને ઈસુને વિનંતી કરવી કે તે તેમને આશીર્વાદ આપે.

આમ કરવાનો તેમણે નિશ્ચય કર્યો તે પછી થોડીજ વારમાં ઇસુ તથા તેના શિષ્યો તેમના ગામમાં આવી પહોંચ્યા. ગામના કોઇએક માણસના ઘરમાં તેમણે મુકામ કર્યો, અને ઇસુએ થોડા વખત સુધી તો તે ઘરનાં માણસો સાથે વાતચીત કરી તથા જે તેને મળવા આવ્યા હતા તેમના પ્રશ્નોના ઉત્તર આપ્યા તથા તેમને ઉત્તમ બોધ આપ્યો.

ગામની સ્ત્રીઓએ જ્યારે સાંભળ્યું કે ઇસુ આવ્યો છે ને તે ફલાણા ઘરમાં છે, ત્યારે તેઓએ તેમનાં બાળકોને બોલાવ્યાં ને તેમને સાથે લઇને જે ઘરમાં ઇસુ હતો ત્યાં ગઇ.

જે ઘરમાં ઇસુ હતો તે ઘેર સ્ત્રીઓને તેમનાં છોકરાંને લઇને આવતાં શિષ્યોએ જોઇ ત્યારે તેઓ બહાર આવ્યા અને તેમને પુછ્યું કે "તમારે શું જોઇએ છે?" તે બાઇઓએ તેમને કહ્યું, "અમે અમારાં છોકરાંને ઇસુ પાસે આણ્યાં છે. એ માટે કે તે તેમને આશીર્વાદ આપે." પછી શિષ્યોએ કહ્યું, "આ બધાં છોકરાંને તમે ઇસુની પાસે લાવ્યાં છો એ સારૂં નથી. આવી રીતે તેને તસ્દી આપવી ન જોઇએ; તેમને લઇને તમારે ઘેર ચાલ્યાં જાઓ."

આ રીતે શિષ્યોએ તે બાઇઓને ઇસુ કને તેમનાં છોકરાં લાવતી અટકાવી. ઘણીખરી બાઇઓ તો કંઇજ બોલી નહિ, પણ કેટલી-એકને બહુજ ખોટું લાગ્યું અને તેઓ ગુસ્સે થઇને શિષ્યોને બોલી, કેમકે તેમણે તેમનાં છોકરાંને ઈસુ પાસે લાવતાં તેમને રોકી હતી; અને આ ગડબડનો અવાજ ઘરમાં પણ સંભળાવા લાગ્યો. ઈસુએ પુછ્યું કે, "શી ગડબડ છે?" કોઇએ કહ્યું કે, "કેટલીએક બાઇઓ તારી પાસે તેમનાં છોકરાંને લઈ આવી એ માટે કે તું તેમને આશીર્વાદ આપે, પણ તારા શિષ્યોએ તેમને પાછી કાઢી મુકી."

આ રીતે પોતાના શિષ્યો તે સ્ત્રીઓ પ્રત્યે અભાવ દેખાડે છે એ સાંભળીને ઈસુને માઠું લાગ્યું, અને એકદમ સ્ત્રીઓને હુકમ કર્યો કે, "તમારાં છોકરાં મારી પાસે લાવો." વળી પોતાના શિષ્યોને તેણે કહ્યું "નાનાં બાળકોને મારી પાસે આવવા દો, ને તેમને વારો મા; કેમકે આકાશનું રાજ્ય એવાંઓનું છે."

પછી તે સ્ત્રીઓ ઘણીજ ખુશી થઇને પાછી વળી ને પોતાનાં છોકરાંને ઈસુની પાસે લાવી. પછી ઇસુએ તે છોકરાં ઉપર પ્રેમની નજરે જોયું, અને વળી કેટલાંએક બહુજ નાનાં બાળકોને તો તેણે બાથમાં લીધાં, અને તેઓ તેનાથી બીધાં નહિ, કેમકે તેઓએ જાણ્યું કે તે તેમના પ્રત્યે બહુ માયાળુ હતો. પછી તેણે તેના પવિત્ર હાથ તેમના માથાં ઉપર મૂકયા ને તેમને બધાંને આશીર્વાદ દીધો.

આ પછી ઇસુએ તે સ્ત્રીઓને રજા આપી કે તેઓ તેમનાં છોકરાંને ઘેર લઇ જાય, અને તેઓ ગઈ અને ઇસુએ તેમનાં છોકરાં પ્રત્યે આટલો

બધાં પ્રેમ બતાવ્યો તથા તેમને આશીર્વાદ દીધા માટે તેઓ બહુજ ખુશી થઇ હતી.

જો ઈસુનું અંતઃકરણ દયાએ ભરેલું ન હોત તો આ રીતે તે નાનાં બાળકોનો અંગીકાર કરત ખરો કે? અને તેણે તે છોકરાંઓ પ્રત્યે માયા બતાવી તે વાત પરથી તેનું હૃદય કેટલું દયાળુ છે તે સાબિત થાય છે. જો તે આ નિશાળમાં આજ આવે તો તમે તેના માયાળુ ચહેરા ઉપરથી જોઇ શકો કે તે મોટો અને પવિત્ર પુરૂષ છે, અને ભારે ભારે મંદવાડ મટાડી ચમત્કારો કરી શકે છે એટલુંજ નહિ, પણ તે સઘળાં પ્રત્યે, હા, નાનાં બાળકો પ્રત્યે પણ બહુજ માયાળુ છે.

**પ્રશ્નો.**

૧. ઇસુના આગમન વિષે સાંભળીને સ્ત્રીઓએ શું કર્યું?
૨. છોકરાંને જોઇને શિષ્યોએ શું કહ્યું?
૩. ઈસુએ પોતે શું કર્યું?

---

## ૬૭. વચમાં ઉભું રાખેલું બાળક.

હેતુ: જો કે ઇસુ આટલો બધો શક્તિવાન હતો, છતાં પણ તે નાનાં છોકરાં પર ઘણી પ્રીતિ રાખતો હતો એ છોકરાંને બતાવવાનો.

**શાસ્ત્રભાગ:** માથ્થી ૧૮; ૨-૪. માર્ક ૯; ૩૬.

**મુખકલમ:** લુક ૧૮; ૧૬. **"નાનાં બાળકોને મારી પાસે આવવા દો."**

**વાર્તા.**

૧. તે માતાઓ જ્યારે તેમનાં બાળકોને લાવી ત્યારે ઈસુએ તેમનો કેવો આવકાર કીધો તથા કેવી રીતે તેણે તે નાનાં બાળકોને આશીર્વાદ દીધા તે આપણી છેલ્લી વાર્તા હતી.

૨. આ છોકરાંને તો તેમની માઓ ઇસુ પાસે લઇ ગઇ હતી; કેમકે તેઓ એટલાં બધાં નાનાં હતાં કે પોતાની મેળે તેઓ ઇસુ પાસે જઇ શકે તેવાં નહોતાં. પણ બીજાં કેટલાંએક જરા મોટાં છોકરાં હતાં, કે જેઓ નિશાળે જઇ શકે એવાં, તથા જે ગામમાં તેઓ રહેતાં હતાં તે ગામની શેરીઓ તથા રસ્તાઓમાં આમતેમ દોડાદોડ કરી મુકે એવાં હતાં, અને તેઓ પણ ઇસુને જોવા ગયાં. વારૂ ત્યારે, એક નાના છોકરાએ

ઇસુને જોયો, અને નાનાં છોકરાં પર તે કેટલી બધી પ્રીતિ રાખે છે એ તેને કેવી રીતે માલમ પડયું તે વિષેની હું તમને વાર્તા કહીશ.

૩. જે દેશમાં ઇસુ રહેતો હતો તે દેશના લોકોનો એવો રિવાજ હતો કે છોકરાં છ વરસનાં થાય ત્યાં સુધી તેઓને નિશાળે મુકતા નહોતા. માતાઓ પોતાની છોકરીઓને વાંચતાં શિખવતી અને બાપો છોકરા તથા છોકરીઓ બેઉને દેવના નિયમશાસ્ત્રમાંથી કલમોનો મુખપાઠ કરાવતા, અને જેમ તમે હમણાં કલમો મોઢે કરો છો તેમજ તેઓ પણ મોઢે કરતા હતા. પરંતુ જ્યારે છોકરાઓ લગભગ છ વરસના થાય ત્યારે તેમને નિશાળે મુકવાનો તેમનો ધારો હતો.

મેં તમને કેટલાએક વખત ઉપર દેવથી ડરનાર એક સુબેદારે એક સભાસ્થાન બંધાવ્યું તે વિષે કહ્યું હતું તે તમને યાદ હશે. તે દેશના દરેક ગામ તથા નગરમાં એવાં બીજાં સભાસ્થાન હતાં, અને તે દરેક સભાસ્થાનમાં એક શિક્ષક હતો કે જે ગામના છોકરાઓને શિખવતો. સરોવરના કાંઠા પરના શહેરમાં જે સભાસ્થાન હતું તે બહુ મોટું હતું, તેમજ ત્યાંની નિશાળ પણ બહુ મોટી હતી. છોકરાઓ નિશાળે જતા ત્યારે તેઓ શિક્ષકની આજુબાજુ ભોંયપર બેસતા, અને ભોંયપર રેતીમાં મૂળાક્ષરો લખતા ને શીખતા. મૂળાક્ષરો પાકા આવડયા પછી છોકરો ઘેર જે કલમો શીખી ગયો હોય તેમાંની થોડીએક ભોંય પર રેતીમાં લખતો.

અને આમ સરોવરના કિનારા પરના શહેરના છોકરા સભાસ્થાનમાં લખતાંવાંચતાં શીખતા હતા.

એક દિવસે એક છોકરો નિશાળેથી ઘેર જતો હતો. તે છોકરો નાનો હતો, અને માત્ર થોડા વખતથીજ વાંચતાં શીખ્યો હતો, અને તેનો નંબર વર્ગમાં છેલ્લો હતો, અને કોઇ કોઇ વખતે તો તેને બરાબર આવડતું નહોતું માટે મોટા છોકરાઓ તેને હસતા, તેમજ તેમના જેટલી ઝડપથી તેનાથી દોડાતું નહિ માટે તેની મશ્કરી પણ કરતા હતા.

આ નાનો છોકરો એક દિવસ સાંજની વખતે નિશાળેથી ઘેર જતો હતો ત્યારે તેણે કેટલાએક લોકોને બજાર આગળ વાત કરતાં સાંભળ્યા અને તેઓ કહેતા હતા, "ઇસુ ફરી આપણા નગરમાં આવ્યો છે."

તે નાનો છોકરો ઇસુ વિષે બહુ જાણતો નહોતો. પણ હું એમ ધારૂં છું કે જે માણસને છાપરા ઉપર થઇને નીચે જ્યાં ઇસુ હતો ત્યાં આગળ ઉતારવામાં આવ્યો હતો તેના વિષે તથા યાઐરસની દીકરીને ઇસુએ જીવતી કરી તથા તે માણસને તેણે સાજો કર્યો એ વિષે તેણે સાંભળ્યું હશે, અને જો કે કેટલાએક લોકો તેને ધિક્કારતા હતા તે તે જાણતો હતો, તોપણ આખું ગામ ઇસુને માન આપતું હતું માટે ઇસુ એક મોટો ગુરૂ છે એમ તેની ખાત્રી થઇ હતી. માટે તેણે ઘેર જતાં જતાં પોતાના મન સાથે કહ્યું "ઈસુને જોવાનું મારૂં મન છે."

હવે જ્યારે તે તેના બાપને ઘેર પહોંચ્યો ત્યારે તેણે સાંભળ્યું કે ઇસુ તથા તેના મિત્રો કે જેમને આપણે ઈસુના શિષ્યો કહીએ છીએ, તેઓ પાસેના એક ઘરમાં ઉતર્યાં હતા. માટે જે ઘેર ઈસુ હતો તે ઘેર તે ચુપકીથી ગયો.

તેણે જોયું, તો જુઓ, ત્યાં ઘણા લોકો એકઠા થયા હતા. કેટલાએક તો ઘરમાં ઘણા વખતથી હતા ને બેઠેલા હતા. કેટલાએક થોડી વાર બેઠા પછી બીજી જગ્યાએ કંઇ કામસર જવાનું હોવાથી ઘરમાંથી બહાર નીકળતા હતા. બીજા કેટલાએક ઘરમાં જતા હતા. પહેલાં તો તે છોકરો ઈસુને જોઇ શકયો નહિ, પણ થોડીવાર પછી જે લોકો ઉભા રહેલા હતા તેમાં થઇને પોતાને માટે રસ્તો કર્યો, અને આગળ ગયો તો જુઓ. તેણે લોકોની વચ્ચે કોઇએકને બેઠેલો દીઠો કે જે ઘરનો મુખ્ય પરોણો હતો તેને તે જોઇ શકયો. ઘરનો ધણી, જેને તે છોકરો સારી પેઠે ઓળખતો હતો—તે તેને સારો આવકાર આપીને એવું બતાવતો હતો કે ઈસુ તેને ઘેર આવ્યો તેથી તે બહુ ખુશી હતો.

કોઇએ તે નાના છોકરા તરફ જોયું હોય એમ તેને લાગતું નહોતું, અને અલબત તે છાનોમાનો બેસી રહ્યો હશે; તેના મનમાં લેશમાત્ર ખ્યાલ નહોતો કે ઈસુ તેને જોતો હશે.

તે બહુ ચાલાક નાનો છોકરો હતો, અને જ્યારે તે વૃદ્ધ થયો ત્યારે સરોવરના કીનારા પરના શહેરમાંના તે ઘરમાં શું બન્યું તે તે બીજાઓને કહી સંભળાવતો હતો; કેમકે તે વાત તે કદી ભુલી ગયો નહિ.

ઇસુના શિષ્યો આકાશના રાજ્યમાં સહુથી મોટો કોણ હશે એ વિષે વાદવિવાદ કરતા હતા, અને ઇસુ તેમની તે વાત સાંભળી ગયો હતો, માટે તેમને શિખામણ આપવાની તેની ઇચ્છા થઇ. તેણે શું કર્યું ? તેણે ઘરમાં એકઠા થએલા લોકો તરફ નજર કરી ને પેલા નાના છોકરાને દીઠો. પછી તેણે તે નાના છોકરાને પોતાની પાસે બોલાવ્યો. ઇસુની વાણીમાં કંઇજ બીવા કે ગભરાવા જેવું નહોતું. તેનો ચહેરો પ્રેમાળ હતો. તેના શબ્દો આનંદ ઉપજાવે એવા હતા. નાના છોકરાને જરાએ બીક લાગી નહિ. તે ઇસુ પાસે તરત ગયો.

પછી ઇસુએ નાના છોકરાને પોતાની ગોદમાં લીધો ને દયા કરીને તેને આશીર્વાદ દીધો, અને શિષ્યોને કહ્યું કે જે કોઇ માણસ નાના છોકરા જેવો હોય તો તેનેજ આકાશના રાજ્યમાં સહુથી મોટો માણસ જાણવો. તે છોકરો જેવી રીતે ઇસુ આગળ નમ્ર હતો તેમ તે માણસ દેવ આગળ નમ્ર છે, અને જેમ તે છોકરાને ઇસુએ બોલાવ્યો ને તે તેની આજ્ઞાને આધીન થયો, તેમ તે માણસ પણ દેવની આજ્ઞાને આધીન છે, અને જેમ તે નાનો છોકરો ઇસુએ તેને બોલાવ્યો ત્યારે તેની પાસે ગયો ને તેના ઉપર ભરોસો રાખ્યો તેમ તે માણસ દેવ ઉપર ભરોસો રાખે છે. વળી ઇસુએ તેના શિષ્યોને કહ્યું કે આપણો આકાશવાસી પિતા દરેક નાના બાળકને પણ સંભાળે છે.

જે માયાળુ રીતે ઇસુએ તેને બોલાવ્યો હતો અને જે આશીર્વાદ તેણે તેને દીધો હતો તે ઉપરથી તે નાનો છોકરો શીખ્યો કે મહાન ગુરૂ તથા અદ્દભુત ચમત્કારો કરનાર ઇસુનું હ્રદય છોકરાં પ્રત્યે માયાથી ભરપુર હતું. જ્યારે તે વૃદ્ધ માણસ થયો ત્યારે પણ તે એ વાત ભુલી ગયો નહિ.

૪. અને જ્યારે પેલી સ્ત્રીઓ ઇસુની પાસે બાળકોને લાવી ને તેણે તેમને આશીર્વાદ દીધો, તેણેજ આ નાના છોકરાને પણ ઘરમાં આશીર્વાદ દીધો હતો એ વાત તમે યાદ રાખો એવું હું ઇચ્છું છું.

**પ્રશ્નો.**

૧. નાનો છોકરો જે નિશાળે જતો હતો તે વિષે તમે શું જાણો છો ?
૨. જ્યારે તે નાના છોકરાએ ઇસુને જોયો ત્યારે ઇસુ શું કરતો હતો?
૩. જ્યારે ઇસુએ તે નાના છોકરાને જોયો ત્યારે ઇસુએ શું કર્યું ?

## ૬૮. યરૂશાલેમમાં એક ભારે ઉત્સવનો દિવસ.

**હેતુ :** ઇસુ યરૂશાલેમમાં ગયો ત્યારે ત્યાંના લોકો શું કરતા હતા એ છોકરાંને કહેવાનો.

**શાસ્ત્રભાગ :** યોહા. ૧૨ ; ૧૨-૧૯. માર્ક ૧૧ ; ૧-૧૧. લુક ૧૯ ; ૨૯-૪૦. માત્થી ૨૧ ; ૧-૧૧.

**મુખકલમ :** માત્થી ૨૧ ; ૯. "પ્રભુને નામે જે આવે છે તે આશીર્વાદિત છે."

**વાર્તા.**

૧. સરોવરના કીનારા પરના શહેરમાં જે છોકરો નિશાળેથી ઘેર જતો હતો તે નાના છોકરાને આશીર્વાદ દીધા પછી છ મહિને ઇસુ જે નગરમાં તે બાર વરસનો થયો હતો ને ગયો હતો તે નગરમાં ગયો. તમને તે શહેરનું નામ યાદ છે? તેનું નામ યરૂશાલેમ છે. હા, અને તે શહેરમાં સુંદર આરસપહાણોથી બાંધેલું એક સુશોભિત મંદિર હતું.

૨. તમે જે ગામમાં રહો છો તેના રસ્તા ઉપરની દુકાનો આગળ જાઓ ને માલ ખરીદતા તથા વેચાતો આપતા માણસોથી રસ્તો ભરપુર હોય, અને સઘળા લોકોએ સુંદરમાં સુંદર વસ્ત્ર પહેરેલાં હોય, અને મુખ્ય મુખ્ય માણસો તેમની સાથે તેમની સ્ત્રીઓ તથા છોકરાં લઇને આવ્યા હોય, અને લોકો ઘણે દૂરથી ગાડામાં કે પગે કે રેલગાડીમાં તે જગ્યાએ આવ્યા હોય તો તે જગ્યાએ કોઇ મોટો મેળાવડો હશે એમ તમે એકદમ નહિ જાણી શકો? મારી આજની વાર્તા યરૂશાલેમમાંના એક મોટા મેળાવડાને લગતી છે.

૩. ઇસુ નાનો છોકરો હતો તે વખતે તે નગરમાં એક પર્વને દિવસે ત્યાં ગયો હતો તે વિષેની એક વાર્તા મેં તમને કહી હતી તે તમને યાદ છે? વારૂ, જે પર્વ વિષે હું તમને આજે કહેવાનો છું તે તેજ પર્વ હતું અને તે બનાવ પછી આજની વાત વીસ વરસ પછી બને છે. વસંતઋતુ બેઠી છે. ચોમાસું ઉતરી ગયું છે. દરરોજ સૂરજ સારીપેઠે પ્રકાશે છે. પાસેના તથા દૂરના લોકો સંખ્યાબંધ એકઠા થાય છે. કેટલાએકનો હેતુ તો તેમણે જે લુગડાં વણ્યાં છે તે વેચવાનો, કે તેમનાં પાળેલાં ઘેટાં કે ઢોર વેચવાનો, કે તેમણે બનાવેલા કંડીઆ કે ટોપલા કે સાદડીઓ કે વાસણકુસણ વેચવાનો છે. બીજાઓનો હેતુ દૂરથી આવેલા અજાણ્યા

લોકોને મીઠાઈ કે ખાવાની ચીજો વેચવાનો છે. પણ લોકોનો મોટો ભાગ તે નગરમાં દેવના મંદિરમાં ભજન કરવા તથા અર્પણ ચઢાવવા આવ્યો હતો. દર સવારે એક યાજક તે પર્વના દિવસો દરમ્યાન મંદિરની દીવાલો ઉપરના બુરૂજ પર ચઢીને પૂર્વમાં સૂર્યનું પહેલું અજવાળું કયારે દેખાય છે તે લોકોને ખબર આપતો. પછી મંદિરના યાજકો રૂપેરી રણશિંગડાં વગાડતા ને બીજા ગીત ગાતા અને લોકો તેમનાં અર્પણો ચઢાવતા ને ભજન કરતા તથા પ્રાર્થના કરતા. અર્પણો ચઢાવી રહ્યા બાદ કેટલાએક મંદિરમાં શાસ્ત્રીઓ લોકોને શાસ્ત્રમાંની વાતોનો ખુલાસો કરતા હતા તેનું શ્રવણ કરવા જતા. મંદિરના આંગણાની આજુબાજુ લોકોને બેસવા માટે મંડપો બનાવ્યા હતા. કેટલાએક શહેરમાં ખોરાક લેવા પાછા જતા.

યરૂશાલેમમાં તે દિવસે જે જે લોકો ગયા તે બધામાંથી એક છોકરા વિષે આજે હું તમને કહેવા ઇચ્છું છું. તેનું નામ ઇસ્હાક હતું. તે લગભગ બાર કે તેર વરસની ઉંમરનો હતો, તે બહુ ચાલાક છોકરો હતો.

જ્યાં કંઇ મેળાવડો ભરાય છે ત્યાં કોણ વધારે દીઠામાં આવે છે અલબત છોકરાઓ. તેઓ આમતેમ દોડાદોડ કરી મૂકે છે. તેઓ દુકાનદારોની ચીજો, એટલે લુગડાં, રેશમ, પુસ્તકો, દવાઓ, વગેરે જુએ છે. તેઓ નાટકો તથા ખેલાડીઓ જોવા જાય છે. મહારાજા કયારે આવે છે તે જોવા પણ તેઓ જાય છે.

છોકરાઓ બધું જુએ છે, અને આ છોકરો ઇસ્હાક બહુ ચાલાક છોકરો હતો, અને તે દિવસે યરૂશાલેમમાં જે કંઇ જોવા જેવું હતું તે બધું જોવાનું તેનું ઘણુંજ મન હતું.

તેના બાપે તેને થોડા પૈસા આપ્યા હતા. જો તેને ભૂખ લાગે તો પૈસા આપીને તે રોટલીવાળાને ત્યાંથી રોટલી વેચાતી લઇ શકે એમ હતું, માટે આમતેમ ફરીને મેળાવડામાં જે લોકો આવ્યા હતા તેમને જોવાને તથા તેમની વાતચિત સાંભળવાને તેને ઠીક ફાવ્યું.

કોઇ કોઇ વખતે તો સાંભળેલી વાત તે સમજી શકતો. વખતો-વખત તો તે કંઇજ સમજી શકતો નહિ, કેમકે બોલનારની ભાષા જુદી હતી.

પણ જેમ દિવસ ચઢતો ગયો તેમ બધા લોકો ઇસુ નામના કોઇ એક માણસ વિષે વાત કરતા હતા એમ તેને માલમ પડયું. તેઓની વાત-ચિતમાં ઇસુનું નામ વારે વારે સંભળાતું હતું. વળી પરદેશથી આવેલા લોકો, જેઓની ભાષા તે સમજી શકતો નહિ, તેઓ પણ વખતોવખત "ઇસુ" નામ બોલતા હતા.

છોકરા ઇસ્હાકને એક વૃદ્ધ સુથાર મળ્યો, કે જે તેનો ઓળખીતો હતો, અને તે સુથાર ઇસુ વિષે કંઇ જાણતો હશે એમ ધારીને તે છોકરે તેને પુછયું કે, "આજે આ શહેરમાં બધા લોકો ઇસુ વિષે વાત કરે છે તે કોણ છે?"

તે વૃદ્ધ સુથારે કહ્યું, "ઇસુ તો એક અદ્ભુત માણસ છે. તેણે ઘણા ચમત્કારો કર્યાં છે, એવું મારા સાંભળવામાં આવ્યું છે. એક વખતે તેણે એક પક્ષઘાતી કે જેને લોકો છાપરા ઉપર થઇને નીચે તેની પાસે ઘરમાં લાવ્યા તેને સાજો કીધો; બીજે વખતે એજ રોગથી પીડાતા એક સુબેદારના ચાકરને પણ સાજો કીધો; વળી તેણે યાએરસ નામના એક માણસની છોકરીને જીવતી પણ કરી. વળી તેણે ઘણા ભૂત વળગેલાઓને પણ સાજા કીધા છે. જે બધા તેની પાસે જાય છે તે બધા ઉપર તે દયા રાખે છે, અને પરમેશ્વરને પ્રસન્ન કરવા શું શું કરવું જોઇએ તેના જવાબમાં તે ઉત્તમ બોધ આપે છે. જ્યારે તે જન્મ્યો ત્યારે પૂર્વ દિશાના જ્ઞાની લોકો પોતાના દેશમાં એક સુંદર પ્રકાશિત તારો જોઇને તેનું ભજન કરવા આવ્યા હતા, અને આ તારાની પાછળ પાછળ તેઓ જ્યાં બાળક હતો ત્યાં આવ્યા હતા. પછી તેઓએ તેનું ભજન કીધું, ને કહ્યું કે તે રાજા છે, અને આ શહેરના લોકો માને છે કે હમણાં થોડાજ વખતમાં તે ગાદીએ બેસશે, અને જ્યારે તેમ થશે ત્યારે ભુખ કે મંદવાડ કે કોઇ પ્રકારનું દુઃખ થશે નહિ."

પછી તે છોકરા ઇસ્હાકે કહ્યું, "જ્યારે લોકો તેને રાજા કરવા માગે છે ત્યારે તો તે એક બહુ ભલો માણસ હોવો જોઇએ."

અને તે વૃદ્ધ સુથારે કહ્યું, "ઇસુ બહુજ ભલો છે. સર્વ માણસો કરતાં તે પવિત્ર છે. તે કંઇ સાધારણ માણસ નથી, પણ દેવનો દીકરો

છે, અને તે ભલો છે તેને લીધે કેટલાક તેનો દ્વેષ પણ કરે છે; અને જો તે રાજા થાય તો ભુંડાં કામ કરનારાને તે શિક્ષા કરશે એવી બીકને લીધે કેટલાક તેની વિરૂદ્ધ થાય છે."

પછી તે છોકરા ઇસ્હાકે પુછ્યું, "આજે બધા લોકો ઇસુ વિષે કેમ વાત કરે છે?" અને તે સુથારે કહ્યું, "આજે ઇસુ યરૂશાલેમમાં આવશે કે કેમ તે વિષે તેઓ માહોમાંહે વાત કરે છે."

પછી છોકરા ઇસ્હાકે કહ્યું, "જો તે આવશે તો હું તેને જોવા પ્રયત્ન કરીશ." માટે તે તે ઘરડા સુથારને મળીને ગયો, અને ઇસુ આવે છે કે નહિ તે શોધી કાઢવા માટે દોડી ગયો.

**પ્રશ્નો.**

૧. તે ઘરડા સુથારે છોકરા ઇસ્હાકને ઇસુ વિષે શું કહ્યું?
૨. લોકો કેમ ઇસુ વિષે વાત કરતા હતા?
૩. છોકરા ઇસ્હાકને ઇસુને જોવાનું મન શા માટે થયું હશે?

---

## ૬૯. છોકરાં રાજાને યરૂશાલેમમાં આવકાર આપે છે.

**હેતુ:** ઈસુ ખરેખર રાજા હતો, એ છોકરાંને બતાવવાનો.
**શાસ્ત્રભાગ:** માત્થી ૨૧; ૧-૧૧, ૧૫. માર્ક ૧૧; ૧-૧૧. લુક ૧૯; ૨૯-૪૦. યોહા. ૧૨; ૧૨-૧૯.
**મુખકલમ:** માત્થી ૨૧; ૯. "પ્રભુને નામે જે આવે છે તે આશીર્વાદિત છે."

**વાર્તા.**

૧. ગઇ વાર્તામાં રાજા થવા સારૂ ઈસુ યરૂશાલેમ તે દિવસે આવશે કે નહિ એવી વાત લોકો કનેથી ઇસ્હાક નામના છોકરાએ શી રીતે સાંભળી, અને તે ઇસુને જોવા કેટલો ઇંતેજાર હતો, તે આપણે જોયું.

૨. રાજા ઇસુ યરૂશાલેમ આવવાનો છે કે નહિ તે તે શી રીતે જાણી શકે? જો કોઇ રાજા તમારા ગામમાં આવવાનો હોય તો તે તમે કેવી રીતે જાણી શકો? માત્ર લોકો જે કહે છે તે સાંભળવાથી અને કોઇ કોઇ વખત સવાલ પુછવાથી અને છોકરા ઇસ્હાકે પણ ઈસુની બાતમી એજ રીતે મેળવી.

૩. સવારમાં તેણે બહારગામથી આવેલા કેટલાક લોકોને શહેરમાં દીઠા, અને તેણે યરૂશાલેમના કેટલાક માણસોને તેઓને એમ પુછતાં સાંભળ્યા કે તેઓએ ઇસુને જોયો હતો કે નહિ. તે માણસોએ જવાબ આપ્યો, "ના, અમે તેને જોયો નથી, પણ અમે સાંભળ્યું છે કે તે પર્વમાં આવવાનો છે."

થોડીવાર પછી ઈસ્હાકે એક બીજા માણસને એમ કહેતાં સાંભળ્યો કે, "પશ્ચિમ તરફ આવેલા એક નાના ગામમાં ઇસુ ઉતરેલો છે." પછી ઇસ્હાક યરૂશાલેમનો જે દરવાજો પશ્ચિમ તરફ આવેલો હતો ત્યાં ગયો.

અહિં આગળ તેને એક છોકરો મળ્યો, અને ઈસ્હાકે તેને પુછ્યું કે, "તું ઇસુ વિષે કંઇ જાણે છે?" અને તે છોકરે જવાબ આપ્યો, "જે ગામમાં ઇસુ રહે છે તેજ ગામમાં થઇને હું આવ્યો છું, અને ત્યાં મેં લોકોને એમ કહેતાં સાંભળ્યા કે તે આજે શહેરમાં આવવાનો છે." તેજ રસ્તે થઇને બીજા લોકો પણ શહેરમાં આવ્યા ને તેમણે પણ એવીજ ખબર આપી.

એ સાંભળીને યરૂશાલેમના લોકો ખુશી થયા, અને તેઓએ એક-બીજાને કહ્યું, "ઈસુ આજે આવનાર છે," અને બીજાઓએ કહ્યું, "શું તે આપણો રાજા થશે?"

ઇસ્હાક શહેરની ભાગળ પાસે બેઠો, અને પશ્ચિમ તરફ જોવા લાગ્યો. શહેરના બીજા ઘણા લોકો પણ એજ દિશા તરફ જોઇ રહ્યા હતા. જો કે તે પર્વનો વખત હતો તોપણ લોકો મંદિરમાં અથવા તો શહેરના રસ્તા આગળ રહ્યા નહિ, પણ પશ્ચિમ તરફના રસ્તા પર ઇસુ તથા તેના મિત્રોની વાટ જોવા સારૂ ટોળાબંધ દરવાજેથી બહાર આવ્યા.

થોડીવાર પછી છોકરો ઇસ્હાક બુમ પાડી ઉઠયો, "લોકોનું એક ટોળું ત્યાં રસ્તા પર આવતું દેખાય છે."

અને તેઓ ધારી ધારીને જોવા લાગ્યા, તો જુઓ, ટોળાની મધ્યે કોઇએકને ગધેડા પર સ્વાર થએલો દીઠો, અને જે લોકો ઉભા હતા તેઓમાંના એકે ઇસ્હાકને કહ્યું, "જો, લોકોના ટોળા મધ્યે ઇસુ ગધેડા પર બેસીને આવે છે."

હવે કદાપિ તમે એમ પુછશો કે એમ કેમ? મહાત્મા પુરૂષ તે વળી ગધેડા પર સ્વારી કરે ખરો કે? એમ બનવું તો અશકય છે, અને એમ કરવું એ તો શરમની વાત!

હા, આ દેશમાં એમ છે ખરૂં, કેમકે અહિંનાં ગધેડાં બહુ નાનાં હોય છે અને માત્ર ધોબીનાં ધોવાનાં લુગડાં ધાટ ઉપર લઇ જાય છે. હિંદુસ્તાનનો કોઇ પણુ મોટો માણસ ગધેડા પર સવારી કરતો નથી.

પણ જે દેશમાં ઇસુ રહેતો હતો ત્યાંની વાત જુદી છે. ત્યાંના ગધેડા લગભગ ઘોડા જેવડા હોય છે, અને રંગે ધોળા હોય છે, તેમજ તેઓ ઘણા ઉપયોગી હોય છે. તેમને હળે જોડે છે અને તેઓ સવારીના કામમાં પણ વપરાય છે. તે દેશમાં તે વખતે માત્ર સિપાઇઓજ ઘોડા પર બેસતા. વેપારીઓ, નગરના વડીલો, અને રાજાના મંત્રી કે સુબાઓ પણ આવા ગધેડા પર બેસતા.

માટે જ્યારે ઈસુ યરૂશાલેમ ગધેડા પર બેસીને આવ્યો ત્યારે તેમાં તેણે દેશના રિવાજથી ઉલટું કંઇ કર્યું નહિ. વળી તે સિપાઇ નહોતો કે ઘોડા પર બેસીને જાય, અને આ સુંદર ઉંચા ગધેડા પર બેસવાથી બધા લોકો તેને જોઇ શકતા હતા.

તે છોકરા ઇસ્હાકે ઇસુ તથા તેના મિત્રો (કે જેમને આપણે તેના શિષ્યો કહીએ છીએ) ને આ રીતે પશ્ચિમ તરફને રસ્તે થઇને યરૂશાલેમમાં આવતાં દીઠા. પછી તે છોકરે જોયું, તો જુઓ, યરૂશાલેમના લોકો ઇસુને મળવા જતા હતા. રસ્તાની કોરે કેટલીક ખજુરીઓ હતી, અને જતાં જતાં લોકો ખજુરીની ડાળીઓ હલાવતા હલાવતા ગયા. આ રીતે પોતાનો હર્ષ પ્રદર્શિત કરવાનો તે દેશના લોકોનો રીવાજ હતો, અને છોકરો ઈસ્હાક પણુ ખજુરીની ડાળી લઇને હલાવતો હતો. તે કેમ ખુશી થયો હતો? કારણુ કે તેણે ઇસુને દીઠો હતો, અને તેને માયાળુ અને ઘણો ભલો જાણ્યો હતો માટે તે ખુશી હતો, અને ખજુરીની ડાળી હલાવતો હતો.

અને પછી છોકરા ઇસ્હાકે લોકોને તાણીને ઘાંટો પાડતાં તથા ઈસુને ધન્યવાદ આપતાં સાંભળ્યા અને કેટલાએકને તેમના ખેસ ઉતારીને

:તા ઉપર પાથરતાં દીઠા, એ માટે કે ઇસુ તેની ઉપર થઇને શહેરમાં જાય.
ાવી રીતે તેઓએ નમ્રતાથી ઇસુને આવકાર કીધો. પછી ઇસુ
ાકરા ઇસ્હાક પાસે થઇને શહેરને દરવાજેથી ઉપર મંદિરમાં ગયો.
ણુ રાત્રીને સમય થવા આવ્યો હતો, માટે ઇસુ મંદિરમાં ઝાઝી વાર
ધી રહ્યો નહિ, પણ થોડી વાર રહીને પાછો તે ને તેજ રસ્તે જે નાના
ામમાં તેને મિત્ર હતો ત્યાં પાછો ગયો, અને છોકરો ઇસ્હાક પણ તેના
ાપને ઘેર ગયો.

બીજે દિવસે છોકરો ઇસ્હાક ટેકરી ઉપર ચઢીને મંદિરમાં ગયો,
પને તેણે ત્યાં ઇસુને ફરી જોયો, અને તે ઇસુ પાસે ઉભો હતો એવામાં
ટલાએક આંધળા તથા લંગડા ઇસુ પાસે આવ્યા; અને ઇસુએ તેમની
રફ પ્રેમાળ નજરે જોયું, અને તેના ઇશ્વરી બળે કરીને આંધળાને દ્દષ્ટિ
માપી, ને લંગડાઓને ચાલતા કીધા; અને જે લોકો આજુબાજુ
ઉભા હતા તેઓ તો આ જોઇને દંગ થઇ ગયા, અને તે જોઇને તેઓની
ખાત્રી થઇ કે ઇસુ ખરેખર તેઓને રાજા થવા, તેમનું ભલું કરવા, તેમના
ાગ મટાડવા તથા તેમનું દુઃખ હરવા તેઓ મધ્યે આવ્યો હતો, અને
ાઓએ તેને ધન્યવાદ આપ્યો; અને તેઓ તેને ધન્યવાદ આપતા હતા,
ેવામાં છોકરો ઇસ્હાક તથા શહેરના કેટલાએક બીજા છોકરા અને
આજુબાજુનાં ગામડાંમાંથી આવેલા કેટલાએક છોકરા એ બધું જોઇને
બહુજ નવાઇ પામ્યા; અને પછી જ્યારે તેઓએ ઇસુની દયા અને
પરાક્રમ તથા જે ચમત્કારિક કામો તેણે કીધાં હતાં તે જોયાં ત્યારે તેઓ
મંદિરમાં મોટેથી ઇસુને મહિમા આપવા લાગ્યા, તથા તે તેમનો મહિમા-
વાન રાજા થવા સારૂ લાયક છે તેમ બોલવા લાગ્યા.

૪. આ રીતે છોકરા ઇસ્હાકે તથા યરૂશાલેમનાં બીજાં છોકરાંએ
ઇસુ તેઓને રાજા થવા સારૂ આવ્યો હોય તેવી રીતે તેને આવકાર કીધો.

**પ્રશ્નો.**

૧ ઈસુ યરૂશાલેમમાં આવવાનો છે એ છોકરો ઈસ્હાક કેવી રીતે શોધી કાઢી શકયો?

૨. ઇસુને જોઇને લોકોએ શું કર્યું?

૩. બીજે દિવસે મંદિરમાં શું બન્યું?

## ૭૦. ૬૦-૬૯ વાર્તાઓનું પુનરાવર્તન.

**હેતુ : આ વાર્તાઓમાં છોકરાં ઇસુ વિષે જે જે શીખ્યાં તેનો ભાવાર્થ તેમને સમજાવવાનો. ચમત્કારની વાર્તાઓ પરથી છોકરાંને બતાવવું કે ઇસુમાં રોગ મટાડવાનું અને ભૂતોને કાઢવાનું પરાક્રમ છે એટલુંજ નહિ પણ તે સર્વ દુઃખી લોકો પ્રત્યે પ્રેમ તથા દયા રાખે છે માટેજ તે આવાં ચમત્કારિક કામો કરે છે.**

જો ઈસુએ છોકરાં પ્રત્યે માયા બતાવી ન હોત તો છોકરાં તેનાથી બીત. ઈસુના ચમત્કાર તથા તેની અપાર દયા જોઇને મંદિરમાં બાળકોએ તેનો આદરસત્કાર કીધો.

વળી જો કે ઈસુ એક મહાન અને દિવ્ય રાજા હતો, છતાં પણ તે તેના મિત્રોના ઘરમાં જતો, તેમની સાથે ગામેગામ પગે ચાલીને જતો, અને હમેશાં ગરીબ લોકોનો તેમજ સુબેદાર તથા યાએરસ જેવા લોકોનો મિત્ર હતો, તે વાત છોકરાં સમજે એવી રીતે સમજાવવી જોઇએ.

મુખકલમો ફરી સાંભળી જવી.

---

## ૭૧. ચૂંટી કાઢેલી વાર્તાઓનું પુનરાવર્તન.

**હેતુ : પ્રથમ અર્ધ વરસમાંની કહેલી કેટલીએક વાર્તાઓ ચૂંટી કાઢો અને કેટલાએક સવાલ પૂછીને ખાત્રી કરો કે છોકરાંને તે વાર્તાઓ યાદ છે કે નહિ; જો યાદ ન હોય તો ફરી કહી જાઓ.**

વાર્તાપાઠ ૯, ૧૦, ૧૫, અને ૧૬ લઇ શકાય. પછી હમણાંની તાજી વાર્તાઓ એટલે ૪૮ કે ૪૯માંથી કેટલાએક પ્રશ્ન પુછી જુઓ, પણ જાણે કે પરીક્ષા લેતા હો તેમ ના કરો. છોકરાંને વાર્તા કે તેમાંની અમુક બાબત બોલી જવાનું કહો. જો છોકરાં થોડીએક વાર્તાઓ તથા દેવ અને ઇસુ ખ્રીસ્ત વિષેની કેટલીએક બાબતો જાણતાં હોય તો બસ.

મુખકલમો ફરી સાંભળી જાઓ.

---

## ૭૨. યોહાનના જન્મ સંબંધીની વાર્તા.

**હેતુ :** ઇસુના આવવા વિષેની વાત પ્રગટ કરવા સારૂ દેવે કેવી રીતે એક એલચી મોકલ્યો એ છોકરાંને કહેવાનો.

**શાસ્ત્રભાગ :** લુક ૧ ; ૫-૨૫, ૫૭-૮૦. યોહા. ૧ ; ૬, ૭.

**મુખકલમ :** લુક ૧ ; ૮૦. "છોકરો મોટો થયો ને આત્મામાં બળવાન થતો ગયો."

**વાર્તા.**

૧. કેટલાંએક અઠવાડીઆં ઉપરની આપણી વાર્તાઓમાં દેવે ઇસુના જન્મ વિષે ભરવાડોને ખબર આપવા એક દૂતને મોકલ્યો તેની, તથા માગીઓને જે તારો દેખાયો તેની વાત આપણે સાંભળી ગયાં છીએ. દૂત તથા તારો બંનેએ એવી ખબર આણી કે બેથલેહેમના તબેલામાં જનમેલું બાળક આ જગતમાં દેવ તરફથી એ માટે મોકલાએલું હતું કે તે દેવ વિષે તથા તેની ઇચ્છા કેવી છે તે વિષે અને તેની અપાર ભલમનસાઇ વિષે માણસોને કહી જણાવે.

૨. પણ દૂતે ભરવાડોને જે જે કહ્યું હતું તે વિષે કેવળ થોડાજ લોકો જાણતા હતા; વળી ગભાણમાં જનમેલા બાળકને માગીઓએ રાજા તરીકે માન આપ્યું તે પણ થોડાનેજ ખબર હતી. તે આખા દેશના લોકોને ઇસુ વિષે શી રીતે ખબર પડે ? જો તેમને કોઇ જઇને કહે તોજ તેઓ જાણી શકે. હા, ખરી વાત, અને તેઓ જાણે માટે દેવે એક જણને તેમની પાસે મોકલ્યો પણ ખરો. ચાલો, ત્યારે આજે આપણે આ માર્ગદર્શક વિષે શીખીએ.

૩. યરૂશાલેમના આરસપહાણથી બાંધેલા મોટા મંદિર વિષે હું તમને કહી ચુકયો છું. વળી સવારમાં વહેલા ઉઠીને એક યાજક બુરૂજ ઉપર ઉભો રહીને પૂર્વમાં સૂર્ય કયારે ઉગે છે તેની તપાસ રાખતો, તે પણ મેં તમને કહ્યું છે. અજવાળું થતાંજ પેલો યાજક બીજા યાજકોને કહેતો અને તેઓ તરત તેમનાં રૂપેરી રણશિંગડાં ત્રણવાર વગાડતા અને પછી મંદિરના દરવાજા ઉઘાડતા.

હવે, તે યાજકો પૈકી એકનો મંદિરમાં સવારે વહેલા જઇને ધૂપ ચઢાવવાનો રિવાજ હતો. બીજા લોકો તે વખતે બહાર આંગણામાં ઘુંટણીએ પડીને પ્રાર્થના કરતા હતા.

આ અર્પણ ચઢાવવામાં મોટું માન હતું, અને ધૂપ ચઢાવવા કોણ જશે તે વિષે તેઓ દરેક સવારે ચીટ્ઠીઓ નાખીને તે યાજકને પસંદ કરતા. હવે ઇસુ ખ્રીસ્તના જન્મ અગાઉ લગભગ એક વર્ષ ઉપર એક દિવસે ધૂપ બાળવા સારૂ મંદિરમાં કોણ જાય તે વિષે યાજકો ચીટ્ઠીઓ નાખતા હતા, તેઓમાં એક ઘરડો યાજક પણ હતો. તે ઘણાં વરસથી યાજકનું કામ કરતો, પણ આ કામ તેને પહેલાં કદી કરવાનું આવ્યું નહોતું. પણ તે સવારે જ્યારે ચીટ્ઠીઓ નાખી ત્યારે આ ઘરડો યાજક તે દિવસે ધૂપ ચઢાવવા સારૂ પસંદ કરાયો. આ સાંભળીને તે ઘરડો યાજક બહુ ખુશ થયો, કેમકે દેવની ઇચ્છાથી આખરે તેને આ માનવંત તક મળી.

આ ઘરડા યાજકનું નામ **ઝખાર્યાહ** હતું.

યરૂશાલેમની દક્ષિણે એક ગામ હતું ત્યાંથી તે આવ્યો હતો, અને જો કે તે બહુ શ્રીમંત ન હતો તો પણ તે સાચું બોલનાર તથા ન્યાયીપણું કરનાર માણસ હતો. દેવની ઇચ્છા પ્રમાણે કરવામાં તે આનંદ માનતો ; અને બધાં માણસો તેને માન આપતાં હતાં.

તેની સ્ત્રી પણ એવાજ સારા સ્વભાવની બાઇ હતી. તેણીનું નામ **એલીસાબેત** હતું.

આ બન્ને માણસો જાણતાં હતાં કે પરમેશ્વરની ઇચ્છા સંબંધી લોકો ઘણાંજ અજ્ઞાન છે. વળી તેઓ બન્ને એવી આશા પણ રાખતાં હતાં કે દેવ વહેલો મોડો તેના વિષે તથા તેની ઇચ્છા વિષે માણસોને જ્ઞાન આપવા કોઈને મોકલશેજ મોકલશે.

ઝખાર્યાહ તથા એલીસાબેતને કેવળ એકજ દુઃખ હતું એટલે તેમને છોકરો ન હતો.

તે સવારે તે ભલા યાજકે ધૂપ લીધું ને મંદિરમાંની સોનાની ધૂપવેદીના અંગારા ઉપર ધૂપ બાળવા સારૂ ગયો, એ માટે કે જ્યારે બહાર લોકો પ્રાર્થના કરતા હતા તે વખતે તેનો ધૂમાડો ઉંચે ચઢે.

લોકોએ તેને મંદિરમાં પેસતાં દીઠો અને પછી તેમના રિવાજ પ્રમાણે પ્રાર્થના કરવા મંડ્યા. તેઓએ પ્રાર્થના પુરી કરી, અને પછી ઝખાર્યાહ મંદિરમાંથી નીકળીને કયારે આવે ને તેમને આશીર્વાદ આપે તેની વાટ જોવા લાગ્યા. પણ તેને આવતાં બહુ વાર લાગી.

આખરે ઝખાર્યાહ મંદિરમાંથી બહાર આવ્યો, અને આશીર્વાદ આપવાનો પ્રયત્ન કર્યો. પણ બધાંએ અચંબાસહિત જોયું કે તે એક પણ શબ્દ બોલી શકયો નહિ. માટે બધાં જાણી ગયાં કે મંદિરમાં કંઇ અદ્ભુત બનાવ બન્યો હશે.

શું થયું તે વિષે તેના મિત્રો તેને પૂછવા લાગ્યા. તે વખતે તે તેમને કહી શકે તેમ નહોતું, પણ લગભગ એક વર્ષ પછી તેણે તેમને તે બધી વાત કહી સંભળાવી. તેણે નીચે પ્રમાણે કહ્યું:

"મેં ધૂપ ચઢાવ્યું હતું, અને લોકો ઉપર દેવનો આશીર્વાદ આવે માટે પ્રાર્થના પણ કરી હતી. પછી મેં દેવના એક દૂતને મંદિરમાં ઉભેલો જોયો. દૂતને જોઈને મને તો ઘણીજ બીક લાગી. પણ તે દૂતે મને કહ્યું કે, ઝખાર્યાહ, બી મા, કેમકે તારે ઘેર એક છોકરો જન્મશે, અને તે છોકરાનું નામ યોહાન પાડજે. વળી દૂતે કહ્યું કે આ છોકરો લોકોને ઉપદેશ કરશે અને તેમને તેમના ભુંડા માર્ગોથી ફરવાનું સમજાવશે અને તેમને પ્રભુના આવવા માટે તૈયાર કરશે. પછી મેં દૂતને કહ્યું, "એ મને શાથી જણાય? કેમકે હું ઘરડો છું, ને મારી વહુ ઘણાં વરસની થઇ છે. અને દૂતે મને કહ્યું કે, છોકરો જન્મે ત્યાં લગી તું મુંગો રહેશે."

૪. તે ઘરડા યાજક ઝખાર્યાહને મંદિરમાં એ પ્રમાણે થયું હતું; અને જો કે તે મુંગો હતો, તોપણ તે દર્શનથી તેને બહુ આનંદ પ્રાપ્ત થયો હતો, કેમકે તેમાં તેને સારૂ બે વાત સમાએલી હતી. એક તો એ કે દેવ એક **આશીર્વાદિત પુરૂષને** જગતમાં એ માટે મોકલવાનો હતો કે તે આવીને લોકોનું ભલું કરે ને તેમને જ્ઞાન આપે; અને બીજું કે તેનો પોતાનોજ દીકરો કે જેનું નામ યોહાન પાડવાનું હતું, તે આ ધન્યવાદિતની આગળ માર્ગ તૈયાર કરનાર થવાનો હતો. પોતાના હૃદયમાં આ બે વિચાર લઇને તે વૃદ્ધ યાજક પોતાને ગામ ગયો.

**પ્રશ્નો.**

**૧. ઝખાર્યાહ કોણ હતો?**

**૨. તે શા કામ પર મંદિરમાં ગયો હતો?**

**૩. તે કેમ મુંગો થયો હતો?**

## ૭૩. વૃદ્ધ યાજકના દીકરાનું નામ યોહાન પાડવા વિષે.

**હેતુ :** યોહાનના નામનો અર્થ તથા તે ઇસુનો અગ્રગામી થવાનો હતો તે વિષે છોકરાંને કહેવાનો.

**શાસ્ત્રભાગ :** લુક ૧ ; ૫-૨૫, ૫૬-૮૦. યોહા. ૧ ; ૬, ૭.

**મુખકલમ :** લુક ૧ ; ૮૦. "છોકરો મોટો થયો ને આત્મામાં બળવાન થતો ગયો."

**વાર્તા.**

૧. મંદિરમાં કેવી રીતે દૂત તે વૃદ્ધ યાજકને દેખાયો ને કહ્યું કે તેને એક દીકરો થશે એ વાત આપણે ગયા પાઠમાં શીખી ગયાં. તે વૃદ્ધ યાજકનું નામ તમને યાદ છે? તેનું નામ ઝખાર્યાહ. તેની વહુનું નામ શું? એલીસાબેત. શાબાસ, ખરી વાત. તેના દીકરાનું નામ તમને યાદ છે? યોહાન. હા.

૨. હવે કોઇ મુંગો માણસ હોય તો તે શી રીતે લોકોને કંઇ જણાવી શકે કે લોકોની પાસે કંઇ કરાવી શકે? તે મ્હોંથી તો બોલી શકતો નથી, પણ તે સિસાપેન કે કલમવડે લખીને જણાવી શકે છે. વારુ, તે રીતે તે ઘરડા યાજકને તે છોકરો યોહાન જન્મે ત્યાં સુધી કરવું પડયું. ત્યાર પછી તે ફરી બોલી શકયો. તેના ફરી બોલવાની શરૂઆત વિષે હું તમને કહીશ.

૩. તે વૃદ્ધ યાજક દૂતને મંદિરમાં દીઠા પછી તેને ઘેર ગયો, અને લગભગ એક વરસ પછી તેની વહુ એલીસાબેત દીકરો જાણી; માટે દૂતની કહેલી વાત સાચી ઠરી.

પછી ઝખાર્યાહનાં સગાંવહાલાં તથા તેની વહુનાં સગાંવહાલાં તે દેશના રિવાજ પ્રમાણે છોકરાનું નામ પાડવાને વખતે એકઠાં થયાં.

હવે તે દેશમાં બાપનું જે નામ હોય તેજ નામ દીકરાનું પણ રાખવાનો ચાલ હતો; માટે લોકોએ તે ઘરડા યાજકના દીકરાનું નામ ઝખાર્યાહ પાડવાનું કર્યું.

પણ દૂતે કહ્યું હતું કે છોકરાનું નામ યોહાન પાડવું, અને ઝખાર્યાહે તેની વહુને તે નામ લખીને બતાવ્યું હતું. માટે સગાં તે છોકરાનું નામ પાડવા જતાં હતાં એટલામાં માએ તેમને ખાળ્યાં, અને કહ્યું, "એમ તો નહિ. છોકરાનું નામ ઝખાર્યાહ તો નહિ, પણ યોહાન છે."

સગાંવહાલાંએ કહ્યું, "પણ આપણે છોકરાનું એ નામ પાડવું
ઇએ નહિ, કેમકે તારાં કે તારા ધણીનાં સગાંમાંથી કોઇનું એવું નામ
ી."

પણ દૂતે ઝખાર્યાહને જે કહ્યું હતું તે જાણતી હતી, માટે ફરી કહ્યું
છોકરાનું નામ યોહાન છે." પછી તે સગાંએ તે છોકરાનું નામ શું
ડવું તે વિષે ઝખાર્યાહની સલાહ લીધી. ત્યારે તેણે એક પાટી લીધી
ને તે ઉપર લખ્યું, "તેનું નામ યોહાન છે."

માટે સગાંએ છોકરાનું નામ યોહાન પાડયું, પણ તેઓને ઘણી
ાઇ લાગી.

અને પછી જ્યારે ઝખાર્યાહે દૂતના કહેવા પ્રમાણે કર્યું હતું, ત્યારે
એકદમ ફરી બોલવા તથા સાંભળવા લાગ્યો; અને તે તરત દેવની
તિ કરવા લાગ્યો.

હવે જ્યારે ઝખાર્યાહ ફરી બોલવા તથા સાંભળવા લાગ્યો ત્યારે
ાં સગાં તથા મિત્રો તેને ઘણા પ્રશ્નો પુછવા લાગ્યાં અને તે છોકરાનું
મ યોહાન કેમ પાડયું તે જાણવાની ઘણાની મરજી હતી.

પછી ઝખાર્યાહે તેમને ખુલાસો કરતાં કહ્યું, "છોકરાનું નામ
હાન પાડવાનું કારણ તમે પૂછો છો તો કારણ આ છે કે 'યોહાન'નો
ર્થ 'દેવે કૃપા કીધી છે' એવો થાય છે. જો કે હું તથા એલીસાબેત
છીએ, તોપણ પ્રભુએ અમને દીકરો આપ્યો છે એ પ્રભુની મોટી
ા મારા ઉપર તથા એલીસાબેત પર થઇ છે. વળી આપણું ભલું
વા તથા દેવ વિષેનું જ્ઞાન આપણને શિખવવા માટે દેવ તેના પવિત્ર
રાને આપણા પાસે મોકલે તેમાં દેવની કૃપા નથી દેખાતી શું? વળી
ોતાના લોકોને તારણ તથા શાંતિ આપવા સારૂ દેવ પોતાનો પુત્ર
કલશે ત્યારે તે ધન્યવાદિતના અગ્રગામી તરીકે મારો દીકરો પસંદ કરાય
ાં શું મારે માટે મોટું માન સમાએલું નથી? આ રીતે પણ દેવે તેની
ા પ્રગટ કરી છે."

અને જ્યારે તે લોકોએ આ વાતો સાંભળી ત્યારે તેઓએ કહ્યું કે,
ખરેખર, આ છોકરો મોટો અદ્દભુત માણસ થશે."

૪. આ વાર્તાઓ તમે સાંભળી તેમાં બીજા એક અદ્ભુત છોકરા વિષે વાત થઇ છે, તે કોણ? ઇસુ જે બાળક તબેલામાં જનમ્યું હતું ને જેનું ભજન કરવા ભરવાડો તથા પૂર્વથી આવેલા જ્ઞાની માણસો ગયા હતા તે; અને આપણે જાણીએ છીએ કે દેવથી મોકલાએલો **આશીર્વાદિત** તે તો તેજ હતો, કેમકે તે માંદાઓને સાજાં કરી શકતો, ને યાઐરસની દીકરી જે મરણ પામી હતી તેને જીવતી પણ કરી શકયો.

યોહાન તે ઇસુનો અગ્રગામી હતો. હા, યોહાન તે **ધન્યવાદી** વિષે આખા દેશમાં કહેતો ફર્યો.

હવે તમે યોહાનનું નામ, તથા તેનું તે નામ શા માટે રાખવામાં આવ્યું તે તથા જે કામને સારૂ તેને મોકલવામાં આવ્યો હતો તે વિષે જાણો છો.

**પ્રશ્નો.**

૧. "યોહાન" એટલે શું?
૨. ઝખાર્યાહના દીકરાને શા માટે એ નામ આપવામાં આવ્યું હશે?
૩. યોહાન કોનો અગ્રગામી હતો?

---

## ૭૪. અગ્રગામી અરણ્યમાં.

હેતુ: માણસોને પાપથી ફરવાનું કહેવા સારૂ તેમજ ઈસુ ખ્રીસ્તનું આવવું નજદિક છે તે પ્રગટ કરવા સારૂ દેવે યોહાનને એક હિમ્મતવાન તથા સત્ય માણસ તૈયાર કીધો હતો તે છોકરાંની સમજણમાં ઉતારવાનો.

**શાસ્ત્રભાગ:** માર્ક ૧; ૨-૮. માત્થી ૩; ૧-૧૨. લુક ૩; ૨-૧૬.
**મુખકલમ:** યશા. ૪૦; ૩. "પ્રભુનો માર્ગ અરણ્યમાં પાધરો કરો."

**વાર્તા.**

૧. તે દેશમાંના લોકોને સારૂ, યોહાન કે જેને દેવે ઇસુના અગ્રગામી તરીકે મોકલ્યો હતો તેના વિષે આપણી છેલ્લી બે વાર્તાઓ હતી.

૨. તમે તમારા પાઠ કયાં શીખો છો? નિશાળમાં. બીજે કોઇ સ્થળે તમે તમારા પાઠ શીખતા નથી? પહેલાં તો કદાપિ તમે "ના" કહેશો. પણ જો તમે જરા વિચાર કરશો તો તમને માલમ પડશે કે નિશાળ બહાર તમે ઘણા ઘણા પાઠ શીખો છો. ખેડુત ખેતીનું કામ કેવી રીતે

શીખે છે? પોતાના બાપની સાથે બહાર ખેતરમાં એક નાના બાળકની પેઠે શીખે છે. હા, ખરી વાત, નિશાળ બહાર પણ ઘણું ઘણું શીખવાનું છે, પણ જંગલમાં તે કરતાં પણ વધુ શીખી શકાય એમ છે. યોહાન જંગલમાં કેવી રીતે તથા જંગલમાં શું શું શીખ્યો તે વિષે તમને કહી બતાવું?

૩. યોહાન નાનપણમાં તો તદન બીજા છોકરા જેવોજ હતો. ઇસુ નાઝારેથના પ્રાર્થનાસ્થાનમાં નિશાળે બેસીને લખતાં વાંચતાં અને દાખલા ગણતાં શીખતો હતો, ત્યારે યોહાન દક્ષિણમાં આવેલા ઝખાર્યાહના નાના ગામમાં નિશાળે જતો હતો, અને જે વખતે ઇસુ નાઝારેથમાં પોતાના બાપ યુસફની દુકાને સુથારનું કામ શીખતો હતો તે વખતે યોહાન ઝખાર્યાહના ઘરમાં યાજકના દીકરાના શા શા ધર્મ છે તે વિષે શીખતો હતો. તે પુસ્તકોમાંથી યાજકની ફરજો અને ધર્મને લગતાં લાંબાં લાંબાં વાકયોનો મુખપાઠ કરી ગયો, પણ થોડીજ વારમાં સ્પષ્ટ માલુમ પડયું કે છોકરો યોહાન તેના બાપની પેઠે યાજક થવાનો નહોતો.

જે બધો વખત તે સભાસ્થાનમાં આવેલી નિશાળમાં હતો તે તથા જેટલા વખત સુધી તે તેના બાપને ઘેર પવિત્ર શાસ્ત્રમાંથી શીખતો હતો તેટલા વખતમાં તે સારી રીતે તેમજ ઝડપથી શીખ્યો અને બધો વખત આનંદિત રહ્યો હતો. પણ જ્યારે જ્યારે પર્વ કે તેહવારનો દિવસ આવતો ત્યારે ત્યારે તે સવારમાં બહુ વહેલો ઉઠતો. તેની મા તેને થોડી રોટલી અને થોડી ખજુર આપતી પછી તે પાસે આવેલા જંગલમાં જતો, અને ત્યાં આખો દિવસ આમનેમ ફરતો અને અંધારૂં થાય ત્યારેજ ઘેર પાછો આવતો.

પછી જ્યારે તે મોટો થયો ત્યારે તેનાં માબાપે વિચાર કર્યો કે હવે તો તેનું લગ્ન કરાવી આપવું જોઇએ, પણ યોહાન હમેશાં પરણવાનું નાજ કહેતો, માટે તેઓએ તેને માટે કન્યા શોધી કાઢી નહિ.

પછી દુ:ખનો વખત આવ્યો અને યોહાનનાં વૃદ્ધ માતપિતા મરણ પામ્યાં. ઘરમાં તેનું પોષણ કરનાર કોઇ રહ્યું નહોતું, અને એક દિવસ તેણે બાપનું ઘર મુકયું અને પછી પોતે એકલો ગામથી દૂર આવેલા જંગલમાં નીકળી પડયો.

આ વખતે તેનો ઇરાદો પાછા ઘેર નહિ આવવાનો હતો.

તેના બાપ ઝખાર્યાહે તેને કહ્યું હતું કે આવનાર અને માણસોનું ભલું કરનાર પરાત્પરનો તે અગ્રગામી થવાનો હતો. આ આશીર્વાદિત કોણ હશે તે યોહાન જાણતો નહોતો, અને વળી તે પોતેજ તે આશીર્વાદિતનો અગ્રગામી કેવી રીતે થઇ શકે તેની પણ તેને ખબર નહોતી. પણ તેના અંતઃકરણમાં તેને એમ લાગતું કે ઝખાર્યાહનું કહેવું સત્ય હતું. વળી તેને એમ પણ લાગતું કે જો હું એકલો જઇને જંગલમાં રહું અને ખુબ પ્રાર્થના કરૂં, અને પુષ્કળ મનન કરૂં તો મારે માટે પરમેશ્વરની ઇચ્છા કેવી છે તે તે મને જણાશે. માટે તે પોતાના મિત્રોને પાછળ મુકીને જંગલમાં બહુ દૂર નીકળી પડયો ને પાછો ફર્યો નહિ. તેણે પોતાની સાથે થોડો ખોરાક લીધો. જંગલમાં થોડાં નાળાં અને ઝરા આગળ તેને પીવાને પાણી મળી શકયું જ્યારે સુરજનો તાપ બહુ પડતો ત્યારે તે જંગલમાં કોઇ ઝાડ નીચે થોડો વિસામો લેતો. બીજે વખતે તે એક મોટા ખડકની નીચે સુઇ જતો અને રાતને વખતે પરમેશ્વર વાઘ, રૂ અને તરસ જેવાં હિંસક પશુઓથી મને બચાવશે એવો તેના પર વિશ્વાસ રાખીને એક રેતાળ જગ્યામાં પડી રહેતો.

જંગલમાં આવી રીતે મુસાફરી કરતાં કરતાં થોડા વખત પછી તે જંગલના એક એવા ભાગમાં જઇ પહોંચ્યો કે જ્યાં કોઇ માણસ કદી જઈ ન શકે અને તેણે ત્યાં આગળ રહેવાનો વિચાર કર્યો. તે જંગલમાં એક બાજુએ ખડક હતો અને તેની ગુફામાં રહેવા લાયક સ્થાન તેને મળી આવ્યું આ ગુફામાં તે રાતે અને બપોરના તાપને વખતે આરામ લેતો. વળી ત્યાં પાણીનો એક ઝરો પણ મળી આવ્યો. વળી તેને માલમ પડયું કે જંગલમાંના તે ભાગમાં ખડકોની અંદર મધમાખો મધપુડા બાંધતી હતી, અને વખતોવખત તે મધપુડામાંથી તેને મધ મળી આવતું, અને ખોરાક તરીકે તે જંગલમાં મોટાં તીડ પુષ્કળ હતાં તેમને રાંધીને વાપરતો. તેની પાસે હલકાં ઉંટનાં રૂવાંમાંથી વણેલાં જાડાં લુગડાંનો પોશાક હતો અને તે તેની કમરે ચામડાના પટાથી બાંધેલો હતો. તેના માથાના વાળ ઘણા વધી ગયા હતા અને તેની દાઢી પણ બહુ લાંબી વધી ગઇ હતી. જો તમે તેને જોયો હોત તો નક્કી તેને જંગલી ધારત.

૪. પણ આ રીતે જંગલમાં યોહાન કંઇ કંઇ સારા પાઠ શીખતો હતો. સારાં કપડાં, સારો ખોરાક અને સગવડવાળું ઘર નહિ માગવાનું શીખતો હતો. કેટલાએક લોકોને એકલા રહેતાં બીક લાગે છે. તેઓ અંધારા રસ્તા પર રાતે એકલા જાય નહિ તેમજ એકાંત ઘરમાં પણ પેસતાં ડરે, અને જો જંગલમાં રાતે એકલા રહેવું પડે તો બીકથી ગભરાઇ જાય. જંગલમાં એકલા રહેવાથી પોતાના રક્ષણને માટે દેવ પર પુરેપુરો ભરોસો રાખતાં યોહાન શીખ્યો હતો. પરમેશ્વરે તેને જંગલમાં એક બીજો સારો પાઠ શિખવ્યો તે એ હતો કે પરમેશ્વરે જંગલમાં તેની સંભાળ લીધી તેમજ ભુખથી તથા તરસથી અને જંગલી જનાવરોથી તેનો બચાવ કર્યો એ જોઇને યોહાન શીખ્યો કે પરમેશ્વર હમેશાં આપણી સંભાળ લે છે, માટે તેણે પોતાના મનમાં ઠરાવ કીધો કે પરમેશ્વર મને લોકોને કહેવા સારૂ ગમે તેવો સંદેશો આપશે તે હું લોકો આગળ નીડરપણે અને પ્રમાણિક રીતે કહી બતાવીશ, અને જો એ સંદેશો સાંભળીને લોકો ગુસ્સે થશે તોપણ કંઈ ફિકર નહિ; કેમકે પરમેશ્વર મને સર્વ જોખમમાંથી બચાવી શકશે. જંગલમાં પરમેશ્વરે યોહાનને એક શૂરવીર અને પ્રમાણિક માણસ થતાં શિખવ્યું.

આ રીતે પરમેશ્વરે યોહાનને આવનાર ધન્યવાદીને માટે એક યોગ્ય અગ્રગામી થવા સારૂ તૈયાર કીધો.

**પ્રશ્નો.**

૧. યોહાન જ્યારે છોકરો હતો ત્યારે તેણે શું કર્યું?
૨. મોટો થયા પછી યોહાન કયાં ગયો?
૩. યોહાનને પરમેશ્વરે બહાદુર અને સાચો થતાં કેવી રીતે શિખવ્યું?

---

## ૭૫. અગ્રગામીનું તેડું.

**હેતુ:** લોકો ઇસુનું સાંભળવા સારૂ તૈયાર થઇ રહે માટે પરમેશ્વરે યોહાનને કેવી રીતે સંદેશો મોકલ્યો એ છોકરાને કહેવાનો.

**શાસ્ત્રભાગ:** માર્ક ૧; ૨-૮. માત્થી ૩; ૧-૧૨. લુક ૩; ૨-૧૬.

**મુખકલમ:** યશા. ૪૦; ૩. "અરણ્યમાં પ્રભુનો માર્ગ પાધરો કરો."

**વાર્તા.**

૧. મોટો થયા પછી યોહાન જંગલમાં ગયો અને ત્યાં તે કેવી રીતે દઢ, શૂરવીર અને પ્રમાણિક થતાં શીખ્યો તે આપણે ગયા પાઠમાં જોઇ ગયા.

૨ જો તમારે જંગલમાં એકલાજ રહેવું પડે તો તમને ત્યાં રહેવાનું ગમે, કે જેમ બને તેમ જલદી પાછા તમારા બાપને ઘેર આવવાનું ગમે? મને લાગે છે કે તમે પાછા જલદી ઘેર આવવાનું પસંદ કરશો. પણ જંગલ યોહાનને એટલું બધું ગમી ગયું કે તે મુકવાનું તેને ગમ્યું નહિ. આમ કેમ હશે વારૂ? કેમકે તેના બાપ ઝખાર્યાહે તેને કહ્યું હતું કે તે લોકોની આગળ આવનાર ધન્યવાદીનો અગ્રગામી થવાનો હતો, તે તેને યાદ હતું. વળી યોહાનને ખાતરી હતી કે જંગલ મુકયા અગાઉ લોકોની આગળ મારે કયો સંદેશો લઇ જવો તે પરમેશ્વર મને જણાવશે, માટે તે ઘણા મહિના સુધી જંગલમાં તે સંદેશાની વાટ જોતોજ રહ્યો.

૩. યોહાન જંગલમાં આટલો બધો વખત રહ્યો માટે તેના બાપ ઝખાર્યાહના ગામના લોકો તેને બીલકુલ ભુલી ગયા હતા. પણ એક દિવસ પાસેના એક ગામના કેટલાક લોકો એક ખોવાઇ ગએલું ઘેટું શોધવા સારૂ જંગલમાં ગયા. તેઓ પેલા ગુમ થએલા ઘેટાની શોધ કરતા હતા એવામાં તેમને એક માણસ નજરે પડયો. તે માણસનો પોશાક ઉંટનાં રૂઆંનો હતો, વળી તે માણસ ઘણો મજબુત હતો. તેઓ વિચાર કરવા લાગ્યા કે તે કયાંથી આવ્યો હશે ને તે ત્યાં રહીને શું કરતો હશે?

આ માણસ કોણ હશે? તેઓએ તેને ઓળખ્યો નહિ, પણ તમે જાણો છો કે તે તો યોહાન હતો.

હા, અને જ્યારે યોહાને તેમને જોયા ત્યારે તે તેમની પાસે ગયો અને તેમને કહ્યું, "દેવ તરફથી તમારે કાજે મારી પાસે એક સંદેશો છે. ભુંડાં કામ મુકી દો; સારૂં કરતાં શીખો; તમારે પાપનો પસ્તાવો કરવો જોઇએ. આ દેશમાં પ્રભુ પોતાનું રાજ્ય સ્થાપવાનો છે."

આ સંદેશો તેને કેવી રીતે મળ્યો તે વિષે તેમણે તેને પુછ્યું. તેણે તેમને કહ્યું કે હું જંગલમાં જ્યારે એકલો હતો ત્યારે લોકોને માટે પ્રભુએ એ સંદેશો મારા મનમાં મુકયો.

પછી તેણે તેમને ગામમાં મોકલતાં કહ્યું કે, "મેં તમને જે વાત કહી તે જઇને ત્યાંના લોકોને કહી સંભળાવો."

આ રીતે યોહાને આવનાર ધન્યવાદીના અગ્રગામી તરીકેના કામની શરૂઆત કરી. આવનાર કોણ હશે તે તે વખતે જાણતો નહોતો. તે ફક્ત એટલુંજ જાણતો હતો કે જે આવનાર છે તે થોડાજ વખતમાં આવીને દેવનું રાજ્ય સ્થાપન કરવાનો છે માટે લોકોએ પાપી કૃત્યો કરવાથી ફરવું અને સારૂં કરતાં શીખવું જોઇએ.

યોહાને તેમને જે વાત કહી હતી તે સાંભળીને પેલા માણસો પોતાને ગામ પાછા ગયા અને જે સાંભળ્યું હતું તે ત્યાંના લોકો આગળ કહી સંભળાવ્યું.

મોટે ભાગે લોકોએ કંઇજ ધ્યાન આપ્યું નહિ, પણ કેટલાએક લોકો યોહાનની વાત ભુલી ગયા નહિ, પણ દરરોજ તેઓ એ વિષે બીજાઓને કહેતા હતા. આખરે તેઓએ ઝખાર્યાહના ગામના એક વૃદ્ધ માણસની આગળ એ વાત કહી, અને તે વૃદ્ધ માણસે તેમની એ વાતો વિષે વિચાર કરીને કહ્યું, "ઓ મિત્રો, જે માણસે જંગલમાં તમને એ વાતો કહી સંભળાવી તે ઝખાર્યાહનો દીકરો યોહાનજ હશે. મને યાદ છે કે તેનો બાપ ઝખાર્યાહ એમ કહેતો કે તેને મંદિરમાં એક દૂતે દર્શન આપીને કહ્યું હતું કે તેનો દીકરો યોહાન દેવનું રાજ્ય સ્થાપન કરવા સારૂ જે આવનાર છે તેનો અગ્રગામી થશે."

પછી તે માણસોએ જાણ્યું કે પરમેશ્વર તેમના પર તથા બધી માનવી જાત ઉપર પોતાની દયા પ્રગટ કરવા એક ધન્યવાદી પુરૂષને મોકલવાનો છે, ને તે જાણીને તેઓ આનંદ પામ્યા, પણ કેટલાએક કે જેમણે યોહાનને દીઠો નહોતો તેમજ તેનું સાંભળ્યું નહોતું તેમણે કહ્યું, "ચાલો, આપણે જંગલમાં જઇને યોહાનને શોધી કાઢીએ અને આવનાર ધન્યવાદી સંબંધી તેને પુછીએ."

કેટલાકે કહ્યું, "આપણે આપણાં કુટુંબપરિવાર મુકીને જંગલમાં કેવી રીતે જઇ શકીએ? આપણે તો ત્યાં નહિ જઇએ." પણ ઘણાએ

કહ્યું "અમે તો જવાના." માટે તેઓ કેટલોક ખોરાક સાથે લઇને જંગલમાં યોહાનની શોધ કરવા ગયા.

યોહાન તો જંગલમાં બહુ દૂર એકાંતમાં હતો. તે એમ ધારતો હતો કે તેના સંદેશાની કોઈએ દરકાર કીધી નહિ હોય અને એમ પણ ધારતો હતો કે જે માણસોની આગળ તેણે સંદેશો કહી સંભળાવ્યો હતો તેઓ તેની વાત ભુલી ગયા હશે. તે જંગલમાંજ રહ્યો હતો, કેમકે હજી લગી જંગલમાંથી નીકળી જવાનો પરમેશ્વરે તેને હુકમ આપ્યો નહોતો.

પછી એક દિવસ તો તેની પાસે બે ત્રણ માણસો ગયા. તેઓએ તેને કહ્યું, "અમે આવનાર પુરૂષ વિષે તમારી વાત સાંભળી છે, તે સંબંધી અમે વધારે સાંભળવા ચાહીએ છીએ." પછી યોહાને તેમને કહ્યું કે, "પરમેશ્વરે મારા મનમાં આ વાત વિષે ખાતરી કરી આપી છે, વળી લોકો એ વાતનો સ્વીકાર કરવાને તયાર નથી, કેમકે બધાં ભુંડાં કામ કરનારા છે: માટે બધાંએ તેમના ભુંડા માર્ગથી ફરવું જોઇએ અને દેવ તરફથી આવનારનો સત્કાર કરવા તૈયાર થવું જોઇએ."

જો કોઈ રાજા કે મોટો પુરૂષ તમારૂં ઘર જોવા આવવાનો હોય તો તમે આખું ઘર સ્વચ્છ કરશો કે નહિ? તમે ઘરની ભીંતો ધોળાવશો અને ભોંયતળીઉં સાફ કરશો અને બારીબારણાંને રંગાવવા મંડી જશો, અને એવા રીતે તે આવનાર મોટા માણસને મળવા તયાર થશો. યોહાને ધાર્યું કે એવીજ રીતે માણસોએ તેમનાં અંતઃકરણમાંની દુષ્ટ કલ્પના, દુષ્ટ કૃત્યો અને દુષ્ટ શબ્દો કાઢી નાખીને પ્રભુ પાસેથી આવનાર પુરૂષને મળવા તૈયાર થવું જોઇએ.

પછી તે લોકોએ કહ્યું, "આવનાર તે કોણ?" પણ યોહાને કહ્યું, "હું હમણાં તે જાણતો નથી, પણ પ્રભુ મને થોડીજ વારમાં તે જણાવશે."

આ લોકોએ યોહાનની કહેલી વાતો પર લક્ષ આપ્યું, અને પછી પોતાને ઘેર ચાલ્યા ગયા, ને લોકોને તે કહી સંભળાવી. પછી બીજાઓએ કહ્યું, "અમારે પણ જંગલમાં જઇને યોહાનની વાત સાંભળવી જોઇએ." માટે થોડા દિવસ પછી ઘણા લોકો યોહાનની પાસે ગયા અને તેને કહ્યું "આવનાર ધન્યવાદી સંબંધી અમને કહે."

ત્યારે યોહાનને માલમ પડયું કે ઘણા લોકો મસીહની વાટ જુએ છે ને મારા તરફથી તેના વિષે સાંભળવા ચાહે છે.

૪. આવી રીતે જંગલમાં યોહાને લોકોને માટે આવનાર મસીહ સંબંધીનો સંદેશો સાંભળ્યો, અને તે લોકોને કહી સંભળાવવા લાગ્યો. આ રીતે તે મસીહનો અગ્રગામી થયો. પણ હજી સુધી મસીહ કોણ હશે તે તે જાણતો નહોતો. તેમજ ઇસુની મા વગર બીજું કોઈ તે જાણતું નહોતું; કેમકે તબેલામાં જનમેલા બાળકને ભરવાડોએ તથા જ્ઞાની લોકોએ માન આપ્યું હતું તે વિષે બધા ભૂલી ગયા હતા.

**પ્રશ્નો.**

૧. યોહાન જંગલમાં કોની વાટ જોતો હતો?
૨. તેણે કયો સંદેશો લોકોને કહી સંભળાવ્યો?
૩. શા માટે જંગલમાં યોહાનની પાસે માણસો ગયા?

---

## ૭૬. નદી પરનું ટોળું.

હેતુ: માણસોએ નિખાલસ થવું જોઇએ એ સંદેશો યોહાને લોકોને શી રીતે આપ્યો એ છોકરાંને કહી સંભળાવવાનો.

**શાસ્ત્રભાગ:** લુક ૩; ૭-૧૪.

**મુખકલમ:** માત્થી ૩; ૧૭. "આ મારો વહાલો દીકરો છે; હું એના પર પ્રસન્ન છું."

વાર્તા.

૧. આવનાર ધન્યવાદી જલદી પ્રગટ થવાનો છે, અને તેનો અંગીકાર કરવા સારૂ લોકોએ તૈયાર રહેવું જોઇએ, એટલે તેમનાં અંતઃકરણ શુદ્ધ કરવાં, ભુંડું કરતાં અટકવું અને સારૂં કરતાં શીખવું એવો યોહાનનો ઉપદેશ હતો તે આપણે આગલી વાર્તામાં જોઇ ગયાં.

જો કદાપિ તમે જંગલમાં જાઓ અને ત્યાં કોઇ વિચીત્ર માણસને જુઓ, તો તમે તમારા ગામમાંના તેમજ ઘરમાંના લોકોને તેના સંબંધી વાત કર્યાં વગર રહી શકોજ નહિ. તેજ પ્રમાણે જંગલમાં જે લોકો યોહાનની પાસે ગયા હતા, તેને જોયો હતો, અને તેના મ્હોંથી આવનાર મસીહ સંબંધીની જે જે વાતો સાંભળી હતી, તેઓ પોતાને ગામ પાછા ગયા ત્યારે તેઓ પોતાના ઓળખીતાને કહ્યા વગર રહ્યા નહિ હોય.

૨. અને તે વાત બીજા લોકોને કાને પડી ત્યારે તેમણે કહ્યું, "અમારે પણ જંગલમાં યોહાન પાસે જઈને તેની વાત સાંભળવી જોઈએ."

અને જેટલા તેની પાસે ગયા તે બધાને યોહાને કહ્યું કે, "દેવનું રાજ્ય આ પૃથ્વી પર સ્થાપવા સારૂ મસીહ થોડા વખતમાં પ્રગટ થવાનો છે. તમારે પસ્તાવો કરવો જોઈએ, તમારાં અંતઃકરણ શુદ્ધ કરવાં અને તેને મળવા તૈયાર થવું, કેમકે હજી તમારામાં ઘણી ભુંડાઈ છે."

યોહાનને આવી રીતે બોલતો સાંભળીને ઘણાને નવાઇ લાગી કે કોણ જાણે તે શું કહે છે? કોઇ કોઇ વખતે તો તેઓ તેને તે વિષે પુછી જોતા હતા.

એક વખત તેઓમાંના કેટલાક યોહાન પાસે ગયા અને તેને કહ્યું "શા માટે અમારે પસ્તાવો કરવો જોઇએ? શું અમે આબરૂદાર માણસો નથી? અમે કાયદા પાળતા નથી શું? વળી મોટાં પર્વોને વખતે શું અમે મંદિરમાં દાન નથી કરતા? શું અમારાં આવાં આવાં કામોથી દેવ સંતુષ્ટ નથી થતો?"

અને યોહાને તેમને કહ્યું કે, "સારાં કામ વગરના સારા શબ્દો નકામા છે."

પછી તેનું સાંભળતા હતા તેઓમાંથી કેટલાએક પૂછ્યું, "સારાં કામો એટલે શું? અમારે કેવાં કામ કરવાં જોઇએ?"

અને યોહાને તેમને કહ્યું, "કોઇએક એવો ગરીબ માણસ હોય કે આખો દહાડો સખત શ્રમ ઉઠાવે ને તેને થોડા પૈસા મળતા હોય, તેનાં કપડાં ફાટેલાં ને થીંગડાંવાળાં હોય, અને કોઇ પૈસાદાર માણસ હોય કે જેની પાસે પુષ્કળ કપડાં હોય ને જો તે શ્રીમંત માણસ પેલા ગરીબ માણસને તેમાંથી આપે, તો દેવની નજરમાં તે સારૂં કામ છે; અને જે માણસ આવાં કામ કરતો હશે તે મસીહની કૃપાને પાત્ર થશે. વળી જો તારી પાસે ખોરાક હોય અને તું કોઇ ભૂખ્યા જનને જુએ તો તારો ખોરાક લઇને પેલા ભૂખ્યાને આપ. એમ કરવાથી તું મસીહની કૃપા મેળવી શકીશ."

પછી જેઓ હાજર રહીને સાંભળતા હતા તેમાંના કેટલાકે કહ્યું, "આ સારૂં શિક્ષણ છે," પણ બીજા જેઓ ભલા ને માયાળુ નહોતા તેઓ શરમાઇને ચાલ્યા ગયા.

કેટલાએક સિપાઇઓ પણ યોહાનનું સાંભળવા ગયા. તે સિપાઇઓ પરદેશી હતા. તે દેશના લોકોની પેઠે તેઓ ઇશ્વરનું ભજન કરતા નહોતા. તેઓ બહુ ક્રુર હતા અને તે દેશના લોકોને બહુ ત્રાસ પમાડતા. ઘણી વખતે તો તેઓ લોકોની પાસે જોરજુલમથી પૈસા કઢાવતા, ને જો ન આપે તો તેમને ઘેર જઇને નુકશાન કરતા. લોકો તેમનાથી બહુ બીતા, માટે જ્યારે લોકોએ યોહાનની પાસે કેટલાએક સિપાઇઓને આવેલા જોયા ત્યારે તેઓ તેમનાથી દૂર જઇને ઉભા રહ્યા.

યોહાને લોકોને જે કહ્યું હતું તે સિપાઇઓએ સાંભળ્યું હતું, અને તેઓએ તેની પાસે જઇને તેને પુછ્યું "અમારે શું કરવું જોઇએ?"

કેટલાએક જેઓ પાસે ઉભા રહેલા હતા તેમણે કદાપિ એમ ધાર્યું હશે કે યોહાન આ જબરા ઘાતકી, લોભી અને અપ્રમાણિક સિપાઇઓ કે જેઓ તેનું સાંભળવા ગયા હતા, તેમનાથી ડરી જશે.

પણ યોહાન જંગલમાં દેવ ઉપર ભરોસો રાખતાં અને પ્રભુ હમેશાં મારી સંભાળ કરશે એવું શીખ્યો હતો માટે કોઇથી ડરી જાય એવો ન હતો. તેણે સિપાઇઓ ભણી જોઇને કહ્યું, "લોકો તમને પૈસા આપે માટે તેમને બીવડાવો નહિ; લોકો ઉપર જુઠા આરોપ ન મૂકો એ માટે કે તેઓ તમને લાંચ આપે; વળી તમને મળતા મુસારાથી સંતોષી રહો. આ રીતે તમે પસ્તાવો કરીને, જે ધન્યવાદી આવીને પૃથ્વી પર દેવનું રાજ્ય સ્થાપવાનો છે, તેનો અંગીકાર કરવાને તૈયાર થઇ શકો છો."

આ રીતે હિમ્મતભર્યાં વચનોથી યોહાને લોકોને, સિપાઇઓને, અને બીજા ઘણાને તેમનાં પાપ બતાવ્યાં, અને તેમને કહ્યું કે, મસીહ થોડાજ વખતમાં આવવાનો છે માટે તેનો અંગીકાર કરવા સારૂ તેમણે એકબીજા પ્રત્યે અન્યાય અને અપ્રેમથી વર્તતાં અટકી જવું જોઇએ, વળી પ્રસંગ મળે ત્યારે ત્યારે ગરજવાનને મદદ કરવી, પડોસી સાથે માયાળુપણે વર્તવું, તેમજ લાંચ લેવાથી, જુઠું બોલવાથી, અને અન્યાય કરવાથી દૂર રહેવાનો પ્રયત્ન કરવો જોઇએ.

અને યોહાનનું સાંભળ્યું હતું તેમાંના ઘણાઓએ તેની વાત પ્રમાણે ચાલવાનો પ્રયત્ન કર્યો, અને મસીહના જલદી પ્રગટ થવાની આશા રાખવા લાગ્યા.

પ્રશ્નો.

૧. યોહાને લોકોને શું કરવાનું કહ્યું?
૨. યોહાને સિપાઇઓને શું કરવાનું કહ્યું?
૩. બધા કોને જોવા ઇચ્છતા હતા?

---

## ૭૭. યોહાનથી ઇસુ બાપ્તિસ્મા પામ્યો.

**હેતુ :** જે મસીહના આગમન સંબંધી પોતે લોકોને કહ્યું હતું તે ઇસુજ છે એ યોહાને કેવી રીતે જાણ્યું એ છોકરાંને કહી સંભળાવવાનો.

**શાસ્ત્રભાગ :** માત્થી ૩; ૧૩-૧૭. માર્ક ૧; ૯-૧૧. લુક ૩; ૨૧, ૨૨. યોહા. ૧; ૩૩, ૩૪.

**મુખકલમ :** માત્થી ૩; ૧૭. "આ મારો વહાલો દીકરો છે; હું એના પર પ્રસન્ન છું."

વાર્તા.

૧. જે લોકો યોહાનની પાસે ગયા તેઓ મસીહ જલદી આવશે એવી આશા રાખતા હતા તે આપણે આગલી વાર્તામાં જોઇ ગયાં. પરંતુ આ મસીહ કોણ હશે તે કોઇ પણ માણસ, હા, યોહાન પોતે પણ જાણતો નહોતો.

૨. જે માણસ મેજ, ખુરસી, અને પેટીઓ બનાવતો હોય તેને આપણે શું કહીએ છીએ? નાઝારેથમાં યુસફ તથા મરિયમના ઘરમાં ઇસુ શું કામ કરતો હતો તે તમને યાદ છે? તે ત્યાં સુથારનું કામ કરતો હતો.

૩. એક દહાડે એક માણસે ઇસુની દુકાનમાં જઇને કંઇ કામ કરવા પોતાને ઘેર તેને બોલાવ્યો. તે શું કામ કરાવવા માગતો હતો તેની મને ખબર નથી. કદાપિ મેજ બનાવરાવવાની તેની મરજી હશે. પણ ઇસુએ કહ્યું, "હું આવી શકતો નથી, કેમકે હું મુસાફરીએ જવાનો છું. પણ તમારૂં કામ કરવા હું મારા ભાઇને મોકલીશ." પેલા માણસે ઇસુને પૂછ્યું કે, "તું ક્યાં જવાનો છે," અને ઇસુએ તેને કહ્યું કે, "મારા સાંભળવામાં એવું આવ્યું છે કે જંગલમાં યોહાન આવનાર

મસીહ વિષે લોકોને બોધ આપે છે અને તેની પાસે તેની વાત સાંભળવા જવાનો છું."

પછી બીજે દિવસે ઈસુ તથા તેના ભાઇઓ પરોઢીએ ઉઠયા. દુકાનમાં જે જે ઓજાર અને પાટીઆં, વગેરે હતું તે બધું ઇસુએ તેમના હાથમાં સોંપ્યું. વળી તેમને જે જે કામ કરવાનું હતું તે વિષે કહ્યું તથા તેમની મા મરિયમની સારી બરદાસ્ત રાખવાનું કહ્યું. પછી જે જંગલમાં યોહાન લોકોને ઉપદેશ સંભળાવતો હતો ત્યાં જવા સારૂ ઈસુ મુસાફરીએ નીકળી પડયો.

આ વખતે જે લોકો યોહાનની વાત સાંભળતા હતા, ને તેના બોધ પ્રમાણે વર્તવા ચાહતા હતા તેમને તેણે એક ખાસ સંસ્કાર પાળવાને કહ્યું; તે સંસ્કાર આ હતો:

જે જગ્યાએ યોહાન રહેતો હતો ત્યાં એક નદી હતી, અને તેની વાત સાંભળીને જેટલા તેના શિષ્યો થવા માગતા હતા તેમને તે પેલી નદીને કીનારે લઇ જતો પછી તે નદીમાં ઉતરતો અને પેલા માણુસોને નદીમાં ડુબકી મરાવતો. સ્નાન કરનાર માણુસ નદી, તળાવ, વહેળા કે એવી બીજી જગ્યાએ ડુબકી મારે છે, કેમકે તે પોતાનું શરીર સાફ કરીને શુદ્ધ થવા ઇચ્છે છે.

(આ સંસ્કારને "બાપ્તિસ્મા" કહે છે, અને લોકો યોહાનને બાપ્તિસ્મી કે બાપ્તિસ્મા કરનાર કહે છે, કેમકે આ ક્રિયાનો કરનાર યોહાન હતો.) બે કે ત્રણ દિવસની મુસાફરી કર્યા બાદ ઇસુ યોહાન રહેતો હતો ત્યાં જઈ લાગ્યો. પછી ઇસુ ટોળા મધ્યે જઇને ઉભો અને કોઇએ તેની કંઇ દરકાર કરી નહિ, કેમકે બધા તેને એક સુથાર તરીકે ઓળખતા હતા. પછી એક દિવસ તો યોહાન બાપ્તિસ્મા કરતો હતો ત્યાં ઇસુ તેની પાસે ગયો અને કેટલીક વાતચીત કર્યા પછી તે તેનાથી બાપ્તિસ્મા પામ્યો.

એવામાં ઇસુ તથા યોહાનને એક અદ્ભુત દેખાવ નજરે પડયો. બીજા લોકોએ કંઇ જોયું નહિ, માત્ર ઈસુ તથા યોહાનેજ તે જોયું. જાણે કે તેમના જોવામાં આકાશ ઉઘાડાયું, અને આકાશમાંથી એક પક્ષી ઉડી આવ્યું, અને તે તો કબુતર જેવું હતું.

તે કબુતર વાદળામાંથી ઝડપથી ઉડી આવીને ઇસુ નદીના પાણીમાં ઉભો હતો ત્યાં તેના માથા ઉપર દેખાયું, અને પછી અદૃશ્ય થઇ ગયું. આ ઉપરથી યોહાનની પુરી ખાતરી થઇ કે ઈશ્વરની કૃપા સંપૂર્ણપણે ઇસુ ઉપર છે તેની નિશાનીરૂપે એ કબુતર દેખાયું, અને એ સંબંધી તેઓ વિચાર કરતા હતા એવામાં એક વાણી એમ કહેતી સાંભળવામાં આવી કે, "આ મારો વહાલો દીકરો છે, હું એના પર પ્રસન્ન છું."

આ બે ચિન્હો—કબુતર તથા વાણી—થી યોહાનને તથા ઇસુને ખાતરી થઈ કે જે આવનાર મસીહ સંબંધી યોહાને લોકોની આગળ વાત કરી હતી, અને જેની લોકો આતુરતાથી વાટ જોઇ રહ્યા હતા તે ઈસુજ છે.

૪. બાળક ઇસુ તબેલામાં જનમ્યો ત્યારે શું થયું હતું તે તમને યાદ છે? તે વખતે તેનું ભજન કરવા કોણ આવ્યું હતું? ભરવાડ તથા જ્ઞાની લોકો. દૂતે ભરવાડોને કહ્યું હતું કે, સર્વ માનવજાતના ભલા માટે કોઇએક રાજપુત્ર જનમ્યો છે માટે તેઓ તેનું ભજન કરવા ગયા હતા. જ્ઞાની લોકો તેનું ભજન કરવા ગયા, કેમકે તેણે આકાશમાં એક અદ્ભુત તારો દીઠો હતો અને તેથી તેઓ સમજ્યા કે જો કે ઇસુ તબેલામાં જનમ્યો હતો તોપણ ખરેખર તે એક મોટો રાજા છે. તેની મા મરિયમે તેને આ બનાવ સંબંધી વાત કરી હતી; અને હમણાં તેના આકાશવાસી પિતાએ પોતે ચિન્હોદ્વારા એટલે કે કબુતર અને પોતાની પવિત્ર વાણીથી કહ્યું કે તે દેવનો દીકરો છે; જેથી તે સમજ્યો કે હવે તે લોકોને પોતાના આકાશવાસી પિતા વિષે ગામેગામ ફરીને બોધ કરે.

**પ્રશ્નો.**

૧. યોહાન તથા તેના શિષ્યોએ જે ક્રિયા પાળી તે કઇ હતી?
૨. ઈસુના બાપ્તિસ્મા પ્રસંગે શું બન્યું?
૩. એનો શો અર્થ હતો?

## ૭૮. દુષ્ટ રાજાને સંદેશો.

**હેતુ:** ઇશ્વરની ઇચ્છા પ્રમાણે તે દુષ્ટ રાજાને નીડરપણે કહેવામાં યોહાને કેવું જોખમભર્યું કામ હિમ્મતથી માથે લીધું એ છોકરાંને કહેવાનો.

**શાસ્ત્રભાગ:** લુક ૩; ૧૯, ૨૦. માર્ક ૧; ૧૪, ૧૫. લુક ૭; ૨૨, ૨૩.

**મુખકલમ:** ૨ તીમો. ૨; ૩. "દુ:ખ સહે."

**વાર્તા.**

૧. ઇસુ તેજ મસીહ, હા, દેવનો દીકરો, છે, અને જે સઘળાં માણસોને તેમના પ્રીતિવાન આકાશવાસી પિતા વિષે જ્ઞાન આપવા સારૂ અવતર્યો તે યોહાન કેવી રીતે જાણી શકયો તે વિષે આપણે ગઇ વાર્તામાં સાંભળ્યું.

૨. જો કોઇ માણસને રાજાની સાથે વાત કરવાની પરવાનગી હોય તો તે રાજાના નોકરની સાથે વાત કરવામાં વખત ગુમાવે શું?

૩. ઇસુ તેજ દેવનો દીકરો છે એવી યોહાનની ખાતરી થયા પછી લોકો હજી યોહાનની પાસે જતા હતા, પણ યોહાને તે બધાને ઇસુની પાસે મોકલ્યા અને તેમને કહ્યું, "તમે જઇને દેવના દીકરાનું સાંભળો, અને મારી પાસે આવો નહિ;" માટે તે દેશના લોકો ઇસુની પાસે જવા લાગ્યા.

આ પછી યોહાને વિચાર કર્યો કે ઇશ્વરે મને જે કરવાનું કહ્યું તે બધું તેની ઇચ્છા પ્રમાણે મેં પુરૂં કીધું છે અને કદાપિ તેણે એમ ધાર્યું. હશે કે હવે મારે જંગલ અને જંગલમાંનાં પશુઓ તથા મારી ગુફાને છોડીને મારા પોતાના નગરમાં જઇ રહેવું.

પરંતુ એવામાં દેવ તરફથી તેને એવો હુકમ મળ્યો કે, તું તે દેશના રાજાને મહેલે જા અને તેને કહે, "ભુંડું કરવું છોડી દે."

લાંબા કાળથી યોહાન જંગલમાં રહેતો હતો માટે તે રાજા કે તેનાં કૃત્યો વિષે બહુ જાણતો નહોતો, પણ રાજાએ એક મોટો ગુન્હો કર્યો હતો કે જે જગજાહેર હતો, અને યોહનની પાસે આવનાર બધા લોકો આ વિષે જાણતા હતા. જ્યારે યોહાને તેમને રાજાની વર્તણુક વિષે પૂછ્યું, ત્યારે પહેલાં તો તેઓને બીક લાગી અને તે વિષે બોલ્યા નહિ, તેઓ જાણતા હતા કે રાજાના જાસુસો આખા દેશમાં છે, અને તેમને

બીક લાગી કે રખેને જાસુસો તેમની વાત સાંભળીને રાજાને ખબર આપે ને તે તેના સિપાઈઓને મોકલીને તેમને પકડી કેદખાનામાં નાખે, ને કદાચ મારી પણ નાખે, પણ આખરે તેઓ જે જાણતા હતા તે તેમણે યોહાનને કહ્યું. તે તો આ પ્રમાણે હતું: રાજા એવો ભુંડો માણસ છે કે તેને સારી રીતે ચાલવાની જરા પણ દરકાર નથી; તેણે ન્યાયીપણાનો તથા નીતિનો નિયમ બાજુએ મૂક્યો છે. વળી તે નિર્લજ્જ માણસ છે તેણે અન્યાય કરવામાં તો કંઇજ બાકી રાખ્યું નથી. તેણે હમણાં એક ઘણુંજ ભુંડું કામ કર્યું છે, એટલે તેની પોતાની વહુને કાઢી મૂકીને પોતાના ભાઇની વહુને પોતાની બાયડી કરીને રાખી છે; વળી તે બાયડી પણ તેના કરતાં ભુંડાઇમાં ઉતરે એવી નથી.

પછી યોહાને પોતે શું કરવું જોઇએ તે સમજ્યો. તેણે જાણ્યું કે મારે જઇને તે દુષ્ટ રાજાને કહેવું જોઇએ કે તારી દુષ્ટાઇથી પાછો ફર. રાજાને તે કેવી રીતે જણાવી શકે? જો તે કાગળ લખીને મોકલે તો કોઇ તે સંદેશો લઇને રાજાની પાસે જવા હિમ્મત ચલાવી શકે નહિ. કેમકે રાજા ગુસ્સે થાય ને તે સંદેશો લઇ જનાર માણસને પકડીને મારી નંખાવે. જો તે વિષે તે લોકોની આગળ વાત કરે તો વખતે રાજાના પક્ષના માણસોના જાણવામાં તે આવે તો તેઓ જઇને રાજાને કહે. વળી યોહાન એ પણ જાણતો હતો કે એવા લોકો ઘણી વખત જુઠું બોલે છે, ને તેઓ જઇને યોહાનની કહેલી વાતમાં કંઇ વધઘટ કરીને રાજાને કહે.

માટે ઇશ્વરે તેને જે કામ કરવા કહ્યું હતું તે કરવાનો માત્ર એકજ ઉપાય હતો, અને તે એ કે તે પોતે તે દુષ્ટ રાજાની રૂબરૂમાં જઇને તેને કહે.

યોહાન જાણતો હતો કે આમ કરવાથી પોતે ભારે સંકટમાં આવી પડશે, એટલે સુધી કે રાજા અથવા તો જે દુષ્ટ સ્ત્રીને રાજાએ પોતાના ભાઇને ત્યાંથી લાવીને રાખી હતી તે મને મારી નાખે. યોહાનની ખાતરી હતી કે જો હું રાજાને કહું કે તું ભુંડાં કૃત્ય કરે છે તો તે જરૂર ગુસ્સે થશે. વળી રાજા કરતાં તે સ્ત્રી તો વધારે ગુસ્સે થવાની, અને જો રાજા તથા તે સ્ત્રી બન્ને ગુસ્સે થયાં તો તો જરૂર મારો જીવ લેવા યત્ન કરવાનાજ. તેઓ મને ઝેર દે, અથવા તો અંધારા કારાગૃહમાં પુરી મને અન્ન કે પાણી આપે નહિ, જેથી હું ત્યાં મરણ પામું.

પરંતુ યોહાન બીકણુ નહોતો. તે જંગલમાં એકલો રહેતાં બીધો નહોતો, કેમકે ઇશ્વરે તેને તેમ કરવા કહ્યું હતું, અને હમણાં ઇશ્વરે તેને ખુદ રાજાને મહેલે રાજાની હજુરમાં જવાનો હુકમ આપ્યો ત્યારે તેણે સઘળી બીક કોરે મૂકી.

એક દિવસ કેટલાએક લોકો યોહાનની પાસે બોધ સાંભળવા આવ્યા, પણ તે તેમને જડયો નહિ. તે કદાચ માંદો હશે એમ ધારીને તેઓ તેની ગુફામાં ગયા, પણ યોહાન તે ગુફામાં નહોતો; તેઓએ તેની શોધ કીધી પણ તેનો પત્તો લાગ્યોજ નહિ.

તે કયાં ગયો હશે? પગે ચાલતો ચાલતો જે મહેલે પેલો દુષ્ટ રાજા તથા તેના ભાઇની વહુ હતાં ત્યાં ગયો હતો.

**પ્રશ્નો.**

૧. જે લોકો યોહાનની પાસે ગયા તેમને તેણે ઇસુ સંબંધી શું કહ્યું?
૨. દેવ તરફથી યોહાનને બીજો કયો હુકમ મળ્યો?
૩. હુકમ મળ્યા પછી યોહાને શું કર્યું?

---

## ૭૯. યોહાન બંદીખાનામાં.

**હેતુ:** ઇશ્વરની વાત પ્રમાણે તે દુષ્ટ રાજાને કહેવામાં યોહાને કેટલી બધી હિમ્મત દેખાડી એ છોકરાંને કહેવાનો.

**શાસ્ત્રભાગ:** લુક ૩; ૧૯, ૨૦: ૭; ૨૨, ૨૩. માર્ક ૧; ૧૪, ૧૫.

**મુખકલમ:** ૨ તીમો. ૨; ૩. "દુ:ખ સહે."

**વાર્તા.**

૧. દુષ્ટ રાજાને પ્રભુની વાત કહેવાને યોહાન નીકળ્યો એ આપણે ગઇ વાર્તામાં જોઇ ગયા. ત્યાં પહોંચ્યા પછી શું બન્યું તે આપણે આજની વાર્તામાં જોઇશું.

૨. રાજમહેલ કેવો હોય છે એ વિષે તમે શું ધારો છો? જો તમે નહિ જાણતાં હો તો હું તમને કહીશ. તે તો એક મોટું વિશાળ ઘર હોય છે અને તેને પુષ્કળ બારીઓ અને પરસાળ અને મોટાં આંગણાં તેમજ તેની આજુબાજુ ફુલવાડીઓ અને હોજો હોય છે. એ સર્વ ઉપરાંત પેલા દુષ્ટ રાજાનો મહેલ એક કિલ્લામાં હતો, અને તેમાં ઘણા

સિપાઇઓ હતા, અને અધુરામાં પુરૂં ત્યાં એક કેદખાનું હતું. આ બધા વિષે યોહાને સાંભળ્યું હતું. અને વળી થોડીજ વારમાં તે તેમાં વાસો કરવાનો હતો; અને તે તેમાં શી રીતે જવા પામ્યો એ હું તમને કહીશ.

૩. જે ઉંચા શિખર પર આ મહેલ બાંધેલો હતો ત્યાં આગળ યોહાન પગે ચાલતો ગયો. પછી વાંકાચુકા રસ્તે થઇને તે મહેલના દરવાજે પહોંચ્યો. દરવાજા પાસે કેટલાએક સિપાઇઓ ઉભા હતા. યોહાનના ઉંટના વાળનો વિચિત્ર પહેરવેષ જોઇને તેમને માલમ પડયું કે તે કોઇ અજાણ્યો સાધુ છે.

રાજમહેલના ચોકમાં જતાં કોઇ સિપાઇઓ તેને અટકાવતા હતા, પણ બીજાઓએ તેને માંહે દાખલ થવા દીધો. ચોકીદારો તેને રાજમહેલની અંદર જવા દેશે એવી યોહાનને આશા નહોતી, માટે તે આંગણા આગળ ઉભો રહ્યો. ત્યાં તેને કેટલી વાર સુધી થોભવું પડયું તે હું જાણુતો નથી, પણ આખરે પેલો દુષ્ટ રાજા ડુંગરો તરફ જોવા સારૂ મહેલના એક બુરૂજ પર ચઢયો, કેમકે તેને દેહેશત હતી કે તેની સાથે લડાઇ કરવા કોઇએક રાજા ચઢાઇ કરવાનો છે.

આ પ્રમાણે રાજા બુરૂજ પર હતો એવામાં યોહાને કે જેણે નીચેથી તેને જોયો, ને મોટે સાંટે બુમ પાડતાં કહ્યું, "એ રાજા, આપને સલામ."

યોહાનનો સાદ સાંભળીને રાજાએ નીચે જોયું, તો જુઓ, તે તો આંગણામાં હતો. યોહાન શું માગે છે એ જાણવાની ઇચ્છાથી રાજાએ પોતાના એક સિપાઇને નીચે જઇને તપાસ કરવાનું કહ્યું. તે માણસે યોહાનની સાથે વાતચિત કરી અને ફરી રાજા પાસે ઉપર ગયો. તેણે કહ્યું, "એ રાજા, એ માણસ કંઈ અરજ કરવા આવ્યો નથી, પરંતુ એ તો આપની રૂબરૂમાં કંઈ સંદેશો કહેવા માગે છે." રાજાએ પુછયું, "તે કયો સંદેશો છે?" ચાકરે કહ્યું "હું તે જાણતો નથી, આપને જે કહેવાનું છે તે તેણે મને કહ્યું નથી, પણ કેવળ આપની રૂબરૂમાંજ કહેવા ઇચ્છે છે."

કદાપિ જંગલમાં જે હજારો લોકો યોહાનની પાસે બોધ સાંભળવા ગયા તે વિષે રાજાએ સાંભળ્યું હશે, અને તેના મનમાં એમ પણ આવ્યું

હશે કે યોહાન મને પણ કંઈ બોધ દેશે. ગમે તેમ હોય પણ તેણે યોહાનને પોતાની રૂબરૂમાં આવવાની પરવાનગી આપી.

પછી યોહાન રાજાની હજુરમાં દાખલ થયો. દરબારનાં માણસો જેમ રાજાની આગળ માથું નમાવતાં હતાં, તેમ યોહાને કંઇ કર્યું નહિ, અને જેમ દરબારનાં માણસો રાજાની આગળ બોલતાં જાણે કે બીતાં હોય તેમ યોહાન તો રાજા આગળ બોલતાં જરાએ બીધો નહિ. તેણે રાજાની હજુરમાં ઉભો રહીને કહ્યું "ઓ રાજા, તારા ભાઇની વહુને પડાવી લેવામાં અને તેણીને તારી પોતાની પત્ની કરી રાખવામાં તેં ભુંડું કીધું છે, અને ઈશ્વર તરફથી તારે સારૂ આ સંદેશો છે કે તું આ ભુંડાઇ છોડી દે."

આ શબ્દો સાંભળતાંજ રાજા મનમાં ક્રોધે ભરાયો, અને તે દુષ્ટ સ્ત્રી યોહાન ઉપર કેટલી બધી ગુસ્સે થઇ હશે તેનું તો કહેવુંજ શું! તેણી બુમ પાડી ઉઠી, "શું કોઇ પણ માણસ રાજાને આવાં વચન સંભળાવીને જીવી શકે?"

રાજાની હજુરમાં ઉભા રહેલા દરબારી લોકો તો દિગ્મૂઢ થઈ ગયા, ને માહેમાંહે એક બીજાને કહેવા લાગ્યા, "આવાં વચનો બોલવાની હિંમત આ જંગલી માણસમાં કેમ આવી હશે? જરૂર રાજા હમણાંજ ચંડાળને બોલાવીને તેને મારી નંખાવશે."

પછી રાજાએ સિપાઇઓને બોલાવ્યા, અને યોહાન તરફ આંગળી કરતાં તેમને કહ્યું, "તે માણસને કેદ કરો."

કદાપિ તેની એમ પણ કહેવાની ઇચ્છા હશે કે, "એને મારી નાખો," પણ તે કપટી માણસ હતો, અને તે શબ્દો તે બોલ્યો નહિ. તેને બદલે તેણે એમ કહ્યું કે, "તેને મારી આગળથી લઇ જાઓ અને કિલ્લામાંના એક ભોંયરામાં પુરી રાખો. ત્યાં તેને સાંકળ વડે બાંધો અને તેને શું કરવું જોઇએ તે સંબંધી હું તમને હુકમ આપું ત્યાં સુધી તેની ચોકી કરો."

૪. આવી રીતે યોહાન રાજાના મહેલમાં દાખલ થયો, ને તે દુષ્ટ રાજાની હજુરમાં ઉભો થયો, અને દેવ તરફથી મળેલો સંદેશો તે

દુષ્ટ રાજાને કહી સંભળાવ્યો, અને પછી રાજમહેલના એક ભોંયરામાં તેને સાંકળ વડે બાંધવામાં આવ્યો.

**પ્રશ્નો.**

1. યોહાન કેવી રીતે રાજાની હજુરમાં જઇ શકયો ?
2. યોહાને તે દુષ્ટ રાજાને શું કહ્યું ?
3. તે દુષ્ટ રાજાએ યોહાનને શું કર્યું ?

---

## ૮૦. રાજાની વરસગાંઠનો મહોત્સવ.

**હેતુ :** યોહાનના દુશ્મનો તેનો જીવ લેવા તૈયાર થઇ ગયા હતા એ જાણ્યા છતાં પણ તેણે બીક રાખી નહિ, એ છોકરાંને કહેવાનો.

**શાસ્ત્રભાગ :** માત્થી ૧૪ ; ૩-૧૨. માર્ક ૬ ; ૧૪-૨૯. લુક ૭ ; ૭-૯.

**મુખકલમ :** માર્ક ૬ ; ૨૦. "ન્યાયી તથા પવિત્ર માણસ."

**વાર્તા.**

૧. યોહાન કેવી રીતે રાજા આગળ બોલ્યો, અને યોહાને તેને ભુંડું કરવાથી પાછા ફરવાનું કહ્યું માટે રાજા તેના ઉપર કેવો ગુસ્સે થયો ને તેના રાજમહેલના એક ભાગના ભોંયરામાં સાંકળે બાંધવાનો હુકમ કર્યો, એ બધું આપણે ગઇ વાર્તામાં સાંભળી ગયાં.

૨. પુરાતનકાળમાં રાજાઓએ કિલ્લામાં બંધાવેલું કોઇ ભોંયરૂં તમે કદી જોયું છે? જો જોયું હશે તો જે ભોંયરામાં યોહાનને બંદિવાન કરીને સાંકળ વડે બાંધી રાખ્યો હતો તેનો કંઇક ખ્યાલ તમારા મનમાં આવશે.

૩. કિલ્લા નીચેની જમીનમાં આ નાનું ભોંયરૂં ખોદી કાઢેલું હતું. તેને બારીનું તો નામજ નહોતું. કિલ્લાની ભીંતમાં નાનું બાકું હતું તેમાંથી માત્ર નહિ જેવું અજવાળું તે ભોંયરામાં આવતું હતું. સિપાઇઓ ઉપરથી યોહાનને માટે ખાવાનું નાખતા, અને કોઇ વખત બરણીમાં પાણી ભરીને કોઇ સિપાઇ અંદર ભોંયરામાં દોરડાથી ઉતારતો હતો.

કેવળ એક નિસરણી મૂકીને તે ભોંયરામાં જવાતું. ભોંયરામાં લઇ ગયા પછી સિપાઇઓએ યોહાનના પગ સાંકળથી બાંધ્યા. પછી તેઓ નિસરણીએ થઇને ઉપર ચઢી ગયા ને ત્યાર બાદ નિસરણી લઇ લીધી એ

! કે યોહાન બહાર નીકળી શકે નહિ. તે ભોંયરામાં અંધારૂં અને ગંદકી હતી. આવા ભોંયરામાં યોહાનને દસ મહિના સુધી રહેવું પડયું.

રાજા તેના સુશોભિત રાજમહેલમાં રહેતો હતો, પરંતુ તે યોહાનને જ તેનાં કહેલાં વચનોને ભૂલી ગયો ન હતો. રાજાને પોતાના તઃકરણમાં પક્કી ખાતરી થઇ હતી કે યોહાને મને મારી ભુંડાઇ વિષે ા વાતજ કહી છે અને યોહાન દેવ તરફથી મારી પાસે મોકલવામાં વ્યો છે એ પણ તે જાણતો હતો, અને આ કારણને લીધે તે યોહાનથી ા હતો. જે દુષ્ટ સ્ત્રીને રાજાએ પોતાના ભાઇ પાસેથી પડાવી લીધી તે રાજાને હમેશાં એવી સલાહ આપતી કે, "રાજા, તું યોહાનને ી નંખાવ," પરંતુ ઇશ્વર તરફથી મોકલાએલા માણસને મારી નાવતાં રાજાને બીક લાગી હતી.

યોહાનને ભોંયરામાં પુર્યાં પછી એક દિવસે સિપાઇઓએ નિસરણી ને યોહાનને બહાર કાઢયો. તેના પગો સાંકળવડે બાંધેલા હોવાથી હુ ધીમે ધીમે બહાર નીકળી શકયો, પણ આખરે તે જેમતેમ ને ઉપર ચઢયો એટલે સિપાઇઓએ તેને કહ્યું, "રાજા તને બોલાવે ' એમ કહીને તેને રાજા પાસે લઇ ગયા.

પછી રાજાએ યોહાનને ઘણા ઘણા સવાલ પૂછયા અને યોહાને તને સારો બોધ આપ્યો.

આ જોઇને પેલી ખરાબ બાયડીના મનમાં ચિંતા થઇ કે યોહાનની ા પ્રમાણે રાજા ચાલવા માંડશે, માટે કોઇ પણ રીતે યોહાનનું મૂળ કાઢવાની યુક્તિ શોધવામાં તે મચી રહી.

રાજાને ધાસ્તી હતી કે તેના ઉપર કોઇ બીજો રાજા ચઢાઇ કરશે વાત તમને આગળ કહી સંભળાવવામાં આવી છે, આ કારણને ી તેણે તેના કિલ્લા તથા મહેલમાં પુષ્કળ સિપાઇઓ એકઠા કરી ખ્યા હતા. આ વખતે તેની વરસગાંઠના માનમાં તેણે એક મોટી જબાની કરી હતી, અને તેમાં રાજ્યના ઉમરાવોને તથા મોટા મોટા ણુસોને પણ નોતર્યા હતા. એ મિજબાની રાતને વખતે થઇ ા, તેથી મહેલમાં તરેહ તરેહની બત્તીઓની રોશની કરવામાં આવી

હતી. ઘણા વાજીંત્રકારો તથા ગવૈયાઓને પણ બોલાવવામાં આવ્યા હતા. સેંકડો ગુલામોએ જુદી જુદી જાતનાં ભોજન તૈયાર કર્યાં હતાં અને મહેલમાં લઇ જતા હતા. રાજાએ તથા મેમાનોએ પેટપુર ખાધું. વળી નોકરો જુદા જુદા પ્રકારનો દારૂ પણ લાવ્યા હતા, તે પીને બધા છાકટા થયા

જ્યારે લોકો દારૂ પીએ છે ત્યારે તેઓ મૂર્ખ થાય છે ને પછી બૂમો મારે છે ને રાગડા તાણે છે ને ગાય છે. ઘણી વાર તેઓ ખરાબ શબ્દો બોલે છે અને ખરાબ કામો પણ કરે છે.

તે સભામાં માત્ર એક સ્ત્રી હતી કે જેણીએ બહુ દારૂ પીધો ન હતો. તે તો રાજાએ પોતાના ભાઇ પાસેથી લાવીને રાખેલી પેલી દુષ્ટ બાયડી હતી, તે રાજાને જોયાં કરતી હતી. તેજ રાત્રે યોહાનને મારી નંખાવવાનો તેણીએ ઠરાવ કીધો હતો, અને રાજા દારૂ પીને જ્યારે બેભાન થયો ત્યારે તેણીએ પોતાની ધારણા પાર પાડી.

તેણીએ શું કર્યું તે હું તમને આવતી વાર્તામાં કહીશ.

**પ્રશ્નો.**

૧. જે ભોંયરામાં યોહાનને પુરી રાખ્યો હતો તેનું વર્ણન કરો.
૨. શા માટે રાજાએ યોહાનને બોલાવીને તેની સાથે વાત કરી ?
૩. રાજાની મિજબાનીનું વર્ણન કરો.

---

## ૮૧. યોહાનનું મરણ.

**હેતુ :** મરણ સુધી યોહાન કેવો હિમ્મતવાન રહ્યા એ છોકરાંને કહેવાનો.
**શાસ્ત્રભાગ :** માત્થી ૧૪; ૩-૧૨. માર્ક ૬; ૧૪-૨૮. લુક ૯; ૭-૯.
**મુખકલમ :** માર્ક ૬; ૧૦. "ન્યાયી તથા પવિત્ર માણસ."

**વાર્તા.**

૧. ભોંયરામાં યોહાન સાંકળોથી બંધાઇને પડેલો હતો તે વખતે પેલો દુષ્ટ રાજા અને તેના રાજ્યના મોટા માણસો મહેલમાં દારૂ પીતા હતા ને મિષ્ટાન્ન ખાતા હતા એ આપણે જોઇ ગયાં. વળી રાજાએ પોતાના ભાઇની જે વહુ લઇ લીધી હતી તેણીએ તેજ રાત્રે યોહાનને મારી નંખાવવાને નિશ્ચય કીધો હતો તે પણ સાંભળ્યું.

૨. તે રાત્રે રાજમહેલના તે મોટા ઓરડાનો દેખાવ કેવો હશે ની કલ્પના તમે કરી શકો છો?

૩. ત્યાં સેંકડો મસાલો તથા બત્તીઓ હતી. ભપકાદાર ઝબ્બો ાને આભુષણો તથા મોતીના હાર પહેરીને રાજા તેના રાજ્યાસન પર ઠેલો હતો. તેના સઘળા દરબારીઓએ પણ ઉત્તમ પોષાક અને રેણાં પહેર્યાં હતાં. આ મિજબાનીમાં વપરાતાં સઘળાં વાસણો સોનાનાં તાં. રાજા તથા મિજબાનીમાં આવેલા સઘળાઓ ખુબ દારૂ પીને ાકટા થઇ ગયા હતા.

એવામાં એ ઓરડામાં પેલી દુષ્ટ બાયડીની દીકરી આવી. તે ાકરીનું નામ સાલોમે હતું. જો કે તેણી એક રાજપુત્રી હતી અને ાક તરૂણ સભ્ય બાઇને છાજે તેવી રીતે વર્તવું જોઇતું હતું તેને દલે તે મહેલમાં બધા માણસોની વચમાં નિર્લજ્જ રીતે નાચ કરવા ંડી પડી.

આ છોકરીના નિર્લજ્જ નાચથી પેલો દુષ્ટ રાજા બહુજ ખુશી થઇ યો, કેમકે હમેશાં તે દુષ્ટ તથા નિર્લજ્જ કામોમાં આનંદ માનતો હતો.

તેણે તે છોકરી સાલોમેને પોતાની પાસે બોલાવી. તેણીએ જઇને ાજાને નમસ્કાર કર્યાં. પછી રાજાએ દારૂની કેફમાં તેણીને કહ્યું, "તારી ચ્છા હોય તે તું મારી પાસે માગ અને હું તને તે આપીશ."

આ શબ્દો સાંભળીને તે છોડી બહુ ખુશી થઇ અને રાજા આગળ ાતાનું મસ્તક નમાવ્યું. પછી રાજાએ સમ ખાઇને સભાની આગળ ાલોમેને મોટેથી કહ્યું, "મારા અર્ધાં રાજ્ય સુધી જે કંઇ તું માગીશ તે તને આપીશ."

ફરી એક વાર નમસ્કાર કરીને રાજકુંવરી સાલોમે તેની માની લાહ પુછવા તથા સઘળા દરબારીઓની આગળ આપેલા રાજાના ચન વિષે તેને કહેવા દોડી ગઇ.

એ છોડીએ જઇને જ્યારે રાજાનું વચન તેની માને કહી સંભ-ાવ્યું ત્યારે તેણી બહુજ ખુશી થઈ. કેમ, ખુશી થઇ હશે વારૂ? કારણ જ્યારે પેલો રાજા દારૂ પીને બેભાનાવસ્થામાં પડયો હતો ત્યારે એ

માએજ પોતાની દીકરીને નિર્લજ્જ રીતે નાચવાને મોકલી હતી, એ માટે કે રાજા ખુશી થઇને તેને વગર વિચારે વચન આપે.

માટે જ્યારે તે છોડીએ પોતાની માને રાજાનું વચન કહી સંભળાવ્યું કે તરતજ તેણીએ કહ્યું, "જે માણસે રાજાને કહ્યું કે તેણે મને લાવીને રાખવામાં ખોટું કર્યું છે, અને મને પાછી મોકલાવી દેવી જોઇએ, તે માણસને મારી નંખાવવાનો લાગ હમણાં સારો છે; માટે રાજા પીધેલો છે એટલામાંજ જા, અને યોહાનનું માથું માગ."

મને લાગે છે કે તે રાજકુંવરી દુષ્ટાઇમાં તેની માના કરતાં ઉતરતી તો નહિ હોય, કેમકે તેનું સાંભળીને તે એકદમ રાજા પાસે પાછી મહેલના તે ઓરડામાં ગઇ ને રાજાને પ્રણામ કર્યા.

રાજાએ ફરી તેની તરફ પ્રસન્ન મુખે જોયું અને કહ્યું, "વારૂ, રાજકુંવરી, હું તને શી ભેટ આપું?"

ઢીલ વગર તેણીએ નમસ્કાર કરીને કહ્યું, "યોહાનનું માથું એક થાળમાં મને આપ."

આ શબ્દો સાંભળીને બધા ચૂપ થઇ ગયા અને રાજાની ગમ જોવા લાગ્યા. જો કે તે પીધેલો હતો તોપણ રાજકુંવરીની માગણી સાંભળીને રાજા ગભરાયો, કેમકે યોહાન પવિત્ર માણસ છે એવી તેની ખાતરી થઇ હતી. શા કારણથી છોડીએ તથા તેની દુષ્ટ માએ આ માગણી કરી હતી તેની તેને ખબર હતી તેથી રાજા બહુજ દુઃખી થયો. પણ તેના પીધેલપણામાં આપેલા વચનનો ભંગ કરવા કરતાં તેથી વધારે દુષ્ટ કૃત્ય કરવામાં તેને ઓછી શરમ લાગી.

તરતજ તેણે સિપાઇને હુકમ આપ્યો કે છોડીના માગવા પ્રમાણે કરવામાં આવે. હવે યોહાનનો વિચાર કરીએ.

રાતનો પાછલો પહોર હતો, ભોંયરામાં ઘોર અંધકાર વ્યાપી રહેલો હતો. કદાપિ વાજીંત્ર અને ગાયનનો અવાજ યોહાન ભોંયરામાં સંભળાતો હશે, અને કદાપિ આ વખતે તે ઉંઘતો હશે.

એવામાં એકાએક માણસો મસાલો લઇને આવ્યા; તેઓ ભોંયરામાં નીસરણી નીચે ઉતારીને માંહે ગયા. મસાલના પ્રકાશથી યોહાન

તેમને જોઇ શકતો હતો, અને વળી એ પણ જોયું કે સિપાઇઓમાંના એકના હાથમાં તરવાર હતી.

પેલા સિપાઇએ તરવારના એક ઝટકાથી યોહાનનું માથું કાપી નાખ્યું, પછી માથું ઉંચકી લઇને થાળમાં મુકયું, ને રાજા પાસે મહેલના પેલા ઓરડામાં લઇ ગયો.

ત્યાં પીધેલા રાજા તથા સઘળા મોટા માણસોના દેખતાં સિપાઇએ યોહાનનું માથું પેલી નિર્લજ્જ રાજકુંવરીને સ્વાધીન કીધું.

આવી રીતે મસીહના આગમન વિષે લોકોને કહેનાર, તેમજ તે મસીહ દેવના પ્રેમ વિષે તેમને શિખવશે એવું કહેનાર, તેમજ દુષ્ટ રાજાને તેની ભુંડાઇ વિષે સત્ય વાત કહેનાર, યોહાન માર્યો ગયો. પરંતુ તેણે ઈશ્વરની ઈચ્છા પ્રમાણે કર્યું હતું, અને ઈશ્વરની કૃપા કેદખાનામાં અને મરણ પછી પણ તેના ઉપર હતી, અને કોઇની બીક રાખ્યા વગર તેણે ઇશ્વરની આજ્ઞા પાળી હતી તેથી ઇશ્વરનો આશીર્વાદ તેના પર આવ્યો.

**પ્રશ્નો.**

૧. રાજકુંવરી સાલોમેએ શું કર્યું ?

૨. તે દુષ્ટ રાજાએ રાજકુંવરી સાલોમેને કેવું વચન આપ્યું ?

૩. રાજકુંવરીની દુષ્ટ મા શા માટે યોહાનને ધિક્કારતી હતી ?

---

## ૮૨. પાઠો ૭૨-૮૧માંની વાર્તાઓ ફરી કહી સંભળાવવી.

**હેતુ :** યોહાન સંબંધી ખાસ કરીને છોકરાંએ ત્રણ બાબતો યાદ રાખવી જોઇએ :

૧. દેવે પોતાની ઇચ્છા યોહાનને જણાવી ત્યારે તેણે તે પ્રમાણે કર્યું.

૨. અરણ્યમાં તથા દુષ્ટ રાજાના મહેલમાં બીક રાખ્યા વગર યોહાને ઇશ્વરની આજ્ઞા પ્રમાણે કીધું.

૩. ઇસુ કોણ છે, એટલે દેવનો દીકરો છે એ લોકો જાણે ને તેને ઓળખે માટે યોહાને તેમને એવું શિખવ્યું હતું.

મુખકલમો ફરી સાંભળી જવી.

---

## ૮૩. ચુંટી કાઢેલી વાર્તાઓનું પુનરાવર્તન.

હેતુ : છોકરાં કેટલું યાદ રાખે છે તેટલું તપાસવું બસ નથી; તેઓ કેટલું સમ[illegible] છે તે જોવું જોઇએ. છોકરાંઓને થોડી વાર્તાઓ કહી જવા દો. પહે[illegible] ભાગમાંની કેટલીએક વાર્તા જેમકે પાઠ ૯, ૧૦, ૨૫, ૨૬ ફરી કહે[illegible] ઉપયોગી થઇ પડશે.

મુખ્યકલમો ફરી સાંભળી જવી.

---

## ૮૪. દેવળમાં ભૂત વળગેલા એક માણસને ઇસુ સાજો કરે છે.

હેતુ : ઇસુ દેવ તરફથી મોકલાએલો પવિત્ર હતો એ અશુદ્ધ આત્માવા[illegible] માણસે કેવી રીતે જાણ્યું તે અને ફરીથી ઇસુનું પરાક્રમ બતાવવાનો.

શાસ્ત્રભાગ: માર્ક ૧; ૨૧-૨૮. લુક ૪; ૩૧-૩૭.

મુખ્યકલમ : માર્ક ૧; ૩૪. "તેણે ઘણાં માંદાંને સાજાં કર્યાં."

વાર્તા.

૧. ગયા પાઠોમાં ઇસુ દેવ તરફથી મોકલાએલો દેવનો દીકરો [illegible] એવું યોહાને શી રીતે જાણ્યું તે વિષે તમે શીખ્યા. આજે હું તમ[illegible] એક વાર્તા કહીશ, કે જે ઉપરથી તમે જાણી શકશો કે યોહાન શિવા[illegible] બીજાઓએ પણ ઇસુ કોણ છે એ વિષે સાંભળ્યું.

૨. સરોવરના કિનારા પરનું શહેર કે જ્યાં ઇસુ વારંવાર જ[illegible] હતો, અને વળી ત્યાં પીતરનું ઘર તથા ભલા સુબેદારે બંધાવેલું દેવ[illegible] હતું એ વિષે તમને યાદ હશે. વળી તમને યાદ હશે કે તેજ દેવળ[illegible] નિશાળ ચાલતી હતી હમણાં, હું તમને તે નિશાળના એક છોકરા[illegible] એક શનિવારે સવારે જે જોયું હતું તે વિષે કહીશ.

૩ શનિવારે સવારે નિશાળ ચાલતી હતી, કેમકે તે દેશ[illegible] રિવાજ મુજબ શનિવારે લોકો કામથી પરવારીને દેવની પ્રાર્થના ત[illegible] ભજન કરતા તથા આરામ લેતા.

તે દહાડે તે છોકરો તેના બાપની સાથે પ્રાર્થના કરવા સા[illegible] દેવળમાં ગયો હતો.

ઘેરથી પ્રાર્થનાસ્થાને જતાં છોકરાના બાપે તેને કહ્યું, "મા[illegible] દીકરા, મારા સાંભળવામાં આવ્યું છે કે ઇસુ આપણા નગરમાં હ[illegible]

આવેલો છે અને આજે પ્રાર્થનાસ્થાનમાં તે બોધ કરવાનો છે. ધ્યાન દઇને તેની વાત સાંભળજે, કેમકે માણસો એમ કહે છે કે જે બોધ ઇસુ કરે છે તે બહુ સારો છે."

છોકરાએ ઇસુ સંબંધી ઘણા સવાલ તેના બાપને પૂછયા, પરંતુ તેનો બાપ પોતેજ ઇસુ વિષે બહુ જાણતો નહોતો, માટે તે બહુ કહી શકયો નહિ.

માટે છોકરો મનમાં કહેવા લાગ્યો, "ઇસુ જે કરે છે તે બધું હું સારી રીતે જોઇશ, અને તેની બધી વાતો ધ્યાન દઇને સાંભળીશ."

દેવળમાં જઇને તેઓએ પ્રાર્થના કરી, પછી તે છોકરાના બાપે તથા બીજા છ જણ, કે જેઓ માનવંત માણસો હતા, ને સારી રીતે વાંચી શકતા હતા, તેમણે વારાફરતી નિયમશાસ્ત્ર લઇને તેમાંથી મોટેથી વાંચ્યું, અને લોકો, જે ભાગ તેઓ પવિત્ર શાસ્ત્રમાંથી વાંચતા હતા, તે માનપૂર્વક સાંભળતા હતા.

પછી છોકરાએ જે ખુરસી ઉપદેશકને માટે રાખી મૂકી હતી કે જ્યાંથી લોકો સારી રીતે તેની વાત સાંભળી શકે ત્યાં એક અજાણ્યા માણસને જતો જોયો. છોકરાએ તરત જાણ્યું કે એજ ઇસુ હોવો જોઇએ.

ઇસુ ઉપદેશકના આસન ઉપર બેઠો અને તે દેવળમાં બેઠેલા માણસોને ઘણી સારી સારી વાતો સંભળાવી. સર્વ માણસોના આકાશવાસી પિતા પરમેશ્વરના પ્રેમ વિષે, તથા માણસોએ કરવાં જોઈતાં સારાં કામ અને ન કરવાં જોઇતાં દુષ્ટ કામો વિષે, તથા સાચું બોલવા વિષે અને બધાં માણસો પ્રત્યે ન્યાયથી વર્તવા વિષે, તથા દુઃખ અને સંકટમાં આવી પડેલા બધા પ્રત્યે માયાળુપણે વર્તવા વિષે તેણે વાત કરી. અને જ્યારે તે બોલતો હતો ત્યારે દેવળમાં આવેલા બધા લોકો ધ્યાન દઇને તથા માનપૂર્વક તેની વાત સાંભળતા હતા, અને એક સુથારનો દીકરો આવી સારી શિખામણ અને ડહાપણભરેલી વાતો કહી શકે છે તે સંબંધી ઘણાને અચંબો લાગ્યો.

પણ ઇસુ બોલતો હતો તે વખતે તે છોકરાએ દેવળના એક ખુણામાં એક માણસને જોયો કે જે અજાયબ જેવી રીતે વર્તતો હતો. તે બીજાના

જેવો શાંત રીતે બેસતો નહોતો, આમતેમ હાલતો હતો, તે બીતો હોય એમ લાગતું હતું. કોઇ કોઇ વાર તો તે જોરથી બૂમ મારવાનું કરતો હોય એમ ભાસતું. વખતે એમ જણાતું કે જાણે તેને મૂર્છા આવતી ન હોય છોકરાએ ધાર્યું કે તે માણસ જરૂર માંદો હશે.

પછી એકાએક પેલો માણસ ઉભો થઇ ગયો, અને જે જગ્યાએ બેસીને ઇસુ લોકોને વાત કરતો હતો તેણી ગમ ધસ્યો. બીજાં માણસો પણ ઉભાં થઇ ગયાં ને તે માણસ પાસેથી ખસી ગયાં, કેમકે તે ગાંડો છે એમ તેઓએ ધાર્યું.

પછી પેલે માણસે એકદમ બૂમ પાડી, "અરે! નાઝારેથના ઇસુ અમારે ને તારે શું છે? શું તું અમારો નાશ કરવા આવ્યો છે? તું દેવનો પવિત્ર દીકરો છે એ હું જાણું છું."

ઇસુ કે જે નાઝારેથમાં એક સુથાર હતો તેના સંબંધી કોઇ માણસ એવી બૂમ પાડે એ તો નવાઈ જેવું હતું, અને પેલો છોકરો આ માણસના કહેવાનો અર્થ સમજ્યો નહિ.

પણ આ વાતો સાંભળીને ઇસુને તો કંઇ નવાઈ લાગી નહિ તેમજ આ માણસ આવી રીતે બૂમ પાડતો હતો માટે તેની બીક પણ તેને લાગી નહિ. કોઇ શેઠ પોતાના નોકરને હુકમ આપે તેવી રીતે બોલતાં ઇસુએ કહ્યું, "છાનો રહે, અને એનામાંથી નીકળી જા."

પછી છોકરાએ જોયું કે પેલા માણસના આખા શરીરમાં આંકડી આવી અને તે ઇસુની આગળ ભોંય પર પડી ગયો. પછી તેણે તે માણસનામાં બહુજ ફેરફાર જોયો. એકદમ બધી તાણ આવતી બંધ થઇ ગઈ અને તે શાંત ચહેરે ઉભો થયો.

૪. પછી આ બધું જોનાર પેલા છોકરાએ તથા દેવળમાંના બધા માણસોએ જાણ્યું કે તે માણસને ભૂત વળગ્યો હતો અને તેથી તે કઢંગી તથા ખરાબ રીતે વર્તતો હતો, અને ઇસુ દેવથી મોકલાએલો તેનો પવિત્ર દીકરો તેમના આકાશવાસી પિતા પરમેશ્વરના પ્રેમ વિષે કહે છે અને તેનામાં માણસોમાંથી ભૂત કાઢવાની સત્તા છે એ પણ તેમણે જાણ્યું.

પ્રશ્નો.

૧. છોકરાએ દેવળમાં શું કર્યું ?
૨. ભૂત વળગેલા માણસે કેવી બૂમ પાડી ?
૩. તે માણસે બૂમ પાડી ત્યારે ઇસુએ શું કર્યું ?

---

## ૮૫. સરોવર પાસેના શહેરમાં એક સાંજે બનેલી બીનાઓ.

**હેતુ :** દેવના પુત્ર ઇસુના પરાક્રમ વિષે છોકરાંને સમજણ પાડવાનો.
**શાસ્ત્રભાગ :** માત્થી ૮; ૧૬, ૧૭. માર્ક ૧ ; ૩૨-૩૪. લુક ૪ ; ૪૦, ૪૧.
**મુખકલમ :** માર્ક ૧ ; ૩૪. "તેણે ઘણાં માંદાંને સાજાં કર્યાં."

વાર્તા.

૧. ગયા પાઠમાં એક છોકરાએ ઇસુને એક માણસમાંથી ભૂત કાઢતાં જોયો તે વિષે તથા ઇસુ દેવનો દીકરો હતો માટે એ કામ કીધું એ આપણે શીખ્યા.

૨. શું તમને લાગે છે કે ત્યાર પછી તે છોકરો ઇસુને ભુલી ગયો હશે? ના, મને લાગે છે કે તે દહાડે તે ઇસુ વિષે બહુ વિચાર કરતો હતો. તે શહેરના લોકને માટે તે એક બહુ મોટો દિવસ હતો. તે દિવસે તે છોકરાએ એવાં કૃત્યો જોયાં હતાં કે જે તે તેની જીંદગીમાં કદી ભુલી ગયો નહિ. તેણે જે જે જોયું હતું તે પૈકી થોડું હું આજે તમને કહીશ.

૩. ઇસુએ પેલા માણસમાંથી ભૂત કાઢયા પછી તે છોકરો તેના બાપ સાથે દેવળમાંથી નીકળીને ઘેર ગયો. ઘેર ગયા પછી તેની માએ તેમને સારૂ જમણ તૈયાર કર્યું. જમ્યા પછી છોકરો સુઈ ગયો. બપોર પછી તે ઉઠયો. પહેલાં તો તે સાંજે શું કરવું એ તેને સુઝયું નહિ, પણ પછીથી તેને ઇસુનું સવારમાં કીધેલું કૃત્ય યાદ આવ્યું. પછી તે પોતે કહેવા લાગ્યો, "ઇસુ કયાં છે અને શું કરે છે તે હું જઇને જોઇશ !" પછી તે સુતો હતો ત્યાંથી ઉઠીને બહાર ગયો. તે જાણતો હતો કે ઇસુની સાથે પીતરને મિત્રાચારી છે અને તેને એ પણ ખબર હતી કે પીતરનું ઘર સરોવરની પાસેજ છે, અને કદાપિ ઇસુ ત્યાં મળી શકશે એવા વિચારથી તે પીતરના ઘર તરફ જવા નીકળ્યો.

તે છોકરો રસ્તે થોડોક આગળ ગયો એવામાં ત્રણ જણાને એક માણસને લઈ જતાં જોયા. પેલા માણસને પોતાની સાથે લાવતાં તે માણસોને બહુજ હરકત પડી હતી. તે રસ્તામાં પડી જતો અથવા તો પાછો ફરીને કુતરાની માફક તેમને કરડી ખાવા પ્રયત્ન કરતો. તે ગાંડા જેવો જણાતો, પરંતુ પેલા માણસો બહુ ધીરજવાન હતા. તેઓએ કહ્યું, "જો આપણે તેને ઇસુ કને લઇ જઇ શકીએ તો તે તેને સાજો કરશે."

આગળ ચાલતાં એક ગરીબ અશક્ત માણસ લાકડીના ટેકાથી ચાલતો હતો. તેને સખત તાવ ચઢયો હતો પણ તે કહેતો, "મારે ઇસુ કને જવુંજ જોઇએ, મારે ઇસુ કને જવુંજ જોઇએ," અને તેણે ધીમે ધીમે પીતરના ઘર તરફ જવા માંડયું.

તેથી જરાક આગળ જતાં તે છોકરાએ એક બાયડીને તેનું છોકરૂં લઈ જતાં જોઇ. છોકરાએ પુછ્યું, "બાઇ, તમે આટલા મોટા છોકરાને કેમ તેડી લઇ જાઓ છો. શું તે પોતે ચાલી શકતો નથી?" અને માએ પ્રત્યુત્તર આપ્યો, "છોકરો એટલો બધો માંદો છે કે તેનાથી ચલાતું નથી, હું તેને ઇસુ પાસે લઇ જઇને તેની વિનંતી કરીશ કે તે મારા છોકરાને સાજો કરે."

છોકરો પીતરના ઘર આગળ આવી લાગ્યો ત્યારે તેણે પુરૂષો તથા સ્ત્રીઓના મોટા ટોળાને એકઠું થએલું દીઠું. સૂર્ય લગભગ આથમવાની તૈયારીમાં હતો, તો પણ બહુ લોકો ત્યાં એકઠા થતા હતા. આ લોકો ઘણાં માંદાંઓને તથા ભૂત વળગેલાઓને લાવ્યા હતા. પીતરના ઘર આગળ રસ્તા ઉપર ઉભા રહીને મોટેથી બૂમ પાડતાં કહેતા હતા, "એ ઇસુ, તું આવીને માત્ર તારો હાથ આ માંદાં ઉપર મૂકીને તેમને સાજાં કર, કેમકે આજ સવારે દેવળમાં તેં એક ભૂત વળગેલા માણસને સાજો કર્યો, તેથી અમારી ખાત્રી થઇ છે કે તેની માફક તું આ માણસોને પણ સાજાં કરી શકે છે."

પછી ઇસુ ઘરમાંથી નીકળી બહાર રસ્તા પર જ્યાં માંદાં તથા ભૂત વળગેલાં હતાં ત્યાં આવ્યો. જેઓ બૂમો પાડતા હતા તે બધા હમણાં છાના રહી ગયા.

સઘળાં માંદાં તથા ભૂત વળગેલાં ઉપર ઇસુએ કૃપાની નજર નાખી.

પછી તેણે તે બિચારી માને તેનો છોકરો લાવવાનું કહ્યું, અને તે માંદા છોકરાના માથા ઉપર ધીમેથી પોતાના હાથ મુકીને તેને આશીર્વાદ દીધો અને તે છોકરો તરત સાજો થઇ ગયો.

એ પછી ઈસુએ પેલો ઘરડો માણુસ કે જે પીતરના ઘરના દરવાજા આગળ આવ્યો હતો અને હમણાં તાવની પીડાને લીધે પડી જવાની તૈયારીમાં હતો તેને દીઠો. ઈસુએ તેની સાથે થોડી વાત કર્યાં પછી તેના ઉપર પોતાના કૃપાળુ હાથ મુકીને તેને આશીર્વાદ આપ્યો, અને ત્યાં બધાંના દેખતાં તે માણુસ સાજો થઇને ઉભો થયો, કારણ કે તેનો તાવ જતો રહ્યો હતો.

એવામાં પેલા ત્રણ માણુસો તે ભૂત વળગેલા માણુસને ઇસુ પાસે લાવ્યા હતા. જેવા તેઓ તેને ઇસુ પાસે લાવ્યા કે તરતજ તેનામાં જે ભૂત હતું તે બૂમો પાડવા લાગ્યું.

છોકરો તેમની પાસે જવાનો માર્ગ કરવા લાગ્યો, અને ભૂત જે કહેતું હતું તે સાંભળી શકયો, એટલે "તું દેવનો દીકરો છે." પછી ઇસુએ જેવી રીતે સવારમાં આજ્ઞા કરી હતી તેવી રીતે આજ્ઞા કરી કે તરતજ તે માણુસમાંથી ભૂત નીકળી ગયો.

અંધારૂં થતાં સુધી ઇસુએ તે નગરનાં માંદાંને સાજાં કર્યાં. પછી તે વિશ્રામ લેવા સારૂ પીતરના ઘરમાં ગયો અને પેલો છોકરો જેણે તે દિવસે આટલાં બધાં અજાયબ જેવાં કૃત્યો જોયાં હતાં તે અંધારામાં પોતાના ઘર તરફ જવા નીકળ્યો.

૪. અંધારામાં જવું પડયું, અને તેના બાપને ઘેર જતાં વાર લાગી હશે. પણ આખે રસ્તે તે મનમાં ને મનમાં એમ કહેતો હતો, "આજે મેં ઇસુને જે કામો કરતાં દીઠો તેઓથી મને ખાતરી થાય છે કે ઇસુ ખરેખર દેવનો દીકરો છે."

**પ્રશ્નો.**

1. શા માટે છોકરો ફરી ઇસુને જોવા ચહાતો હતો ?
2. ઇસુની પાસે જેમને આણવામાં આવ્યાં તે બધાંને તેણે શું કર્યું ?
3. પોતાને ઘેર જતાં તે છોકરો ઇસુ સંબંધી કેવા વિચાર કરતો હતો ?

# ૮૬. કોઢીઆની માગણી.

**હેતુ :** કોઢીઆની ગરજ કેવી હતી તથા માણસો તરફથી તેને કઇજ મદદ ન મળી એ છોકરાંને બતાવવાનો.

**શાસ્ત્રભાગ :** માર્ક ૧ ; ૪૦-૪૫. માત્થી ૮ ; ૨-૪. લુક ૫ ; ૧૨-૧૪.

**મુખકલમ :** માત્થી ૮ ; ૩. "મારી ઈચ્છા છે, તું શુદ્ધ થા."

**વાર્તા.**

૧. ઇસુની પાસે જે માંદાં માણસોને લાવ્યા હતા તે બધાંને તેણે કેવી રીતે સાજાં કીધાં તે અત્યાર લગી ઘણી વાર્તાઓમાં મેં તમને કહી સંભળાવ્યું છે.

૨. કોઢ એ સખત તાવ કરતાં એક ખરાબ રોગ છે. તેને લીધે આખા શરીર પર ચાંદાં પડે છે, અને હાથની આંગળીઓ પણ ખરી પડે છે. જે માણસને આ રોગ લાગુ પડે છે તેને અશુદ્ધ ગણવામાં આવે છે. તે રોગને કોઢ કે રક્તપિત્ત કહે છે. એક કોઢીઓ કેવી રીતે ઇસુ પાસે આવ્યો ને સાજો થયો તે વિષે આજે હું તમને કહી સંભળાવીશ.

૩. જે દેશમાં ઇસુ રહેતો હતો ત્યાં સારા કુળનો એક જુવાન માણસ હતો. તે સારી રીતે શીખેલો તથા ધનવાન હતો. યોગ્ય ઉમ્મરે તે પરણ્યો હતો. તેના ગામમાં તે માનવંત પુરૂષ ગણાતો હતો.

પણ કેટલાંક વર્ષ પછી તે તે ગામના એક વૈદની પાસે ગયો. તેણે ડૉકટર સાહેબને કહ્યું, "મારી ચામડી પર કંઈ દરદ માલમ પડે છે તેને સારૂ મારે સારી જાતનો મલમ જોઇએ છીએ," અને ડૉકટરે તેને સારી જાતનો મલમ વેચાતો આપ્યો. તે માણસ ચાલ્યો ગયો અને ચાંદા પર મલમ ચોપડવા લાગ્યો, પરંતુ તેનું ચાંદું કંઇ સારૂં થયું નહિ.

પછી તે ડૉકટર સાહેબ પાસે પાછો ગયો, અને એ કરતાં વધારે સારો મલમ માગ્યો અને લઇને તે ચાંદા પર લગાડયો, પણ ચાંદું તો સારૂં થયુંજ નહિ.

પછી તે માણસને બહુ બીક લાગી અને કોઇને તે વિષે કહેવાની તેની હિમ્મત ચાલી નહિ. છાની રીતે તેણે ઘણી જાતની દવાઓ લાવીને ચાંદા પર અજમાવી જોઇ, પણ તેથી કંઇજ વળ્યું નહિ. પછી તો તેના

હાથ તથા ચહેરા પર બીજાં ચાંદાં દેખાવા લાગ્યાં, અને તેમને તે ગુપ્ત રાખી શકયો નહિ.

આ ચાંદાં જોઇને ગામનાં બધાં માણસોએ જાણ્યું કે તેને કોઢ થયો છે. તે દેશના રિવાજ મુજબ કોઢીઓ માણસ ગામનાં બીજાં માણસો સાથે રહી શકતો નહિ. લોક તેને ગામમાં રહેવા દે નહિ તેમજ મંદિરમાં પણ જવા દે નહિ. વળી ઘણે દૂર જંગલમાં એક ઝુંપડું બાંધીને આખી જીંદગી સુધી ત્યાં રહેવું પડતું. આ રિવાજ મુજબ ગામના વડીલોએ તે માણસને ગામમાંથી નીકળી જવાનો હુકમ આપ્યો, અને એમ તેની બાયડી, છોકરાં તથા સુંદર ઘર મુકીને જવું પડયું અને કદી પાછું અવાય તેમ ન હતું.

વળી તે દેશનો એવો પણ રિવાજ હતો કે બીજા માણસોના જેવાં સારાં લુગડાં કોઢીયાએ પહેરવાં નહિ. તેણે જુનાં અને ફાટાંતુટાં કપડાં પહેરવાં. તે ઉપરાંત તેને તેના વાળ લાંબા અને અવ્યવસ્થિત રાખવા પડતા, એ માટે કે સામે આવનાર માણસો તેને જોઇને જાણી શકે કે તે કોઢીઓ છે.

એ ઉપરાંત તેને તેના મ્હો ઉપર એક લુગડું વિંટાળી રાખવું પડતું, એ માટે કે જે કોઇ વખતે તે બીજા કોઈ સાથે વાત કરે ત્યારે તેનો શ્વાસ તેમને લાગે નહિ.

વળી રસ્તા ઉપર ચાલતાં માણસોને જોઇને "અશુદ્ધ, અશુદ્ધ" એવી બૂમ મારવી પડતી એ માટે કે કોઇ તેની પાસે જાય નહિ. એ બૂમ સાંભળીને તે કોઢીઆથી દૂર રહેવાની માણસો ઘણી કાળજી રાખતાં, કેમકે તેમને બીક લાગતી કે જો તેની પાસે અમે જઇએ તો કદાપિ તે રોગ અમને લાગે. લોકો તેને માટે રસ્તા પર ખાવાનું લાવીને મુકતા અને એકદમ પાછા જતાં. પછી તે જઇને તે ખાવાનું લેતો. એના કરતાં દુઃખી જીવન બીજું કયું હશે?

અને બધાં માણસો એમ ગણતાં કે દેવનો કોપ તેના પર છે. કોઢીઓ પોતે પણ એમજ માનતો હતો, અને એ વિચારથી તે વધારે દુઃખી થતો. આવી સ્થિતિમાં તેને ઘણાં વરસ સુધી રહેવું પડયું. એ

બધાં વરસો સુધી સાજા થવાની તેને કંઇજ આશા ન હતી, તેમજ કોઇ તેની સાથે પ્રીતિથી વર્તશે એવી આશા પણ તેણે મૂકી દીધી હતી.

૪. એક દિવસે છેટે ઉભા રહીને કોઇએ તેને કહ્યું કે, "ઇસુ કહેવાએલા એક પવિત્ર માણસે એક બાઇને ઝેરી તાવથી સાજી કરી અને બીજાં ઘણાં રોગી માણસોને એક શબ્દથી તરત સાજાં કર્યાં હતાં." પછી તે કોઢીએ વિચાર કર્યો કે, "કદાપિ દેવનો પવિત્ર ઇસુ મને સાજો કરી શકશે. તેની પાસે જઇને તેની દયા મારા પર થાય એવી માગણી કરીશ." એ વિચારથી તે ઇસુની શોધ કરવા નીકળી પડયો.

**પ્રશ્નો.**

૧. કોઢીઓ કેવી સ્થિતિમાં રહેતા ?
૨. શા કારણથી તેણે ઈસુ તરફથી સાજાપણાની આશા રાખી ?
૩. કોઢીઆએ શું કર્યું ?

---

## ૮૭. ઈસુએ કોઢીઆને શુદ્ધ કર્યો તે વિષે.

**હેતુ :** કોઢ જેવા રોગથી ઇસુ કંટાળી ગયો નહિ, પણ કોઢીઆ ઉપર દયા દેખાડીને તેને સાજો કર્યો એ છોકરાંને બતાવવાનો.

**શાસ્ત્રભાગ :** માર્ક ૧ ; ૪૦-૪૪. માત્થી ૮ ; ૨-૪. લુક ૫ ; ૧૨-૧૪.

**મુખકલમ :** માત્થી ૮ ; ૩. "હું ચાહું છું, તું શુદ્ધ થા."

**વાર્તા.**

૧. પેલો કોઢીઓ માણસ કેવી દુઃખી સ્થિતિમાં હતો અને તેને ઘર, સગાંવહાલાં અને મિત્રોથી હાંકી કાઢવામાં આવ્યો હતો, અને કેવી રીતે તેણે કોઇના મુખથી ઇસુનાં ચમત્કારિક કામો વિષે સાંભળ્યું અને તેના તરફથી મદદની આશા રાખી એ વિષે તમે સાંભળ્યું છે.

૨. ઇસુ મને મદદ કરશે એવી જ્યારે તે કોઢીઆને આશા ઉપજી ત્યારે તે જંગલમાંના તેના ઝુંપડામાં રહ્યો હશે એમ તમને લાગે છે શું ?

૩. ના, ઇસુ વિષે સાંભળ્યા પછી તે કહેવા લાગ્યો, "મારે ઇસુ પાસે જવું જોઇએ. મારો વિશ્વાસ છે કે ઇસુ મને સાજો કરી શકે છે, પણ તેની પાસે ગયા સિવાય તે મારા પર દયા કરશે કે નહિ એ શી રીતે હું જાણી શકું ?" તેથી કોઢીઓ ઇસુને શોધવા નીકળ્યો.

તે મુસાફરી કરતાં તેને બહુ હરકતો નડી હતી. જેમ મેં તમને અગાઉ કહ્યું તેમ કોઢીઓ કોઇની પાસે જઇ શકતો નહિ. "અશુદ્ધ ! અશુદ્ધ !" એવી બૂમ તેને મારવી પડતી, એ માટે કે લોકો તેની પાસે આવે નહિ. તેનો દેખાવ જોઇને ઘણા લોકોને એટલી ચીડ ચઢતી કે તેઓ બનતી ઉતાવળે તેની પાસેથી નાસી જતા.

તો પણ કોઇ કોઇ વખતે જો કોઈ માયાળુ માણસ તેના જોવામાં આવતું તો તે તેને છેટેથી બૂમ પાડીને પુછતો કે, "ઇસુ કયાં છે એની તમને ખબર છે?" કોઈ વખતે એવું બનતું કે જેને તેણે બૂમ પાડીને ઇસુની ખબર પુછી હોય તે ઇસુ વિષે બિલકુલ જાણતો નહોતો. પણ કોઇ વખત જો ખબર હોય તો તે કહેતો "ઇસુ નાઝારેથમાં છે" અથવા "ઇસુ સરોવર પાસેના શહેરમાં છે." પછી જ્યાં ઇસુ હોય ત્યાં જવાની કોઢીઓ કોશિષ કરતો પણ તે બહુજ આસ્તે આસ્તે ચાલી શકતો.

પણ આખરે તે એક ગામની પાસે આવી પહોંચ્યો, કે જ્યાં આગળ ઘેટાં સાચવતા ભરવાડને તેણે જોયો. ભરવાડ જાણી શકે કે તે કોઢીઓ માણસ છે માટે તેણે "અશુદ્ધ, અશુદ્ધ" એવી બૂમ મારીને પુછ્યું "ઇસુ કયાં છે એ તું જાણે છે શું?" અને પ્રત્યુત્તરમાં ભરવાડે બૂમ પાડીને કહ્યું, "ઇસુ આ પાસેના ગામમાં છે."

દેશના રિવાજ મુજબ કોઢીઓ ગામમાં જઇ શકયો નહિ. ઇસુને મળવાનો કેવળ એકજ ઉપાય હતો અને તે એ કે ઇસુ બીજે ગામ જવાનો હોય તે રસ્તાની બાજુએ બેસી રહીને તેની રાહ જોવી.

આથી કોઢીઆએ પાછી ભરવાડને બૂમ મારીને પુછ્યું, "ઇસુ આ ગામથી નીકળીને કયાં જવાનો છે તે તું જાણે છે?"

અને જવાબમાં ભરવાડે કહ્યું, "મારા સાંભળવા પ્રમાણે તે ઉત્તર બાજુના કોઇ ગામમાં જવાનો છે."

આ સાંભળી તે કોઢીઓ ઉત્તર તરફ વળ્યો, કેમકે ઇસુ તે રસ્તે થઇને જશે એવી તેને ખાતરી હતી.

પણ ઇસુ કયારે તે રસ્તે થઇને જશે એ તે જાણતો નહોતો, માટે ઘણા વખત સુધી તેને રાહ જોવી પડી.

ગામમાંથી આવતા લોકોને જોઇને "અશુદ્ધ, અશુદ્ધ" એવી બૂમ પાડતો. કેટલાએક તો તેને ધમકાવતા અને તેમના ગામમાં તેને પેસવાનું ના કહેતા, પણ કેટલાએક તેને થોડું ખાવાનું નાખતા, અને તે દૂર રહીને તેમને પુછતો, "ઇસુ આ ગામમાંથી નીકળી ગયો છે? શું તે આ રસ્તે આવવાનો છે?"

અને જ્યારે લોકો કહેતા "ઇસુ હજી ગામમાં છે, અને તે આ રસ્તે થઇને જવાનો છે." ત્યારે કોઢીઓ પોતાના મનમાં કહેતો "ઇસુ આવશે, હું તેની વાટ જોઇશ, જો તેની ઇચ્છા હશે તો તે મને સાજો કરશે," અને આમ તે કોઢીઆએ ઇસુના આવવાની વાટ જોયા કીધી.

આખરે ઇસુ તથા તેના શિષ્યો તે ગામ મુકીને ઉત્તરનાં ગામોમાં જવા માટે નીકળ્યા.

કોઢીઓ એક નાની ટેકરી ઉપર ચઢીને તેઓ આવે છે કે નહિ તે જોયા કરતો હતો, અને થોડી વાર પછી તેણે ઇસુ તથા તેના શિષ્યોને રસ્તા ઉપર આવતા દીઠા.

જ્યાં આગળ તે કોઢીઓ ઉભો હતો તેની નજદિક ઇસુ તથા તેના શિષ્યો આવ્યા. આવતાની સાથે તેમને માલમ પડયું કે કોઇ એક માણસ તેમની રાહ જોતું હતું. પાસે આવ્યા ત્યારે તેમણે જોયું કે તે માણસે ફાટાંતુટાં કપડાં પહેરેલાં છે, અને તેના વાળ તદન અવ્યવસ્થિત છે, અને તેનાં મોઢાં ઉપર કપડાનો કકડો વીંટાળેલો છે. આથી તે કોઢીઓ છે એવી તેમને ખાતરી થઇ.

એટલામાં તે માણસે બૂમ પાડી, "અશુદ્ધ, અશુદ્ધ."

આ સાંભળીને ઇસુએ તે માણસ તરફ ઘણી દયાથી નજર કરી.

આ જોઇને તે કોઢીઓ આગળ દોડી આવ્યો અને તેનું માથું જમીન સુધી નમાવ્યું.

પછી તે કોઢીએ નમ્રતાથી ઇસુ પર પૂર્ણ આશા રાખતાં ઉંચું જોયું ને કહ્યું "જો તારી ઇચ્છા હોય તો તું મને શુદ્ધ કરી શકે છે.

ઇસુએ જોયું કે કોઢીઓ મારા પર વિશ્વાસ કરે છે, ત્યારે તેના પર દયા કરતાં તેણે તેને અડકીને કહ્યું, "હું ચાહું છું, તું શુદ્ધ થા."

શિષ્યોએ જ્યારે જોયું કે ઇસુ કોઢીઆને અડક્યો ત્યારે તેમને ઘણી બીક લાગી. તેઓએ મનમાં કહ્યું કે "કોઢીઆને અડકવું એ તો આપણા દેશના રીતરિવાજોથી તદન વિરૂદ્ધ છે. ઇસુ આમ કેમ કરતો હશે?" પણ ઇસુ જે માયાળુ શબ્દો બોલ્યો હતો તે તેઓએ સાંભળ્યા, અને એટલામાં તેઓએ એક ચમત્કાર દીઠો, તે કોઢીઆનાં બધાં ચાંદાં અદૃશ્ય થઇ ગયાં. તેનું શરીર તંદુરસ્ત અને સુંદર દેખાયું. તે હવેથી કોઢીઓ નહોતો. ઇસુના શબ્દો વડે તેને નિરોગી કરવામાં આવ્યો હતો.

ઇસુના હાથના સ્પર્શથી તે કોઢીઆમાં મોટો ફેરફાર થયો હતો.

૪. આ જોઇને ઇસુના શિષ્યોને ખાતરી થઇ કે કોઢ જેવા ભયંકર રોગ ઉપર પણ ઇસુને ચીડ નથી, પણ તેથી ઉલટું જેઓ તેના ઉપર વિશ્વાસ કરે છે તેમને તે તે અસાધ્ય રોગથી મુક્ત કરે છે.

આ રીતે કોઢીઆને શુદ્ધ કરવાથી ઇસુએ પોતાની શક્તિ તેમજ તેની દયા પણ દેખાડી આપી.

**પ્રશ્નો.**

૧. કોઢીઆએ કેવી રીતે ઇસુની શોધ કરી?
૨. કોઢીઆ ઉપર ઇસુએ કેવી રીતે દયા દેખાડી?
૩. કેવી રીતે ઇસુએ કોઢીઆને તેની ઇશ્વરી શક્તિ બતાવી આપી?

---

## ૮૮. દેવને વિસરી જનાર એક શ્રીમંત માણસની વાત.

**હેતુ:** દેવે આપણને આપેલાં કૃપાદાનોનો ઉપયોગ કેવી રીતે કરવો તે વિષે ઇસુ શું શીખવે છે, એ છોકરાંને બતાવવાનો.

**શાસ્ત્રભાગ:** લુક ૧૨; ૧૬-૨૧.

**મુખકલમ:** માત્થી ૬; ૩૩. "તમે પહેલાં દેવના રાજ્ય તથા તેના ન્યાયીપણાને શોધો."

**વાર્તા.**

૧. સરોવર પાસેના શહેરના દેવળમાં ઇસુએ લોકોને કેવો કેવો બોધ આપ્યો હતો તે વિષે તમે અગાઉ શીખ્યા હતા.

૨. દેવળમાં ભુત વળગેલા માણસને તથા બીજાં માંદાં માણસોને તે સાંજે ઇસુએ સાજાં કીધાં તે પેલા છોકરાએ જોયું હતું, તેથી તેની ખાતરી થઇ કે ઇસુ દેવનો દીકરો છે. જો તમે તે દેવળમાં તે

વખતે હોત તો તમને ઇસુનો બોધ સાંભળવાનું ગમત કે નહિ? હા, તમે જરૂર એમ કહ્યું હોત કે "આ પવિત્ર માણસ સારાં કૃત્યો કરે છે, માટે તેનો બોધ પણ સારો હોવો જોઈએ.

૩. દેવળ સિવાય તે બીજે ઘણે ઠેકાણે પણ લોકોને બોધ આપતો હતો. એક વખતે તેની પાસે ઘણા લોકો એકઠા થયા હતા ત્યારે તેણે તેમને આ પ્રમાણે વાત કરી કે:—

એક શ્રીમંત માણસ હતો. તે મોટો જમીનદાર માણસ હતો. તેને ઘણા ચાકરો હતા. તેઓ પોતાનું કામ સારી રીતે કરે છે કે નહિ તેની તે જાતે તપાસ કરતો. દરરોજ સવારે તે વહેલો ઉઠીને તેના ખેતરમાં ફરતો. ઢોર માંહે પેસી ન જાય માટે વાડ બરાબર છે કે નહિ તે જોતો. વળી કુવાનું પાણી ખેતરમાં સારી રીતે વહી શકે માટે તે પાણીના વહેણ આગળનો બધો કચરો કાઢી નંખાવતો. તે ઉપરાંત કોસ બરાબર છે કે કેમ તે વિષે તે તપાસ કરતો.

વળી પોતાનાં ખેતરોમાં તેણે ઘણા પાકા કુવા કરાવ્યા હતા. ખેતર ખેડતી વખતે તે બરાબર ખેડાય છે કે નહિ તેની એ જાતે તપાસ કરતો, તેમજ બી વાવતી વખતે તે આખા ખેતરમાં સારી રીતે વાવવામાં આવ્યાં છે કે નહિ તે પણ જાતે જોયા વગર રહેતો નહિ. તેમજ કાપણીની વખતે બધું ધાન્ય ખળીમાં લાવવામાં આવે અને કંઇજ ચોરાઇ નહિ જાય તેની પણ સંભાળ કરતો, અને પછી બધું અનાજ કોઠારમાં ભરાતું તે તે પોતે જોતો.

સારાં વરસોમાં તે પુષ્કળ નફો મેળવતો, અને દુષ્કાળને વખતે તેના કુટુંબના પોષણને માટે ભરી રાખતો, અને દુષ્કાળનું વરસ વીત્યા પછી વાવવાને માટે પણ પુષ્કળ બી બચતું.

આ રીતે તેની મિલકત ઘણીજ વધી ગઇ, અને તેણે પોતાની જમીન પાસેની બીજી જમીન વેચાતી લીધી, અને તેના ગામમાં સૌથી વધારે પૈસાવાળો તે થયો.

એક વરસે બી વાવ્યાં અને સારો વરસાદ વરસ્યો. પછી લગભગ કાપણીની વેળાએ તેના હમેશના રિવાજ મુજબ અનાજ કેવું થયું છે તે

જોવા તે ગયો. તેણે તેના ચાકરોને કહ્યું કે "આ વરસે પાક ઘણો સારો થશે," અને તેઓએ કહ્યું, "હા, સાહેબ, નિઃસંદેહ પાક સારો થશે, આગલાં બધાં વર્ષોના પાક કરતાં આ વરસનો પાક સારો થવાનો છે."

પછી તે શ્રીમંત માણસે પોતાના મનમાં કહ્યું, "મારે શું કરવું જોઇએ? હમેશના કરતાં આ વરસે પુષ્કળ પાક થશે, ગયા વરસના ધાન્યથી તો મારી વખાર ભરાઇ ગએલી હતી. કોઠારોમાં ભરી રખાય તે કરતાં વધારે પાક આ વરસે થવાનો છે; આનો મારે વિચાર કરવો પડશે."

૪. વાર્તાનો આ પહેલો ભાગ છે. આમાં આપણે જોઇએ છીએ કે તે શ્રીમંત માણસ વધારે ને વધારે પૈસાદાર થતો, હમેશાં પોતાની મિલકત વિષે વિચાર કરતો, તેમજ તે બધું પોતાનેજ માટે શી રીતે રાખવું તે સંબંધી કાળજી રાખતો.

**પ્રશ્નો.**

૧. ઇસુ જે બોધ આપતો હતો તે પર લોકો ખુશીથી ધ્યાન આપતા હતા તેનું શું કારણ હતું?

૨. શ્રીમંત માણસ દરરોજ શું કરતો હતો?

૩. શ્રીમંત માણસ હમેશાં શા વિષે વિચાર કરતો હતો?

---

## ૮૯. કેવી રીતે તે શ્રીમંત માણસ પોતાની ભૂલ સમજ્યો તે વિષે.

**હેતુ:** માણસે ઇશ્વરને વિસરી જવો નહિ એ ઇસુએ કેવી રીતે શિખવ્યું એ છોકરાંને કહેવાનો.

**શાસ્ત્રભાગ:** લુક ૧૨; ૧૬-૨૧.

**સુખકલમ:** માત્થી ૬; ૩૩. "તમે પહેલાં દેવના રાજ્ય તથા તેના ન્યાયીપણાને શોધો."

**વાર્તા.**

૧. એક શ્રીમંત માણસ હતો કે જે તેની મિલકતનીજ ચિંતા કરતો હતો, અને તેના વિષે આપણે ગયા પાઠમાં શીખ્યા.

૨. પાંચ શેર ધાન્યની કોથળીમાં દશ શેર ધાન્ય માય શું?

૩. તે શ્રીમંત માણસનો વિચાર એજ હતો. આટલો બધો પાક મારા નાના કોઠારમાં રહેવાનો નથી એમ તે નક્કી જાણતો હતો. માત્ર એકજ ઉપાય બાકી હતો. તેને મોટા કોઠાર બંધાવ્યા વગર છુટકો નહોતો, અને તે શ્રીમંત માણસે પોતાના મનમાં એમ કરવાનો વિચાર નક્કી કર્યો અને કહ્યું, "મારી વખારોને હું પાડી નાખીશ, ને તે કરતાં મોટી બંધાવીશ; ને ત્યાં મારૂં બધું અનાજ હું ભરી મૂકીશ. અને હું મારા જીવને કહીશ કે, ઓ જીવ, ઘણાં વરસને માટે ઘણી મિલકત તારે સારૂ રાખી મૂકેલી છે; આરામ લે; ખા, પી, આનંદ કર;" જુઓ, તે હરહમેશ પોતા સંબંધીજ ચિંતા કરતો હતો, પોતાના એશઆરામ સિવાય તે બીજા કશાની દરકાર કરતો નહોતો.

પણ તે રાતે તેને એક સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં તેણે બહુ દલગીરી-ભરેલી એક વાણી સાંભળી, અને તેની ખાતરી થઇ કે તે વાણી દેવની છે.

જે શબ્દો તેણે સાંભળ્યા તે આ હતા: "ઓ મૂર્ખ, આજ રાત્રે તારો જીવ તારી પાસેથી માગી લેવામાં આવે છે; ત્યારે જે વસ્તુઓ તે સિદ્ધ કીધી છે તે કોની થશે?"

પછી તે શ્રીમંત માણસ સમજ્યો કે તેણે પોતાની જીંદગીમાં મોટી ભૂલ કરી હતી, એટલે કે તે ઇશ્વરને છેક વિસરી ગયો હતો.

ઇશ્વર કેવી રીતે ખેતરમાં ધાન્ય ઉગાડે છે, તેમજ તે કેવી રીતે નદીમાં પાણી મોકલે છે તથા ઇશ્વરે આપણને હાથ, પગ અને તંદુરસ્તી-રૂપી કૃપાદાનો આપેલાં છે તે તમને યાદ છે?

વારૂ, દેવની વાણી સાંભળી ત્યારે તે શ્રીમંત માણસે એકદમ વિચાર કર્યો કે, "મારા આખા આયુષ્યભર મને જોવા માટે ઇશ્વરે સારી આંખો આપી, પરંતુ તે સંબંધી મેં કદીએ વિચાર કર્યો નથી. વળી સારો વરસાદ મોકલીને ખેતરમાં અનાજ ઉગાડ્યું, પણ મેં વરસાદને માટે પણ તેનો ઉપકાર કદી માન્યો નથી. તે ઉપરાંત પાકની મોસમમાં તેણે મને સારો અને પુષ્કળ પાક આપ્યો તેને માટે પણ મેં તેનો આભાર માન્યો નથી. મારી પાસે જે બધું છે તે ઈશ્વરે આપેલું છે, પણ મેં તે બધું મારા પોતાના અર્થેજ અને મારાજ એશઆરામને માટે વાપર્યું. પરંતુ

તેઓ વડે ઇશ્વર મારી પાસે શું કરાવવા માગે છે તે સંબંધી કદીજ વિચાર કર્યો નથી. ઇશ્વરની કૃપાથી હું શ્રીમંત થયો છું, પણ મેં ગરીબોને મદદ કરી નથી, ભૂખ્યાને ખવાડયું નથી, અને અજ્ઞાનને ભણાવ્યા નથી. મેં મારે માટેજ ખેતર ખેડાવ્યાં છે, મારા સ્વાર્થની ખાતરજ કોઠારો અને ઘરો બંધાવ્યાં છે, અને હવે હું મરવાનો છું, અને હવે મેં જે બધું ભરી રાખેલું છે તે બધું કોનું થશે? તે મારા કામમાં આવવાનું નથી."

૪. ઇસુએ આ વાત ઉપરથી એવું શિખવ્યું કે જે માણસ પાસે દ્રવ્ય હોય, પણ તે ઇશ્વરને ભૂલી જાય તો તે માણસને દેવ તરફથી આશીર્વાદ મળશે નહિ, તેમજ જે માણસ ઇશ્વરની ઇચ્છા મુજબ બીજાંને મદદ કરવામાં તેના દ્રવ્યનો ઉપયોગ કરે છે તે આશીર્વાદ પામશે.

**પ્રશ્નો.**

૧. શ્રીમંત માણસે શું કરવાનો ઠરાવ કીધો?
૨. કયી મોટી ભૂલ તે શ્રીમંતે કીધી હતી?
૩. શા માટે આપણે ઇશ્વરને હમેશાં યાદ કરવો જોઇએ?

---

## ૯૦. સૌથી મોટો કોણ?

**હેતુ:** જો કે ઇસુ આટલો બધો પરાક્રમી હતો તો પણ મગરૂર નહોતો, અને તેણે એવું શિખવ્યું કે જે માણસ બીજાને મદદ કરે છે તેજ ખરો મોટો માણસ છે એ છોકરાંને શિખવવાનો.

**શાસ્ત્રભાગ:** માત્થી ૨૦; ૨૮. યોહાન ૧૩; ૧-૧૭, ૩૪, ૩૫.

**મુખકલમ:** લુક ૨૨; ૧૭. "હું તમારામાં સેવા કરનારના જેવો છું."

**વાર્તા.**

૧. સરોવર પાસેના શહેરમાં ઇસુએ કરેલાં અદ્‌ભુત કામો, અને તેમાંએ ખાસ કરીને તેણે યાઐરસની દીકરીને સજીવન કરી અને ભૂત વળગેલા છોકરામાંથી ભૂત કાઢયું તેમજ કોઢીઆને સાજો કીધો તે વખતે ઇસુની સાથે તેના કેટલાએક મિત્રો હતા, અને તેઓ તેના શિષ્યો કહેવાતા હતા.

૨. શિષ્યની ફરજ શી છે તે તમે જાણો છો? તેના ગુરૂની સેવા બજાવવાની છે કે નહિ? ત્યારે શું ઇસુના શિષ્યોએ પણ તેની સેવા કીધી હશે ખરી? હા, તેઓએ તેની સેવા કરી હતી.

૩. જ્યારે ઇસુ એક ગામથી બીજે ગામ અને એક શહેરથી બીજે શહેર મુસાફરી કરીને લોકોના આકાશવાસી પિતાના પ્રેમ વિષે તેમને કહેતો હતો, અને માંદાંને સાજા કરતો ત્યારે આ શિષ્યો તેની સાથે જતા હતા.

કોઇ કોઇ વખતે લોકો ઇસુને તેમને ત્યાં જમણુ લેવાની વિનંતી કરતા.

કોઇ કોઇ વખતે તેઓ તેને માટે સીધુ લાવતા, અને શિષ્યો ઇસુને બદલે આ ભેટનો સ્વીકાર કરતા, અને યોગ્ય વખતે તેને માટે જમણુ તૈયાર કરતા.

કોઇ કોઇ વખતે તો તેનું સાંભળનારાઓ તેના પ્રત્યે પોતાનો પૂજ્યભાવ બતાવવાની ખાતર કંઇ ભેટ લાવતા. શિષ્યો આ પૈસાનો સ્વીકાર કરતા અને પછી શહેરમાં જતા અને તેમાંથી ઇસુને માટે જોઈતી ચીજો ખરીદી લાવતા.

આ રીતે તેઓ તેની બહુ સેવા કરતા હતા.

પરંતુ ઇસુએ તેમની સાથે જાણે કે તેઓ નોકર હોય એવું વર્તન કદી ચલાવ્યું નહિ. જાણે કે મિત્રની સાથે વાત કરતો હોય તેવી રીતે હમેશાં તેમની સાથે વાત કરતો. ખરેખર તે તેમને તેના મિત્રો ગણતો હતો.

જ્યારે તેઓ તેની સાથે મુસાફરી કરતાં રસ્તા પર ચાલતા હોય ત્યારે તે પોતાના મનની ઘણી વાતો તેમને કહી સંભળાવતો. તેઓ બધાને તેના જ્ઞાનની વાતો સાંભળવી બહુ ગમતી હતી.

શિષ્યો ઇસુની બહુ પ્રશંસા કરતા, તેને બહુ ચહાતા ને માન આપતા, પણ તે તેમની સાથે ન હોય ત્યારે તેઓ તેના વિષે માહોમાંહે જે વાતો કરતા હતા તે ડહાપણની વાતો નહોતી. એક એમ કહેતો "ઈસુ ખરેખર દેવનો પુત્ર છે, તે પક્ષઘાતીને બળ આપી શકે છે, અને આપણે તેને માણસમાંથી ભૂત કાઢતાં જોયો નથી શું? યાઐરસની દીકરીને સજીવન કરતાં આપણે નથી જોયું શું? તો આવી ગરીબીમાં રહીને એક ગામથી બીજે ગામ આખા દેશમાં તે કેમ ભટકતો હશે વારૂ? તેનામાં સામર્થ્ય તો બહુ છે, અને આખા દેશનો રાજા થવા સારૂ તે પોતાનું પરાક્રમ કેમ નથી વાપરતો વારૂ?"

ત્યારે બીજો એમ કહેતો હતો કે, "ઇસુ એક મહાન રાજા થવાનો છે ખરો. બધા રાજાઓને મંત્રીઓ હોય છે. ઇસુને ઘણા મંત્રીઓની જરૂર પડશે. આપણે તેની સાથે સાથે ફરનારા તેના શિષ્યો ખરેખર તેના મંત્રીઓ થઈશું. લોકો રાજાના મંત્રીઓને બહુ માન આપે છે, અને જો આપણે તેના મંત્રીઓ થઇ શકીએ તો બધા લોકોની તરફથી આપણને ઘણુંજ માન મળશે."

ત્યારે ત્રીજો એમ કહેતો હતો કે, "તમે જે કહો છો તે ખરૂં છે. વળી રાજા પોતાના રાજ્યના જુદા જુદા પ્રાંતો પર સુબાઓ ઠરાવતો નથી શું? ઇસુ તો એક મહાન રાજા થશે તે આપણામાંથી કેટલાએકને મોટા પ્રાંતના સુબા સાહેબ અને બીજા કેટલાએકને શહેરોના સુબા તરીકે નીમશે. આપણે બધા મોટા ઉમરાવો બનીશું." વળી કોઈ કોઇ વખતે તેઓ માહોમાંહે કજીઓ કરતા. એક કહેતો, "જ્યારે ઇસુ રાજા થશે ત્યારે હું મુખ્ય પ્રધાન થઇશ"; અને બીજો એમ કહેતો, "હું મુખ્ય પ્રધાન થવાનો, પણ તું તો ઘણાં શહેરોનો સુબો થવાનો." ત્યારે ત્રીજો કહેતો, "તમારામાંનો કોઇ મુખ્ય પ્રધાન થવાનો નથી, કેમકે મુખ્ય પ્રધાન તો હું થવાનો છું; અને હું મુખ્ય પ્રધાન થયા પછી તમારી બન્નેની રાજ્યના જુદા જુદા પ્રાંતો ઉપર સુબાઓ તરીકે નિમણુક કરવાનો છું.

તેઓ એમ ધારતા હતા કે ઇસુ રાજ્ય સ્થાપન કરવાનો છે અને દરેક જણ તે રાજ્યમાં સૌથી મોટો થવા માગતો હતો, અને તેથી તેઓ એક બીજાની અદેખાઇ કરતા અને એક બીજા પર ગુસ્સે થતા.

૪. ઇસુ આ બધું જાણતો હતો, અને આ બાબત સંબંધી તેમને શિક્ષણ આપવાનો, અને રાજ્યના મંત્રીઓ કરતાં પણ તેઓ મોટા માણસો છે એ તેમને બતાવવાનો વિચાર કર્યો. તેણે શું કર્યું તે હું તમને હવે પછીની વાર્તામાં કહીશ.

**પ્રશ્નો.**

**૧. ઇસુના શિષ્યોએ શું કર્યું?**
**૨. તેઓ તેના વિષે શી ઇચ્છા રાખતા હતા?**
**૩. તેઓ પોતા વિષે શી ઇચ્છા રાખતા હતા?**

---

## ૯૧. સૌથી મોટો કોણ એ ઇસુ શિખવે છે.

**હેતુ :** જે બીજાની સેવા કરે છે તેજ ખરો મોટો માણસ છે એ ઇસુએ કેવી રીતે શિષ્યોને શિખવ્યું એ છોકરાંને કહેવાનો.

**શાસ્ત્રભાગ :** માત્થી ૨૦; ૨૮. યોહા. ૧૩; ૧-૧૭, ૩૪, ૩૫.

**મુખકલમ :** લુક ૨૨; ૨૭. "હું તમારામાં સેવા કરનારના જેવો છું."

**વાર્તા.**

૧. ઇસુ તે દેવનો દીકરો છે, અને તેનામાં અદ્‌ભુત સામર્થ્ય છે માટે તેણે તે દેશ પર રાજા થવું જોઇએ અને આપણને મંત્રીઓ કરવા જોઇએ એવી તેઓ આશા રાખતા હતા, અને પોતાનામાંથી કોણ મુખ્ય પ્રધાન થશે એ વિષે તેઓ માહોમાંહે કેવી રીતે કજીયો કરતા હતા, એ વિષે આપણે ગયા પાઠમાં શીખ્યા.

૨. જો તમે રેતાળ રસ્તા પર લાંબી મુસાફરી કરો તો તમારા પગ ગરમ થાય છે તથા ધુળથી મેલા થાય છે. એવે વખતે થંડું પાણી પગ પર રેડીને તેમને થંડા કરવા અને ધૂળ કાઢી નાખવી એ બહુ સારૂં લાગે છે કે નહિ?

૩. હવે એક દિવસ ઇસુ તથા તેના શિષ્યો લાંબી મુસાફરી કરીને થાકી ગયા હતા અને તેમના પગ ગરમ થઇ ગયા હતા. આખરે જે ગામ મુકામ કરવાના હતા ત્યાં તેઓ જઇ પહોંચ્યા.

રિવાજ મુજબ શિષ્યોમાંના એકે વાસણમાં પાણી લાવીને ઇસુના તથા બીજા શિષ્યોના પગ પરની ધૂળ ધોઇ નાખવી જોઇતી હતી. પરંતુ વાટમાં ઇસુના રાજા થવા વિષે તથા મુખ્ય પ્રધાન કોણ થશે, એ વિષે શિષ્યો માહોમાંહે કજીયો કરતા હતા, અને તેમનાં અંતઃકરણમાં એક બીજા પ્રત્યે કડવાસ હતી. કોઇએ એક બીજાને મદદ કરી નહિ અને કોઇ ઇસુના તથા બીજા શિષ્યોના પગ પરની ધૂળ ધોઇ નાખવા પાણી લાવ્યો નહિ.

પીતર નામના શિષ્યે એમ કહ્યું હતું, "હુ ઇસુનો વિશ્વાસુ શિષ્ય છું; બીજાઓ કરતાં મેં તેની વધારે સારી સેવા બજાવી છે, અને તે રાજા થાય ત્યારે મારે મુખ્ય પ્રધાન થવુંજ જોઇએ. શિષ્યોમાં હું મુખ્ય

છું, અને ઇસુના પગ પરની ધૂળ ધોઇ નાખવા સારૂ શા માટે મારે પાણી આણવું? તે કામ તો બીજાઓનું છે."

આ જોઇને બીજાઓએ એમ કહ્યું, "પીતર કંઇ અમારો શેઠ નથી. તે કેમ એમ કહે છે કે અમારે ઇસુના પગ પરની ધુળ ધોઇ નાખવી જોઇએ? અમે તો તેમ કરવાના નથી."

ઇસુ આ વખતે ઘરમાં હતો, અને સાંજનું વાળુ કરવાની મેજ પાસે એક ખાટલામાં બેઠો હતો અને રિવાજ મુજબ કોઇ શિષ્ય પગ ધોવા પાણી લઇને આવશે એમ વાટ જોયા કરતો હતો.

કેટલાએક શિષ્યો ઘરમાં આવ્યા પણ તેમના પગ પરની ધુળ ધોઇ નાખવામાં આવી નહોતી. વળી તેમનાં મોં ગુસ્સાવાળાં હતાં. અને જો કે ઇસુ તેમનો ગુરૂ હતો, તોપણ તેના પગ ધોવા સારૂ કોઇએ પાણી આણ્યું નહિ.

ઇસુએ તેમને કંઇ કહ્યું નહિ, પરંતુ પોતે બેઠો હતો ત્યાંથી ઉભો થયો અને કપડાં ઉતારીને ઘરમાંથી બહાર ગયો. ઇસુ શું કરશે એ વિષે નવાઇ પામતાં શિષ્યો એક બીજા તરફ જોવા લાગ્યા. તે પાછો આવ્યો ત્યારે તેને જોઇને બધાને બહુ શરમ લાગી, કેમકે ઇસુ પગ ધોવા સારૂ પાણી તથા પગ લુછવા સારૂ રૂમાલ લાવ્યો હતો.

પછી તે વાસણમાં પાણી રેડીને શિષ્યોના પગ ધોવા તથા રૂમાલથી તેમને લુછી નાખવા લાગ્યો.

ઇસુ કે જે તેમનો ગુરૂ હતો તેમજ દેવનો દીકરો હતો તેને જે કામ તેઓએ પોતે કરવું જોઇતું હતું તે કરતાં જોયો ત્યારે પીતરને બહુજ શરમ લાગી.

તેણે ઇસુને તેમ કરતાં અટકાવ્યો.

પણ ઇસુએ પીતરને કહ્યું કે મને અટકાવ નહિ, અને પછી દરેક શિષ્યના પગ ધોઈ નાખી રૂમાલ વડે સાફ કીધા. પછી ઇસુ બોલ્યો, "મેં પ્રભુએ તથા ગુરૂએ જો તમારા પગ ધોયા, તો તમારે પણ એક બીજાના પગ ધોવા જોઇએ, કેમકે જેવું મેં તમને કીધું તેવું તમે પણ કરો, એ માટે મેં તમને નમુનો આપ્યો છે."

અને આ પછી તેઓમાં શાંતિ થઈ, કેમકે તેમણે એક બીજાને કહ્યું "ઇસુ જે આટલો બધો મોટો અને પરાક્રમી છે તે જો આ રીતે આપણી સેવા કરવામાં શરમાતો નથી તો આપણે પણ એક બીજાની સેવા કરતાં શરમાવું નહિ." અને આથી તેઓ સમજ્યા કે જે પુરૂષ કે સ્ત્રી બીજાની વધારે સેવા કરે છે ને બીજાનું ભલું કરે છે અને પોતાને નમ્ર ગણે છે ને અભિમાન વગર રહે છે તે ઇસુને મન સહુથી મોટો શિષ્ય છે.

૪. આ શાળામાં જે મોટો છોકરો ગર્વ કરતો નથી, જે કોઇએક નાના છોકરાને નિશાળે લાવતો હોય ને રસ્તામાં તેની સંભાળ લેતો હોય અથવા જે કોઇ પોતાની બહેનને વાંચતાં શિખવતો હોય અથવા ઘરમાં ઘરડાં માણસ પ્રત્યે માયાળુપણાથી વર્તતો હોય, તેજ ઇસુના નમુનાં પ્રમાણે ચાલે છે એમ સમજવું.

**પ્રશ્નો.**

૧. જે ઘેર ઈસુ તથા તેના શિષ્યો રહેવાના હતા ત્યાં ગયા પછી શિષ્યોએ શું ન કર્યું?
૨. ઇસુએ શું કર્યું?
૩. આ ઉપરથી ઇસુએ તેમને શું શિખવ્યું?

---

## ૯૨. વાર્તા ૮૪-૯૧ ફરી કહેવી.

**હેતુ:** દેવના દીકરા ઇસુ વિષે છોકરાંઓ આ પાઠોમાં જે જે શીખ્યાં હોય તેનું સ્મરણ કરાવવાનો.

આ પાઠોમાં આપણે ઇસુની રોગ મટાડવાની અદ્‌ભુત શક્તિ, હા, કોઢ પણ મટાડવાની શક્તિ, તેમજ અશુદ્ધ આત્માઓને કાઢવાની શક્તિ વિષે સાંભળી ગયા. વળી દેવને વિસરી જનાર શ્રીમંત માણસની ભૂલ, તથા તે પોતા સંબંધીજ એટલે કે પોતાના સુખનીજ દરકાર કરતો તે વિષે વાત સાંભળી. વળી જેમ ઇસુએ પોતે શિષ્યોના પગ ધોયા તેમ જે કોઇ બીજાની સેવા કરે છે તેજ ખરા શિષ્યો છે એવું ઇસુએ આપણને શિખવ્યું છે.

પરંતુ છોકરાંને પોતે વાર્તાઓ યાદ કરાવીને આ સત્ય સમજવા માટે શિક્ષકે તેમને મદદ કરવી જોઇએ.

મુખકલમો ફરી સાંભળી જવી.

## ૯૩. ચુંટી કાઢેલી વાર્તાઓનું પુનરાવર્તન.

**હેતુ :** પાઠ ૪૮-૬૯માંના પાઠોમાંની વાર્તા એટલે ઈસુનો જન્મ, બાલ્યાવસ્થા, અને તેના કરેલા ચમત્કારો છોકરાંને બરાબર યાદ છે કે નહિ તેની ખાતરી કરવી જોઇએ. પરંતુ રસ વગરના ટુંકા પ્રશ્નો અને ટુંકા જવાબવાળી પદ્ધતિ વાપરવી નહિ. છોકરાં વાર્તામાંનો બનાવ કહી જાય માટે તેમને ઉત્તેજન મળવું જોઈએ. જો કોઇ છોકરૂં ભૂલી ગયું હોય તો શિક્ષકે બીજા છોકરાને પુછવું કે તેમને અગાઉ કહેવામાં આવી હતી તેવી રીતે વાર્તા કહી જાય. મુખ્યકલમો ફરી સાંભળી જવી.

---

## ૯૪. મદ્યનિષેધક પાઠ. આપણી બુદ્ધિ ચોરનાર ઠગ.

**હેતુ :** તાડી, દારૂ અને બીજાં કેફી પીણાં આપણા મનને ખરાબ કરે છે તથા શરીરને નુકશાનકારક છે એ છોકરાંને સમજાવવાનો.

**શાસ્ત્રભાગ :** હોશી. ૪ ; ૧૧. હબાક્કુક ૨ ; ૫.

**મુખકલમ :** દ્દષ્ટાં. ૨૦ ; ૧. "દ્રાક્ષરસ ઠઠ્ઠાખોર, મદ્ય ટંટાખોર છે."

**વાર્તા.**

કેટલાએક મહિના ઉપર એક ઝેરી સાપ કે જેણે બંગલામાં પેસીને એક છોકરાનો જીવ લેવા પ્રયત્ન કર્યો હતો, પરંતુ એક નોળીઆએ તેને પકડીને મારી નાખ્યો અને તે છોકરાનો જીવ બચાવ્યો તે વાર્તા મેં તમને કહી હતી તે તમને યાદ છે કે? (પાઠ ૪૭ મો). તે પાઠમાં આપણે સાંભળી ગયા કે તાડી, દારૂ, બ્રાન્ડી, ઇત્યાદિ જાતના મદ્ય એ બધા ઝેરી સાપના જેવાં છે.

૨. ઝેરી સાપ કરતાં વધારે નુકશાનકારક શું હશે? શું વાઘ? કદાપિ એમ હોય. એક ખીજવાએલું રીંછ? કદાપિ તે હોય. શું ઠગ? હા, ઠગ સૌથી ખરાબ હોય છે. જે વાર્તા હું હમણાં તમને કહેવાનો છું તે ઉપરથી તમે તે સમજી શકશો.

૩. ઘણાં વરસ ઉપર એક તરૂણ શ્રીમંત માણસ દક્ષિણ હિન્દુસ્તાનથી બનારસ તરફ મુસાફરી કરતો હતો. તે વખતે રેલગાડી નહિ હોવાથી તે જુવાન માણસ બે કે ત્રણ નોકરો સાથે ઘોડા પર બેસીને મુસાફરી કરતો હતો.

આ જુવાન માણસ દક્ષિણ હિન્દુસ્તાનના કોઇએક રાજાને બનારસના કોઇ ઝવેરીનું દેવું હતું તે પતાવવા સારૂ તે રાજા પાસેથી પુષ્કળ કીમતી જવાહિર લઇને જતો હતો.

તે દેશમાં પુષ્કળ ઠગ લોક હતા અને જો તેમને ખબર પડે કે તે કીમતી જવાહિર લઇ જાય છે તો તરત યુક્તિ કરીને તેની પાસેથી બધુ પડાવી લેશે ને લુટી લેશે એવું તે જુવાન માણસ સારી પેઠે જાણતો હતો. માટે પોતાની પાસે જે જવાહિર હતું તે વિષે તેમજ પોતે શા કામ સારૂ બનારસ જાય છે તે પણ કોઇને નહિ કહેવાની તે માણસે બહુ કાળજી રાખી, અને પોતે ક્યાંથી આવે છે ને ક્યાં જાય છે તે તેણે કોઇને કહ્યું નહિ.

તે શ્રીમંત માણસ અને તેના નોકરો દક્ષિણમાં એક જગ્યાએ આવ્યા કે જ્યાં આરામ લેવા સારૂ થોડા દહાડા રહેવાનો તેમનો વિચાર હતો. તેજ ધર્મશાળામાં બીજા ઘણા મુસાફરો હતા. કોઇ ઉત્તર તો કોઇ દક્ષિણ ગમ જવાના હતા. કેટલાએક તે જુવાન માણસની પેઠે કેટલાએક દિવસ થોભ્યા, અને કેટલાએક કેવળ એક રાત રહીને પોતાને રસ્તે પડયા.

તે જુવાન માણસના તે ધર્મશાળામાં આવ્યા પછી કેટલાએક મુસાફરો આવ્યા અને તેઓમાંના કેટલાએક તો આબરૂદાર વેપારીઓ હતા.

તેઓ ત્યાં થોડી વાર રહ્યા એટલામાં તેઓમાંનો એક પેલા જુવાન માણસ પાસે આવ્યો, તે બંનેએ ઘણી વાતચિત કીધી અને તેઓ મિત્રે થયા. ને જુવાન માણસે પોતાના મનમાં કહ્યું, "આ વેપારીઓ મને કંઇ ઇજા કરે એવા નથી. તેઓ મારાં રત્નો ચોરે એવા નથી, આ માણસો તો સારા માણસો દેખાય છે, અને મારા તરફ મિત્રાચારીનો ભાવ બતાવે છે, હું તેમની સાથે મારી મુસાફરી કરીશ."

વેપારીઓએ કહ્યું કે "જો તમે અમારી સાથે મુસાફરી કરશો તો અમને બહુ સારૂં લાગશે." બાકીના થોડા દિવસોમાં તે જુવાન માણસ તથા વેપારીઓએ જુદા જુદા વિષયો પર વાતચિત ચલાવી, અને તે જુવાન માણસે તેમના પર ભરોસો રાખીને પોતે દક્ષિણના કોઇ એક રાજા તરફથી બનારસ કંઇ કામ સારૂ જતો હતો તે તેમને કહ્યું, તેણે

ાને જવાહિર વિષે કંઇજ કહ્યું નહિ. પણ તેમણે જાણ્યું કે આટલા ણસો સાથે રાજાના કામ સારૂ જે માણસ લાંબી મુસાફરી કરે છે તેની સે પુષ્કળ પૈસા અને જવાહિર હોવુંજ જોઇએ. પણ આ સંબંધી ાણે તે જુવાન માણસને કંઇજ કહ્યું નહિ, પણ માત્ર મિત્રાચારી ાડીને અગાઉની પેઠે વાતચિત કરી.

અમુક દિવસ ઠરાવીને તેઓ સાથે સાથે મુસાફરીએ નીકળ્યા, અને લાએક દિવસ સુધી તો તેમણે સાથે મુસાફરી કરી. વખત ઉનાળાનો ા તેથી તેમનો એવો નિયમ હતો કે બપોરે કોઇ એક જગ્યાએ ઝાડ ન ચે ીને ભોજન કરતા, અને પછી દિવસ નમતાં સુધી આરામ લઇને ાફરી પાછી શરૂ કરતા.

એક દિવસ તે વેપારીઓની સાથે પોતાનું ભોજન કર્યાં બાદ તે વાન માણસ સુઇ ગયો.

તેણે થોડીક ઉંઘ લીધી હશે એવામાં જાણે કે કોઇએ તેનું ગળુ ડ્યું હોય એમ તેને લાગ્યું. તેણે કુદીને નાસી જવાનો પ્રયત્ન કર્યો, પણ ા માથા ઉપર એક શાલ ઢાંકેલી હતી અને તે થોડી વારમાંજ ગળાઇ ગયો.

પેલા માણસો વેપારીઓ નહોતા પણ ઠગ હતા, અને પૈસાદાર ાફરોની સાથે મિત્રાચારી કરી તેમની જોડે મુસાફરી કરતા, અને પછી ાને એકાંત જગ્યામાં ગુંગળાવી મારી નાખી તેમની પાસેનો બધો પૈસો ને જવાહિર લુંટી લેતા અને તેમનાં શબને દાટી દેતા કે જેથી તેમના ે કોઇને કંઇ ખબર પડે નહિ; આમ કરવાનો તેમનો રિવાજ હતો.

૪. હવે ઇશ્વર તરફથી આપણને એવો કયો અદ્‌ભુત ખજાનો ળેલો છે કે જે જવાહિર અને પૈસા કરતાં વધારે કીમતી છે, અને વળી આપણી સાથે પણ લઇ જઇ શકીએ છીએ? તે તો આપણી સારી ંખો, સમજવાને મન તથા વિચારશક્તિ છે.

તે ખજાનો આપણી પાસેથી કયા ઠગ ચોરી જતા હશે વારૂ? ડી, દારૂ, બ્રાન્ડી—આ કેફી પીણાં તે ઠગો છે, કે જેઓ આપણા ત્રો હોવાનો ઢોંગ કરીને પછી આપણી આંખો ઝાંખી કરે છે, અને

આપણાં મન સુસ્ત અને મુર્ખ કરે છે, આપણા હાથોને ધ્રુજાવે છે તેમજ આપણાં શરીરમાંથી બધી શક્તિ લઇ જાય છે.

તાડી, દારૂ, બ્રાન્ડી અને બધાં કેફી પીણાં પ્રાણઘાતક અને કાવતરાંખોર ઠગ છે એ વાત યાદ રાખો. કદી પણ તમે તેમની મિત્રાચારી કરતા નહિ.

**પ્રશ્નો.**

૧. ઠગ લોકોએ કેવી રીતે પેલા જુવાન માણસને ઠગ્યો ?

૨. ઇશ્વરે આપણ દરેકને કયાં જવાહિર આપેલાં છે ?

૩. કયા ઠગ તેમને આપણી પાસેથી ચોરી લઇ જઇ શકે એમ છે ?

**સમાપ્ત.**